

"લેજતે લ્હાવો લોક, આજ હૈડે માંડી હાટડી;
ફેરો નથી જ ફોક, પકરો વ્હાલાને મળ્યે."

ફાર્બસ ગુજરાતી સભા ગ્રન્થમાળા નં. ૬

કાઠિયાવાડની

# જૂની વાર્તાઓ

યાને

## કાઠિયાવાડનું કંઠસ્થ સાહિત્ય

યોજનાર

હરગોવિંદ પ્રેમશંકર ત્રિવેદી

સંવત ૧૯૭૮ ઈ. સ. ૧૯૨૨

કીંમત રૂ. ૨-૮-૦

# સંબોધન.



હે વ્હાલી વાર્તાઓ !

હૈયે ઉછળે હેત, એ પ્રિતાળુય જ પારખે;
સમજે રૂદિયો એક, નેને નેન નાચંત જે.
ખાય લાવી ખડધાન, વનમાં જૈ વાસો કરે;
તનડે એક જ તાન, આંખલડી અમરત ઝરે.
વસન્ત વાતાં વેંત, કોયલડી ટૌકા કરે;
પ્રેમ ઝપટ જે દેત, હૈયે હેયું પારખે.
ચાંદલિયો નભમાંય, અમોઘ રસને આવરે;
ચકોર ચિત કૈં થાય, પ્રેમ ઝપટને પારખી.
વનમાળી વનમાંય, વાયે મધુરી મોરલી;
ગોપી ચિત્ત વીંખાય, પ્રેમ પૂર એ આકરે.
ગગને ઘોરે મેઘ, પ્રેમ સરિત પ્રસરાવતો;
વલોવી દે છે છેક, મોરલિયાના ઉરને.
કુરંગ અંગ વિંધાય, મીઠા વીણા વાદ્યથી;
ચિત્ત જરી ના ચોરાય, પ્રેમ નેમમાં મસ્ત એ.
રણમાં ઉઠે રાડ, હૈયાને હાકલ દઈ;
સુભટે ના રહેવાય, સામે પગલે જૈ મરે.

ધર્મ ધરાને કાજ, ધીંગાણે ધીરા ધસે;
એ હૈયાની લાજ, માથું મુકવામાં મચી.
પ્રેમ સાથ સોહાય, અમૃત હૈયું એકલું;
મેળ મીઠો જે થાય, પ્રેમી એક જ પારખે.
એવાં વીરલાં ઉર, પ્રેમ પૂર મહીં વળ્યાં;
જઇને તેની હજુર, માથલડાં જ નમાવજો.



# પ્રસ્તાવના.



ઘણાં વર્ષો સુધી સ્નેહી જનસમુદાયને આ "કાઠિયા-વાડના કંઠસ્થ સાહિત્ય"ની વાટ જોવરાવતાં જોવરાવતાં આજે તેને તે સહૃદય વર્ગના ચરણમાં ધરી ક્ષમા યાચી, કૃતાર્થ થાઉં છું, તે માટે ઈશ્વરનો ઉપકાર માનું છું. છેક નાની વયથી જ રસિક હૃદયદ્રાવક ગામડિયાની વાર્તા સાંભળવાનો અને ભરવાડ, ગોવાળ, ચારણ, ભાટ, આદિના મુખથી તે તે પ્રસંગે ઉભરાતા દુહા, સોરઠાને યાદ રાખવા, યા તો લખી લેવાનો ઉત્સાહ હોવાથી એક ઠીક ઠીક સંગ્રહ બની ગયો, અને મને આ સાહિત્ય ઘણું વ્હાલું છે એ મારા સ્નેહીઓ જાણતા થયા એટલે તેમણે મને તેમાં મદદ કરવા માંડી; પ્રથમ તો વાળા રા. વસંતસિંહજી તથા તેમના મોટા ભાઈ નથુભાઇએ મને તેમાં સારી મદદ કરી.

આમ સંગ્રહ તૈયાર તો થયો પણ તેને બહાર લાવવાને ધનની સગવડ સાક્ષરરત્ન રણજીતરામ વાવાભાઇએ "ફાર્બસ સોસાયટી"ના માનદ મંત્રી વિદ્વદ્વર્ય રા. રા તનસુખરામભાઇને મળીને કરી આપી. સંગ્રહ રણજીતરામ

વાંચવા લઈ ગયા. પણ તેઓ વિદેહ થતાં વળી કામ ખોરંભે પડ્યું, લડાઈ જાગી ને કાગળ તથા છપાઇના ભાવો બેહદ વધી પડવાથી અને મારી શારીરિક સ્થિતિ બગડી હોવાથી તે ક્યારે બહાર પડશે તે હું પણ જાણવા અશક્ત થયો. પણ પ્રભુની ગતિ ગહન છે. મોરબી બેંકના મેનેજર રા. રા. છોટાલાલ ઇશ્વિરદાસ પારેખે એક સારી રકમનો ચેક આપ્યો, અને આ રીતે પુસ્તકને બહાર મુકવામાં ધનની નડતી અડચણ દૂર કરી આપી, અને આમ કરી પોતાના દિલની ઉદારતા તથા સાહિત્ય તરફની લાગણી પ્રદર્શિત કરી. પણ આટલેથી પતે તેમ નહોતું. મારે તો કાઠિયાવાડમાં રહેવું ને પુસ્તક મુંબઇમાં છપાય એટલે મારૂં અવ્યસ્થિત લખાણ સુવ્યવસ્થિત કરવું ને પ્રેસમાંથી જે પ્રૂફ આવે તેને સુધારી કામ ચાલતું રાખવું વગેરે કંટાળાભર્યું કામ મારા મિત્રો મોહનલાલ મકનદાસ મહેતા તથા ભગવાનલાલ ગિરજાશંકર ભટ્ટ એમણે કરી આપી મારાપર મોટો અનુગ્રહ કર્યો છે. માટે છેવટે બંને વાળા બંધુઓનો, વિદ્દદ્વર્ય રા. રા. તનસુખરામભાઇ તથા છોટાલાલભાઇનો તથા આ બંને મિત્રવર્યોનો હું અત્રે ઉપકાર માનું છું.

સહૃદય વાચકવર્ગ આ ભાગને માટે કેવી ઉલટ ધરાવશે, તેનાપર આના જેવી સુંદર ને રસિક વાર્તાથી ભરેલ

બીજો ભાગ બહાર પડવાનો આધાર રહેશે. લખાણ સર્વ તૈયાર પડેલ છે.

છેવટે રા. રા. બલવંતરાય ક. ઠાકોરે પ્રવેશક લખવા કૃપા કરી તે ખાતર તથા ગુજરાતી પ્રેસના માલિક રા. રા. મણિલાલે વાર્તાને અનુકૂળ સુંદર કામ કર્યું તથા રા. રા. રવિશંકરભાઇએ પોતાની સુંદર પીંછીથી અનુકૂળ ચિત્ર દોરી આપ્યું તે માટે તેમનો સર્વેનો ઉપકાર માનવા આ તક લઉં છું. મર્હૂમ રણજીતરામનો અમર આત્મા તો મારાપર અમી વરસાવી જ રહ્યો છે, તે મારા હૃદયના નમનો સ્વીકાર્યા વિના નહીં રહે એવી મને ખાતરી છે.

મહુવા, કાઠિયાવાડ
વસંતપંચમી ૧૯૭૮.

હરગોવિંદ પ્રેમશંકર ત્રિવેદી.

# પ્રવેશક



૧ ઝમકુલ ભાવસારણ્ય–હું બાળક હતો, રાજકોટ પરું પણ બાળક–મ્હારાથીયે મોડું જન્મેલું છેક ન્હાનું હતું, ત્યારે હાલ ચીકાર મકાનોની હારો લાગેલી છે તે ભાગ ખુલ્લો માણસના વસવાટ વગરનો પડેલો હતો તેમાં કાઠિયાવાડ હાઇસ્કૂલથી માંડીને માંડવી સુધીમાં બહુ જ થોડાં મકાનો ચણાયાં હતાં, અને છેવાડાનાં મકાનો મ્હારા મામા પ્રાણલાલ વકીલનું, મ્હારા વડીલનું, અને 'સૌરાષ્ટ્ર દેશનો ઇતિહાસ' એ કીંમતી ચોપડીના કર્તા ભગવાનલાલ સંપતરામનું એ ત્રણ હતાં. સરહદનું રખોપું ત્રણ ભરજુવાન રૂઆબદાર બ્રહ્મક્ષત્રિયોને જ જાણે સોંપ્યું હોય એમ કેટલાક વખત સુધી હતું. પ્રાણલાલ શંભુલાલ અને અમારાં મકાનોની આસપાસ અમારી ખુલ્લી જગા પુષ્કળ હતી તેની હદ માણસ કુદીને આવી શકે એવી નીચી વંડીથી બાંધેલી હતી, અને અમારી વંડીની એક બાજુએ પાસે જ કેટલાક લોધાના કૂબા અને ઝુંપડાં હતાં તેમાંથી એકમાં એક હિંદુ ધોબી રહેતો હતો. તેની સ્ત્રી ઝમકુ કાળી ઊંચી નેતર જેવી પાતળી પણ રાયણની ગાંઠાગાંઠાવાળી લાકડીના જેવી સંગીન હતી. પણ એ નિષ્કિંચન સ્થિતિમાં આખો દિવસ મજુરી કરી આનંદથી રહેનારી બાઇની ખરી સંગીનતા એના કંઠસ્થ સાહિત્યમાં અને તેના અનુશીલનથી એનામાં આવેલાં બુદ્ધિ, કલા, અને ઉમદા ગુણિયલપણુમાં હતાં. ઝમકુ બાળપણુમાં એનાં માબાપ સાથે સોરઠ, બાબરકાંઠા, બરડો,

ઓખામંડળ, અને હાલારમાં આથડેલી હતી અને વાર્તાઓનો અખૂટ ભંડાર હતી. પરણ્યા પછી કચ્છમાં અને લાઠી ભાવનગર તરફ પણ જઈ આવી હતી. ઠાકોર શ્રી બાવાજીરાજને ગાદી મળી ત્યારે મ્હારા વડીલને એજન્સીમાં વકીલાત કરતાં કંઇક સમય થયો હતો અને જ્યૂડીશિયલ આસિસ્ટંટ સાહેબની ભલામણથી ઠાકોર સાહેબે એમને ન્યાયાધીશની નોકરી આપી તે એમણે સ્વીકારી, અને થોડા જ વખતમાં પરું વસાવવાના કામનો આરંભ થતાં ઉપલી જમીન એમને નામની કીંમતે મળી હતી અને તેમાં એમણે 'સ્વિસ કૉટેજ'ના ઘાટનો "બંગલો" અને કુવો પણ બંધાવી દીધાં હતાં. પરંતુ તે પછી થોડા જ માસમાં ઠાકોર સાહેબ અગર દિવાન સાથે (હું નથી જાણતો શો) અણબનાવ થતાં મ્હારા વડીલે એ નોકરી જતી કરી અને પાછી વકીલાત આરંભી. એજન્સીની કોરટોમાં વકીલાત એટલે જ્યૂડીશિયલ, રાજસ્થાનિક, કે પ્રાંત સાહેબની જે વખતે જે સ્થળે છાવણી હોય ત્યાં હાજર થવું, ત્યાંના એક બે કામ મળ્યાં હોય તે કરવાં, તે દરમિયાન એમાંની બીજી કોઈ કોરટનાં કામ માટે અસીલ રોકે તો તે કરવા ત્યાં જવું, અને પાછા રાજકોટ વળી આવવું એમ ક્રમ રહેતો. આ પ્રમાણે એઓ જાય તે પાંચદશ દિવસે પાછા આવી થોડો વખત ઘેર રહી વળી પાછા જાય. કોઈ વાર તો પાછા આવતાં મહિનો પણ થઈ જાય. આવે વખતે રાતે એ એકલવાયા જેવા ઘરમાં મ્હારાં બાને સોરવે નહીં, કોઈ કોઈ વખત બ્હીક જેવું પણ ખરું, એટલે એ ફફલને બોલાવે, અને એના ધીમા મધુરા કંઠમાંથી વાર્તાનદી વહે તે રાત વધતી જાય તેમ તેમ

૯૯૫૮



વાધે, જામે, વિલસી રહે. કોઈ એક વાર્તા કે વાર્તાઓનો સટ-એભલ વાળાનો, જેસલ ટોડીરાણીનો, જૂનાગઢના રા'ઓનો, ધુમલીના જેઠવાઓનો, કચ્છ સિંધના સુમરાઓનો—સંપૂર્ણ સાંભળવાની લગનીમાં અમને રાત કેટલી ગઈ કે સાવ ગઈ તેનું પણ ભાન ન રહેતું. ઝક્કલ વાર્તાઓ કહેતાં વચ્ચે વચ્ચે કહેવતો, દૂહા, ભજનો વગેરે ઘણાં કહેતી; મ્હારાં બાને તો એ વસ્તુઓનો નાદ જ હતો, અને એમને મ્હોંએ પણ ઝટ મ્હડી જતાં, એટલે ઝક્કલ એવું કંઇ નવું બોલે કે તુરત તેને રોકી ફરી ફરી બે ત્રણ વાર બોલાવે, અને પછી જ આગળ ચાલવા દે. વળી એક વાર્તા પૂરી થતાં ઝક્કલ થોડો વિસામો લે અને તપખીર સુંઘે તે દરમિયાન મ્હારાં બા આગલા દિવસના દૂહા કે ભજન એને કહી સંભળાવી પાકાં કરે અને શબ્દમાં કે અર્થમાં કોઈ ઠેકાણે વિસ્મૃતિ થઈ હોય તે ખરું કરી લે. ઝક્કલને પણ-દીવે દીવો પ્રકટે તેમ—એક દૂહામાંથી બીજો સાંભરે અને એમ એ નવા દૂહાવાળી વાતનો આરંભ થાય. હું સામે કે ઝક્કલના ખોળામાં બેઠો બેઠો એનું મ્હોં અને એની ઇન્દુ-કણી જેવી તેજસ્વી આંખોને જોતો જોતો સર્વ સાંભળ્યા કરું......એ રાતો, એ વાતું, એ દૂહા, બે-વસવાટ પરું, એ એરંડા જેવો પણ અમારું સર્વસ્વ બંગલો, એ બાળપણ, અરે એ ઝક્કલ, અરેરે એ વડીલો—તે હિ નો દિવસા ગતાઃ...... અથવા, આ પંડમાં તો એ સર્વ સંસ્કાર મ્હારા ગજા પ્રમાણે પરિપાક પામેલા જીવન્ત છે. પરન્તુ એ સંસ્કારો, એ વાતાવરણ, એ દેશભક્તિ, એ પ્રાચીનાનુરાગ; એ જિજ્ઞાસાતંતુદ્વારા કોઇ મહાપુરુષ, કે સ્ત્રીરત્ન, કે અમર બનાવ, કે દૈવી ગજબ, કે અજબ સંજોગો, કે

ચિત્તવેધક કવિતા સાથે બાલક મગજને ત્રાટક રચાવી તેમાં વીરત્વપૂજા, સત્યપૂજા, ટેકપૂજા, સૌંદર્યપૂજા, પરમાત્મપૂજા, આદિ માનવ-જીવનને સાર્થક્ય દેનારી ઉદાર ભાવનાઓ, રમતું રમતી હોય એવી લીલાથી તથાપિ હેરત થઇએ એવી સચોટતાથી પોષનાર એ હીન-સંપન્ન છતાં માહાત્મ્ય-બીજ સંસ્કૃતિ;—ચાલતા દાયકાઓના અને હવે પછીના આપણાં બાલકોને (આબાલવૃદ્ધ તમામ બાલકહૃદયોને) શહેરોમાં તેમ ગામડામાં, ઉચ્ચનીચ સર્વ વર્ણોમાં, વ્યવસાયોની મધ્યમાં ચિન્તાઓના મારા વચ્ચે, ઉત્સવશોકના પ્રસંગોમાં, તેમ નિવૃત્તિના અવસરોમાં, ઘર આંગણે તેમ ગામતરામાં મળ્યા કરે, મળ્યા જ કરે, કદાપિ મળ્યા વગર ન રહે: એ સૈકાઓથી ઉતરી આવેલી પરમ્પરા હજી યે સૈકાઓ સુધી—છેક જીર્ણને ત્યજતી તેમ આદરણીય નવીન સંભારને એકરસ કરી લેઇ દેવાંગનાનું સનાતન યૌવન વિહરાવતી—આપણા દેશમાં આપણી પ્રજામાં પોતાના નાનાવિધ વાદ્યો વગાડ્યા કરે, કવનો કવ્યા કરે, નૃત્યો નાચ્યા કરે, પોતાનાં અલૌકિક કરયુગલ, સ્તનયુગલ, નેત્રયુગલનાં માર્દવ, પોષણ અને શીળાં તેજ કાયમ પ્રસાર્યા કરે:—એવા ઉચ્ચ પ્રજાહિતના હેતુ માટે આ શીઘ્રગતિ મહાપરિવર્તનના જમાનાઓ દરમિયાન દાયકે દાયકે વધુ પ્રયત્નો અવશ્ય થવા જોઇયે છે......દક્ષિણે પોતાની બખરો અને પોતાના પવાડા સંગ્રહી લીધા છે, જૂની તાત્કાલિક નોંધોમાંથી યે ઘણી સંગ્રહી અને કેટલીક પ્રકટ કરી છે, અને હવે કાગળો, દસ્તાવેજો, હસ્તાક્ષરો આદિ ઉપર ધસારો આરંભ્યો છે. મારવાડ મેવાડે પણ આરંભ કર્યો છે. મદ્રાસે અને પારસીઓએ તો ખાસ પ્રગતિ કરેલી જણાય છે: સંગ્રહિત સાધનોમાંથી કેટલાક ભાગના





ઉગમકાળ લગભગ નક્કી થયા છે અને એ સાધનોમાંથી ઇતિહાસ પણ બંધાવા માંડ્યા છે...આપણે આરમ્ભ કર્યો ફાર્બસ સાહેબની વીશીમાં. આરમ્ભ બહુ સારો કર્યો; રાસમાળા, ગુજરાતજનવાર્તા અને ઉપર જણાવેલો સૌરાષ્ટ્ર દેશનો ઇતિહાસ એ આરંભની શાખ સદાયે પૂરશે. પંડિત ભગવાનલાલ ઇંદ્રજી અને દાકતર ભાઉ દાજી જેવા વિદ્વાનોએ સિક્કા, શિલાલેખ, તામ્રપત્રો, જૂની ઇમારતો, મૂર્તિઓ અને પાળિયા, અને કોઈ પણ જાતના પ્રાચીન અવશેષોનાં શોધ, સંગ્રહ, અને ઉકેલનો આરંભ પણ એવો જ સારો કર્યો હતો. પરંતુ આ પ્રવૃત્તિઓમાં તે પછી દાયકે દાયકે આપણે મોળા પડી ગયા છિયે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ સ્વ. લાલશંકર ત્રવાડીની આગેવાની હેઠળ તાત્કાલિક ઉપયોગનાં અને શાલેપયોગી સાહિત્ય (?) ને મહત્ત્વ આપ્યું. ફાર્બસ સભાએ ઘણાં વર્ષ વ્યાજને મુદ્દલમાં ભેળવ્યા કરવાની વાણિયાગત જ કરી; હજી યે વાર્ષિક ઉત્પન્ન બધી તે વર્ષ દરમિયાન સાહિત્યક્ષેત્રના અનેક પસંદ કરેલા કિત્તાઓમાં બુદ્ધિપૂર્વક નિશ્ચિત કરેલા પ્રમાણમાં પડયા કરે એવું નીતિચક્ર એ સભાએ પ્રવર્તાવવા માંડ્યું હોય એમ દેખાતું નથી. ત્રીજી અને નવી ગુજરાતી સાહિત્ય પરિષદની સંસ્થા વિશે તો આટલું પણ લખી શકાય એમ નથી. રાજકીય અસ્મિતાની વધતી જતી વ્યગ્રતાને લીધે બીજાં કાર્યક્ષેત્રોમાંની આપણી મંદતા ઉપર હવે પછીના અનેક-કાર્ય-ધુરંધર દાયકા દયાનો ઓછાડ જ ઓઢાડશે. પ્રજામાંના સાહિત્યકલા જેવાં પરંપરા પ્રમાણે વધે વા ઘટે એવાં સાત્ત્વિક બીજોને પોષતા રહેવાનો રાજાઓનો ધર્મ તો મહારાજા તખ્તસિંહ અને જામ વીભાના

જમાના સાથે ઉડી જ ગયો દેખાય છે, તેમ આગળ શાહુ-વ્હેપારીઓની આ દિશામાં વૃત્તિ વળતી તેટલીયે હવે જોવામાં આવતી નથી, ત્યારે છૂટાછવાયા વિદ્વાનો મોર મારી ન શકે એવું આ ક્ષેત્ર છે, અને સામાન્ય પ્રજાનાં જ મનોબલ અને આશ્રયથી આવાં કાર્યો વર્ધમાન પ્રમાણમાં થતાં જાય એવી-દક્ષિણી પ્રજાના જેવી-આપણી શક્તિ પણ પ્રતીત થતી નથી. આવા મંદ સંજોગોમાં જે કાળે જે આશ્રય ઉત્તેજનાદિ મળી આવે તેનો લાભ લઈ જે કોઈ આ દિશાઓમાંની કોઇમાં જે કંઈ સેવા કરી આપે તેને આવકાર દેતાં, આવી પ્રવૃત્તિઓમાં પણ મોટું અને સાત્વિક અને સનાતન પ્રજાહિત સમાયેલું છે, એ બાબત કંઇક વિગત સાથે અને લક્ષ ખેંચી શકે એવી રીતે ફરી ફરીને રજુ કર્યા કરવાની ફરજ ચાલુ રહે છે.

૨. **કંઠસ્થ સાહિત્ય અને કાવ્યો.** શિવાજી અને ઝેબુન્નીસા અને બીજાં કાવ્યોના કર્તા તરીકે જાણીતા વિદ્વાને ગુંથેલા સંગ્રહમાં શુદ્ધ સળંગ કાવ્યો સારા પ્રમાણમાં આવી જાય એ કુદરતી છે. દાખલા તરીકે "કવિ નરહર અને દાદૂ", "વિજાણંદ ને શેણુ," અને "બાનરો" એ "વાર્તાઓ" તપાસો.

ખરું છે કે કંઠસ્થ સાહિત્ય સામાન્ય રીતે ગદ્યપદ્યાત્મક હોય તેમાં પદ્ય બહુ ઓછું હોય, અને એક વાર્તા કહેનાર જે જે સ્થળે જે જે દુહાનો ઉપયોગ કરે તે દુહા તે જ વાર્તાના અને તે જ સ્થળે વાપરવાના આવશ્યક અંગ-સો એ વાર્તા કહેતાં એ જ દુહા અને એ જ સ્થળે બોલે, એવી દૃઢ કાઠી એની હોતી નથી. ઐતિહાસિક દુહાઓની વાત જુદી છે; એ દરેક દુહો અમુક વ્યક્તિ માટેનો

અને અમુક પ્રસંગ માટેનો જ હોય છે; પણ અમુક માણસ માટેના બધા દૂહા ભેગા કરતાંય તેની આખી વાર્તા બનતી નથી. તેની આખી વાર્તા બીજું ઘણું માગી લે છે પણ તેમાં એ દૂહા એ પ્રસંગે જ આવે; એટલે એ પ્રકારના દૂહા મળીને એક કાવ્ય એ વ્યક્તિ વિશેનું થયું એમ પણ કોઇ રીતે કહી શકાતું નથી. વળી દૂહાનું પોતાનું માપ તપાસતાં દરેક દૂહાને છેડે અતિ દૃઢ વિરામ આવવો જ જોઇએ, અને વચમાં પ્લુત લલકાર પણ આવશ્યક, આ બે એની ખાસિયતોને લીધે, દૂહો કાવ્યમૌક્તિક માટે જેટલો ઉત્તમ છે તેટલો જ તે સળંગ કાવ્યના એકલા વૃત્ત તરીકે નકામો છે. કાવ્યમૌક્તિક એટલે એક મોતી, એક શ્લોક, એક દૂહો તે પંડે જ આખું કાવ્ય. દરેક શ્લોક, દરેક કડી, દરેક દૂહો સ્વતંત્ર ઉત્તમ કાવ્ય હોવું જોઇએ એ ભાવના આપણાં સાહિત્યમાં ઘણી જૂની છે અને સૈકાઓ સુધી પ્રવર્તેલી છે. કાલિદાસનું મેઘદૂત એ જ મહાકવિના કુમારસમ્ભવ સાથે સરખાવો; કુમારસમ્ભવમાં પ્રવાહ છે તે આમાં નહીં જેવો છે; વળી જ્યાં રામગિરિથી અલકાપુરીના દક્ષિણોત્તર માર્ગ જેવો સિધો સાદો તંતુ નથી, ત્યાં શ્લોકોના અનુક્રમ વિશે પણ યુક્તિવાદ લડાવી શકાય એવું છે કે અમુક શ્લોક પ્હેલો અને તેની આગળના એક કે વધારે શ્લોકને તેના પછી ગોઠવતાં ઓર મઝા આવે એમ છે. મતલબ કે મેઘદૂત એક કાવ્ય છે ખરું પણ તેના કેટલાક ભાગ કાવ્યમૌક્તિકોના ઝુમખા જેવા છે, જ્યાં ગતિ વા ક્રમને ઠેકાણે દરેક શ્લોકની પોતાની ઉત્તમતા આપણને મોહ પમાડી શોભાવે એવી છે. માટે હિંદના સાહિત્યના ઇતિહાસમાં

કાવ્યમૌક્તિકો રચવાની *ભાવનાને પ્રધાનપદ મળવા માંડ્યું આ બિંદુથી એમ ગણિયે તો ખોટું નથી. ઇતિહાસને આ છેડે આવિયે તો એ ભાવનાનું પ્રધાનપદ તુલસીરામાયણ રચાયું ત્યાં સુધી એવું ને એવું રહ્યું છે એટલું જ નહીં પણ રસાલંકારશાસ્ત્રના કાવ્યપ્રકાશથી માંડીને રસગંગાધર સુધીના 'પ્રમાણ' ગ્રન્થોનો કે એમના સાચાખોટા અનુવાદરૂપ થયેલા હિંદી ગ્રન્થોનો જેઓ વત્તોઓછો અભ્યાસ કરે છે તે પંડિતોને આજે પણ કાવ્ય એટલે કાવ્યમૌક્તિક એ જ દૃષ્ટિ રૂઢ અને સહજ જેવી છે. આવા આવા વિચારોના તાત્પર્ય તરીકે સ્વીકારવું પ્રાપ્ત થાય છે કે (૧) દૂહાના માપનું રૂપ વિચારતાં, (૨) દૂહાઓનો જે સંચય આપણા કંઠસ્થ સાહિત્યમાં જળવાઈ રહેલો મળી આવે છે તેમાં બે મુખ્ય જાતિ પડે છે– (ક) સુભાષિત રૂપ દૂહા, (ખ) ઐતિહાસિક વા વ્યક્તિઓના દૂહા–તે તપાસતાં, અને (૩) કાવ્યમૌક્તિકની ભાવના આપણા સાહિત્યમાં સૈકાઓ સુધી સિંહાસનારૂઢ રહી છે એ હકીકત ધ્યાનમાં લેતાં, દૂહાબદ્ધ સળંગ કવિતા અથવા આપણે જેને કાવ્યો કહિયે છિયે તેવી દૂહાબદ્ધ રચનાઓ આ લાંબા સૈકાઓમાં અતિ વિરલ જ થયેલી. વળી એ પણ સ્વીકારવું પડે છે કે આપણે જેને એક કાવ્ય ગણિયે છિયે તેને આપણે જાણ્યે-

---

* એ ભાવનાનો આરમ્ભ તો સંસ્કૃત સાહિત્યમાં પ્રથમ નાટકકાર જ્યારે થયો ત્યારથી ગણવો પડશે, કારણ કે સંસ્કૃત સાહિત્યમાંના જૂનામાં જૂના નાટકોમાં દરેક શ્લોક એક કાવ્યમૌક્તિક છે. પ્રથમ નાટકકાર કોણ, કાલિદાસથી તે કેટલા સૈકા જૂનો અને સંસ્કૃતમાં જૂનામાં જૂનું નાટક કયું એ કંઇ કહી શકાતું નથી.

અજાણ્યે બીજા પણ કેટલાક ગુણ વા ખાસિયત આરોપિયે છિયે: (૧) એ કૃતિના કર્તા વા કર્તાઓ નિશ્ચિત; (૨) એ કર્તા વા કર્તાઓએ તે અમુક સમયે રચેલી; (૩) એનો આદિ, એનો અંત, એની કડીઓનો ક્રમ નિશ્ચિત; (૪) તેથી એકથી વધારે પાઠ મળી આવતા હોય તો તેમાંથી એક જ ખરો, બીજા ખોટા, અગર જો કે સાધન-અભાવે કયો ખરો તે આપણે ચોક્કસ ન પણ કહી શકિયે.* અને તો પણ આમાનું એકે લક્ષણ આપણે

* આ ચોથો ગુણ (ઉ. ત.) પ્રેમાનંદ કૃત ઓખાહરણ જેવી મુકાબલે છેક મોડી કૃતિને આપણે અર્પિયે છિયે, એ પણ ઘણે ભાગે તો ખોટું લાગે છે. વિચાર કરો. ઓખાહરણ પ્રેમાનંદ નવજુવાન વયે રચ્યું; તે પછી એ ઘણાં વર્ષ જીવ્યો; એ આખ્યાન દર સાલ અમુક સમયે સાંભળવાના મહિમાની પરંપરા, અને પ્રેમાનંદ રચિત આખ્યાન પ્રથમથી અતિ લોકપ્રિય, એટલે જે સાલમાં પ્રેમાનંદે એ પ્રથમ રચ્યું તે સાલથી માંડીને દરેક વર્ષે એ જ આખ્યાન પ્રેમાનંદ પાસે લોકોએ કરાવેલું હોવું જોઇયે; કોઈ કોઈ સ્થળે તો એકથી વધારે વાર એ આખ્યાન એને કરવું પડેલું. હવે આ પ્રમાણે પ્રેમાનન્દે પોતાનું આખ્યાન મૂળ રચના પછી ત્રીશેક વાર જાતે કર્યું હશે, જુદાં જુદાં શહેરોમાં, જુદાં જુદાં શ્રોતા-મંડળો આગળ એમ ગણિયે, તો સવાલ એ ઉઠે છે કે દરેક વખતે કર્તા પોતાની મૂળ કૃતિને જ વળગી રહેલો, કે ના એણે કોઈ કોઈ વાર એ આખ્યાનથી લોકોને વધુ રીઝવવા માટે વધ-ઘટ કરી અને નવીનતાઓ આણી ? આ બેમાંથી કર્તાએ બીજો માર્ગ લીધો હોવો જોઇયે એ જ કલ્પના મ્હને તો વધારે સંભવિત

કંઠસ્થ સાહિત્યમાંની જે કોઈ કૃતિને એક કાવ્ય ગણવા લલચાઇયે તેને ખાતરીપૂર્વક અર્પી શકિયે નહીં. એટલે કે કંઠસ્થ સાહિત્યમાં સળંગ કવિતા અતિ વિરલ, અને જે હોય તેમાં પણ એક કાવ્યના સામાન્ય રીતે ગણાતાં લક્ષણ હોય જ એમ નહીં. પરંતુ જો આમ જ હોય તો એવા શ્લોકસ્તબક, કડીગુચ્છ, વા દુહાસમૂહને એક કાવ્ય કહેવાનો અર્થ જ શો ? આટલો તો અવશ્ય કે એ દુહા છૂટા પડી શકતા નથી, એક બીજા સાથે જ વળગેલા છે, માટે એ આખો સમૂહ સોવસા એક કાળે એક સ્થળે ઉત્પન્ન થયો હશે; અને એમાં કદાચ કોઈ દુહો વધ્યો હોય વા ઘટ્યો હોય, તથાપિ એવી વધઘટ થયેલી માનવાને જુદું પ્રમાણ ન હોય ત્યાં સુધી એ થોડા ‐ેમ થોડા પછી ઉત્પન્ન થયા તે કરતાં બધા એક જ સ્થળે અને કાળે ઉત્પન્ન થયા એમ માનવામાં લાઘવ છે. કંઠસ્થ સાહિત્યના પ્રદેશમાં કલ્પનાનો ઘોડો આથી વધુ દોડી શકે નહીં., પણ આટલુંયે કંઈ ઓછું નથી. અને કંઠસ્થ સાહિત્યમાંના એવા કોઈ કાવ્યને માટે ઇતિહાસ, લેખ, વંશાવલિ, નોંધ કે બીજું કોઈ બાહ્ય પ્રમાણ મળી આવે, તો જેવી એ બાહ્ય પ્રમાણની વિશ્વસનીયતા, વિગત, અને બીજી સર્વ હકીકત, તેની મગદૂર પ્રમાણે એ કાવ્યનો સમય, કર્તા, આદિ, અંત,

---

લાગે છે. એટલે "એકથી વધારે પાઠ મળી આવતા હોય તો તેમાંથી એક જ ખરો બીજા ખોટા" એ સંસ્કૃત સાહિત્ય સંશોધન શાસ્ત્રનું સૂત્ર, પ્રેમાનન્દકૃત ઓખાહરણ જેવાં કાવ્યને પણ લાગુ પડતું નથી, તો એનાથી સૈકાઓ જૂનું હોવા સમ્ભવિત અને વળી કંઠસ્થ સાહિત્ય તેને એવું સૂત્ર ક્યાંથી જ લગાડાય.

અને આખો પાઠ નક્કી થઈ શકે અને એમ વિદ્વાનોના પ્રયાસથી એ કંઠસ્થ સાહિત્યના વર્ગમાંથી નીકળી સામાન્ય સાહિત્યના વધારે સ્થૂલ (solid) કલેવરવાળા વર્ગમાં પણ આવે.

ઉપલી ત્રણ વાર્તાઓને હું કંઠસ્થ સાહિત્યમાંની વત્તીઓછી સળંગ કવિતાના નમૂના કહું છું ઉપર પ્રમાણેના સંકુચિત અર્થમાં. "બાનરા"ની વાર્તાના અઢાર દૂહા જુવો. અઢારે ખંડિતા (rejected) પ્રિયતમાની ઉક્તિ છે. તું મ્હને વ્હાલો છે, બીજો કોઈ એટલો વ્હાલો નથી, હું પણ ત્હને આજ સુધી વ્હાલી હતી ન્હાનપણથી સાથે ઉછર્યાં, સાથે રમતાંભમતાં મોટાં થયાં તે દરમિયાન કુદરતી રીતે આ પ્રીતિ જન્મી અને વધી, અને હવે તું ફરી બેસે છે? તું જાણે એ બાનરો જ નહીં એવો ઉપરથી દેખાય છે તે ખરેખર શું ત્હારા અંતરમાં પણ એવો ફેરફાર થઈ ગયો છે? એમ હોય તો આ મધદરિયે—ભર જુવાનીમાં—મ્હારાં બારે બૂડ્યાં, કેમ કે મ્હારું હૈયું હું બીજા કોઇને આપી શકું એમ નથી. પણ શું બાનરો ખરે ફરી ગયો? ના, ના, એમ હોય તો નહીં; ત્યારે થયું શું? "બંદુકડીથી બીનો?" અરે ભૂંડા, બખતર સજીને આવ, બંદુકડી ઝખ મારે છે! બાનરો આવતો નથી, નથી જ આવતો. અહીં આ કાવ્યની સળંગતાનો તાર ત્રુટે છે. નાયિકા વિમાસણમાં પડે છે. વખત જતાં વિચાર કરે છે—એ નહીં તો બીજો? ના, ના, "આંબેથી ઉઠી બાવળ" ઉપર તો ન જ બેસવું. વખત જાય છે; બાનરો "બીજો થાય નૈં." નાયિકા બાનરાને સ્પષ્ટ કહાવે છે; તે સાંભળતો જ નથી. નાયિકા એની પાછળ નીકળી પડે છે, એને પોતાનો કરવા. શું જુવે છે? બાનરાને બીજીનો

જુવે છે. તેને ઘણુંયે કહે છે–"મોંઘેરાં મળતે સોંઘેરાં સાટવિયે નૈ", ફટ ભૂંડા, માત્ર બાજને તું અન્ન માની ખાઇ રહ્યો છે? વગેરે. બાનરો એને લેખવતો જ નથી. આખરે નાયિકા તેનાથી છૂટી પડતાં છેવટ કહે છે, હું બ્રાહ્મણી નથી, તોપણ મ્હને બ્રાહ્મણી જ જાણ, એક ભવે મ્હારા ઉરના બે પતિ મ્હારાથી થઈ જ નહીં શકે; બ્રાહ્મણી તો પ્રથમ બ્રાહ્મણને પરણે છે અને તેનું મૃત્યુ થતાં રાંડે છે, મ્હારો રંડાપો એથીયે વિશેષ કેમ જે આપણે નથી પરણ્યાં ને નથી તું મુવો......સંગ્રહકર્તા આ વાર્તા જુદી રીતે કહે છે, હું જુદી રીતે લઉં છું. અમારા વચ્ચે સૌથી મોટો ભેદ વાર્તાના અંત વિશે છે. દુહાઓનો ક્રમ પણ મ્હેં કઇંક જુદો કલ્પ્યો છે. કંઠસ્થ સાહિત્યમાં દરેક વાર્તાકરને કોઈ વાર્તા પોતાને રુચે, ફાવે, બેસી જાય, તે રીતે કહેવાની સમ્પૂર્ણ છૂટ છે. અરે, હું પ્રથમ એક રૂપ કહું અને ઘડી પછી જ તેને તે વાર્તા જુદા રૂપમાં કહું, તો તેમ કરવાની પણ મ્હને સમ્પૂર્ણ છૂટ છે. કહેતાં જે વખતે જે દુહા વાપર્યા હોય તે દુહાના અર્થ વાર્તાના તે રૂપ સાથે મળી રહે એટલું જ આવશ્યક. અર્થ કરવામાં હું યુક્તિવાદ લડાવું અને તાણીને અમુક અર્થ બેસાડું અને એ રીતે મ્હારી વાર્તાને સજાવું તોપણ હું દોષપાત્ર નથી, દુહાનો બેસે જ નહીં એવો અશક્ય અર્થ ઠોકી બેસાડું તો તે એક દોષ ખરો. વાર્તાના જેટલાં રૂપ દુહાના અર્થથી છેક વિરુદ્ધ જતાં ન હોય તે બધાંય માનનીય ગણવાનાં છે, પછી કોઈ શ્રોતાને એક રૂપ વધારે ગમે કોઇને બીજું તો તે સૌ સૌની રુચિની વાત છે. આ વિષયમાં આટલી બધી છૂટ હોવાનું મુખ્ય અને ઐતિહાસિક કારણ એ છે

કે કંઠસ્થ સાહિત્ય સૈકાઓ સુધી ઉગર્યું છે તે અનિશ્ચિત, અસ્થૂલ, અસ્પષ્ટ, પ્રવાહી, માયાવી, જમાને જમાને અને જુદા જુદા ભક્તોના મુખમાં જુદાં જુદાં રૂપ પામતું પામતું જ ઉગર્યું છે......સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ જુવો. નાટકો અને કાદમ્બરીઓમાંની વાર્તાઓ કર્તાએ મહાભારત, રામાયણ, પુરાણ, જાતકસંગ્રહ, બૃહત્કથાસાગર, પંચતંત્ર, આદિ આખ્યાનો, ઉપાખ્યાનો, અને વાર્તાઓની ખાણોમાંથી લીધેલી છે. પરંતુ કર્તાએ એ વાર્તાઓ આદિને લેતાં લેતાં પણ ફેરવી નાખેલી છે. મહાભારત આદિને આ દૃષ્ટિએ તેઓએ કંઠસ્થ સાહિત્ય જ ગણ્યું છે. કંઠસ્થ સાહિત્ય તે ઉર્મિબદ્ધ સૌન્દર્યકણોનો ફુવારો કે સૌન્દર્યબિંદુઓનું વાદલ, અનિશ્ચિત પ્રવાહી મનસ્વી આકૃતિમય. સાહિત્ય તે વિવેકબદ્ધ સર્વાંગસુંદર આકૃતિઓ અને જીવન્ત વ્યક્તિઓ અને અજરામર મૂર્તિઓ......વળી જે આયર ચારણ રબારી ભાવસાર ઢેડ સ્ત્રીપુરુષોની મુખગંગામાંથી દાયકે દાયકે વહીને એ સૈકાઓ સુધી વહેતું રહ્યું છે તે કર્તા–દ્રષ્ટા–શ્રોતા–સ્મૃતવક્તાઓએ તો એના સંબંધમાં આથી પણ વધારે છૂટ લીધેલી છે. આખા પ્રબંધમાંની દૂહાકણીઓને પણ એ કંઠસ્થ સાહિત્યના ઉપાસકોએ પૂરી છૂટથી ફેરવી ફેરવી ફરી ફરીને મનગમતી ઘડી લીધેલી છે. વિદ્યા અને સંસ્કૃતિની દૃષ્ટિએ સંગ્રહ કરનારા આપણે એ સૈકાઓ જૂના પરંપરા પ્રાપ્ત પ્રવાહમાંના જ બિંદુ નથી; આપણે તો તટે ઉભેલા વિવેક–અવિવેક શાસ્ત્ર–અશાસ્ત્ર આદિ મસ્તિષ્ક ગ્રન્થિઓમાં ગુંચવાઈ પડેલા તટસ્થો છિયે; એ પ્રવાહને પીતાં પીતાં કે એમાં સેલતાં સેલતાં પણ આપણે ખરેખર એ પ્રવાહમય થઈ શકતા જ

નથી. આથી કરીને આપણે માટે દુહાકણોમાં પણ ફેરફાર કરવો વર્જ્ય છે. એક દુહો બેચાર રૂપમાં મળી આવતો હોય તો તેનાં સર્વ રૂપ સંગ્રહવાં એ આપણું કર્તવ્ય છે; એકનો પક્ષપાત કરી બીજાં રૂપો જતાં કરવાં એ પણ આપણે માટે અશાસ્ત્રીય છે. "વિજાણંદ અને શેણી" ની વાર્તા જુઓ. બત્રીસ "ગમ"ના જંતરના ઉસ્તાદ વિજાણંદ વિશેની એ વાર્તામાં દુહા પણ *બત્રીશ હોય એ યોગ્ય જ છે. આગલા કરતાં આ કાવ્યમાં વિગતો વધારે છે અને એ જ વિષય વધારે કવિત્વથી ખીલવેલો છે. આગલું કાવ્ય આખું નાયિકાની ઉક્તિ છે ત્યારે આમાં કેટલાક દુહા નાયકના પણ છે. અને આ કાવ્યના અંતમાં પણ સંગ્રહકર્તા લખે છે— "વળી હૃદયમાં અતિ દુ:ખ થયું ને પાંસરો હિમાલયમાં ગયો" અને શેણીની માફક તેની પાછળ એ પણ હિમાળે ગળી ગયો–તે માટે દુહાઓમાં તો લેશ પણ આધાર નથી.

---

* કંઠસ્થ સાહિત્યમાં પુનરુક્તિઓ હોય જ. અને તોપણ આમાંના અને બીજી કેટલીક વાર્તાઓમાંના કેટલાક દૂહાને સ્વતંત્ર દૂહા ગણવા કે બીજા દૂહાના પાઠફેર માત્ર ગણી પાઠોમાંના બધાય નોંધીને પણ વાર્તાનાં કલેવરમાં માત્ર એક રૂપને સંગ્રહી બીજાં રૂપોને ટીપણ ટાપલીમાં નાખવાં એ પ્રશ્ન વિકટ છે. સંગ્રહકર્તા-ઓનું વલણ સામાન્ય રીતે જેમ બને તેમ વધારે સ્વતંત્ર દૂહા ગણાવવા તરફ હોય, માટે આટલી ચેતવણી નોંધું છું.

બીજું, સંગ્રહકર્તા "ત્રીશ લાવણ લવે"નો અર્થ ત્રીશ પ્રકારની બોલી બોલે એવો કરે છે; રાગ છત્રીશ એટલે સર્વ અને તે ઉપરાંત તમામ જાતની રાગણીઓ લાવણીઓ આદિ એ સિધો અર્થ વધારે બંધબેસ્તો પણ લાગે છે.

૩ **કંઠસ્થ સાહિત્ય અને ઇતિહાસ.** આટલે સુધી જે વાંચનારા મ્હારા મતને મોટે ભાગે સ્વીકારી શક્યા હશે તેઓમાંથી ઘણાખરા વિષયના આ વિભાગમાં મ્હારે જે મત દર્શાવવાના છે તેથી જુદા પડી જવા સમ્ભવ છે. અસ્તુ. શાસ્ત્રીયતાનું ધોરણ લાગુ પાડતાં, વિશ્વસનીયતાની કસોટી કરતાં, ભૂલો તો થાય, ભૂલે ભૂલે જ શાસ્ત્ર વધે છે, અનશુદ્ધિઓનો, સંગીન ચોક્કસ વિગતોનો, વધતો ફાલ આપી શકે છે–પણ તે કાં તો ધોરણ કડક રીતે લગાડવાની હોય વા ધોરણની શિથિલતાની હોય. આથી ત્રીજી રીતની ભૂલ ન હોઇ શકે એ ખુલ્લું છે. ત્યારે સવાલ એટલો જ રહે છે કે એમાંથી ધોરણની કડકતાને વધારે ક્ષંતવ્ય ભૂલ ગણવી જોઇએ કે ધોરણની શિથિલતાને? શાસ્ત્રપ્રેમીને માટે, પોતાના બુદ્ધિવ્યાપારોમાં શાસ્ત્રીયતાની ટેવ પડી ગઈ હોય એવા વાંચનારા માટે, આથી વધારે પ્રસ્તાવનાની જરૂર નથી.

દાદૂ દાતાની પ્રશસ્તિ રૂપ બાર દૂહામાં કવિ નરહરનું નામ છે નહીં. દાદૂ ઉપરાંત ચિતોડ અને બાલાગામ એ બે સ્થળોનાં જ નામ છે. વળી "વરણ કવણ ન્હોય" એ દૂહો અને "કીડીજી કતાર" એવો પ્રયોગ એ બે ચિહ્ન આ દૂહા શુદ્ધ ગુજરાત કાઠીઆવાડના ન હોવાનો પુરાવો છે. ચારણો હરદ્વાર અને કાશીથી પ્રભાસ અને દ્વારિકાં સુધી ઘૂમતા અને શ્રીમાળ–ભિન્નમાળ નગરી ભાંગી ન હતી ત્યાંલગીના કેટલાક સૈકાઓ સુધી એ આખો દેશ એમનું એક સરખું વતન હતો. નરહર નામે કોઈ ચારણ કવિ થઇ ગયો હોય, તેની કૃતિઓ હિંદી કે ચારણી ભાષાના કોઇપણ રૂપમાં જાણીતી હોય, અને તેમાંની એક આ દૂહામાલા હોય, તો આ દૂહા કંઠસ્થ સાહિત્ય નથી, એક પ્રશસ્તિ છે, અમુક સ્થળે, અમુક

પ્રસંગે, અમુક કવિએ લખેલી, અને એ પ્રશસ્તિ તેનાં મૂલ શુદ્ધ અને સમ્પૂર્ણ રૂપમાં મેળવવી એ એક જ સવાલ રહ્યો. આથી ઉલટું કોઈ નરહર નામે જાણીતા કવિના જાણીતા સંગ્રહમાં આ દુહા ન હોય અને આ દુહા ખરેખર કંઠસ્થ સાહિત્ય જ હોય, તો એવી કથા કહેનારાઓની દંતકથા પરમ્પરા માત્ર એવું સબળ પ્રમાણ છે નહીં, કે તેમાં આ દુહા નરહરના તરીકે ઉતરી આવ્યા છે તે ઉપરથી જ આપણે માની શકિયે કે એ નામનો કવિ હતો જ, તેની જ એ કૃતિ, અને વળી એણે તે પોતાના જાત અનુભવ ઉપરથી જ રચી, માટે એમાંની હકીકત નરહરના જીવનમાંનો એક ચોક્કસ ઐતિહાસિક બનાવ.

એક તરફ 'કરણ ઘેલો', તેથી જૂનો 'બવાઇ સંગ્રહ', અને તેનાથી સેકાઓ જૂનો "કહાનડ દે' પ્રબંધ", એ ત્રણ મુકો; બીજી તરફ એ "કહાનડ દે, પ્રબંધ"થી પણ બે સેકા વ્હેલા થઈ ગયેલા અલ્લાઉદ્દીન ખિલ્જી, કરણ વાઘેલો, આદિ વિશે જે ચોક્કસ ઐતિહાસિક બનાવો આપણે જાણિયે છિયે તે મુકો. એ ઐતિહાસિક બનાવોમાં ઉપલા ત્રણમાંથી* એકેમાં જે વિશેષ બનાવો

* "કરણઘેલા"માં જે કંઈ છેક નવું છે તે તો અમુક નવલકારે જાતે રચીને જૂની વિગત-જાલમાં ગોઠવી દીધું, જૂનું અને નવું સેળભેળ થઈ જઈ સંગત જણાય, બધું એક જ લાગે, એટલી કલા વાપરીને; એ તો આપણે ચોક્કસ જાણિયે છિયે: એટલે એ ચોપડીમાંની નવી હકીકતો વિશે તો સવાલ જ રહેતો નથી. દંતકથામાંની વિગત તો ઐતિહાસિક પણ હોય કદાચ; પણ નવલકારે પોતાની કલ્પનાથી યોજેલી નવી બાબતો વિશે તો એવો દાવો પણ કોઈ કરી ન શકે.

હોય તે ઉમેરી ન લેવાય ? ના; દંતકથા તરીકે કે મ્હમારી પોતાની વા અમુક કોઈ માણસની કેવળ કલ્પના તરીકે મ્હમે ગમે તે ગોળા આકાશ ચ્હડાવી તેમાંથી રંગબરંગી તારા ટપકી જુવો; પણ ઇતિહાસ તરીકે સ્વતંત્ર પુરાવો ન હોય એવો એમાંનો એક પણ બનાવ આપણે ઐતિહાસિક ગણી શકિયે નહીં. ઇતિહાસ તરીકે જાણીતી વિગતોને કોઈ રીતે વિરુદ્ધ જાય નહીં એવી વિગતો પણ આપણે આમાંથી ઇતિહાસમાં ઉમેરવી નહીં, ના નહીં જ. ઇતિહાસ તે ઇતિહાસઃ દંતકથા તે દંતકથાઃ દંતકથાનું એકલું પ્રમાણ લેશ પણ ઐતિહાસિક વસ્તુ પૂરી પાડવા સમર્થ નથી. પ્રબંધ તે ઇતિહાસ નહીં ? આ મોટો સવાલ આ જમાનાએ પોતાની મેળે અને "ભોજપ્રબન્ધ" જેવા સંસ્કૃત ગ્રન્થની જાણીતી અવિશ્વસનીયતા ઉપરથી જ દોરવાઈ ન જતાં ફરી તપાસી જોવાનો છે. મ્હારું પ્રબંધોનું જ્ઞાન એવું છે નહીં કે હું એ વિશે કઇં પણ મત બાંધવા કે દર્શાવવાની હિંમત કરું. "કહાનડ દે' પ્રબંધ"નો કેટલોક ભાગ તો ચોકખી પ્રશસ્તિ છે. નાયક પોતે અને એના વડવાઓ વિશે કવિને ખાસ અને સપ્રમાણ જ્ઞાન હોવું જોઇયે એમ માનવા આપણને લાલચ ઘણીયે થાય, પણ કાવ્યનો એ વિભાગ ખાસ પ્રશસ્તિ રૂપ છે ઇતિહાસ ગણી શકાય એવો નથી, એટલે એ વિભાગમાંની વિગતોને "ચિન્ત્ય વિષયો"થી વધુ ઉંચી કોટિના ગણી ઇતિહાસમાં સ્થાન આપી શકાતું નથી.

મોખડ ગોહેલ થઈ ગયો એ ખરું પણ એટલા ઉપરથી જ એના વિશેના દુહાઓમાં થોડું ઘણું પણ ઐતિહાસિક-વિગતો

પોતે નહીં તો તેમના કંઇક ઇસારા જેવું (ઉ. ત. મોખડનું ધડ લડયું એ નહીં તોપણ મોખડનું અલૌકિક વીરત્વ)-જોવા જોવાડવા મથવું, એ એ રાજકુટુંબના આશ્રિતોની અન્નદાતા તરફની વફાદારી માત્ર છે. એભલ વાળાને તો ત્યારે ઐતિહાસિક પુરૂષ પણ નહીં ગણતા હો—એ પ્રમાણેના સાક્ષેપ પ્રશ્નનો જવાબ જરા કપરો છે. જવાબ દેવાને બદલે સામા સવાલ પૂછવા રજા લઉં છું. મનુ, રોમ્યુલસ, હેલન, આદમ, થઈ ગયેલા ખરા કે નહીં? તે તે ભાષાઓમાં મનુ, રોમ્યુલસ, આદિ શબ્દોના અર્થ આપણે જાણિયે છિયે; કાઠી ભાષામાં એભલ શબ્દનો શો અર્થ હતો? જે ચારણ, ભાટ, નાગર, બ્રાહ્મણ આદિ શિક્ષિત જાતોને અશિક્ષિત દુનિયામાં આપણે ઇતિહાસ સાચવી રાખ્યાની કીર્તિ આપિયે છિયે, તેમણે જ કેટલીક વાર પોતાની નિમકહલાલી અને આશ્રયદાતાઓ તરફ પોતાની ગુણજ્ઞતા બતાવવા જતાં એવી તો સત્યહરામી કરેલી છે કે જે સાધનો વડે જ આપણે અત્યારે સત્યાસત્યનું જેવું તેવુંયે પારખું કરી શકિયે તે સાધનોનો પણ તેઓએ નાશ કર્યો છે. કાઠી ભાષામાં એભલ શબ્દનો અર્થ શો હતો? એ કાઠી ભાષા અત્યારે છે જ કયાં કે આપણે ખરો જવાબ મેળવી શકિયે!*

---

* શિવાજી અને રામદાસ સ્વામી વિશે સ્વામીના શિષ્યોના લોભથી વધારી મુકવામાં આવેલી દંતકથાઓમાંથી કેટલો જૂજ ભાગ જ શંકાસ્પદ નહીં એવો છે તેનું રા. રા. ભાઈ ચિમણાજી ભાટેનું વિવરણ ઇતિહાસને ડહોળી નાખનાર અને ખોટા બનાવનાર બીજા એક બલનો સારો દાખલો આપણને પૂરો પાડે છે.

ત્યારે જુનાગઢના રા'ઓ વિશેના અને એવા બીજા દુહા ? બદનજર, સોનાની હીરાજડિત કાંસકી, નિમકહરામી, ફાટફૂટ, શાપ, વગેરે કિસ્સાઓ દુહા કે બીજી કાઈ પદ્યરચનામાં ગ્રથિત હોય તે ઉપરથી એટલું જ કહી શકાય કે ગદ્ય કરતાં પદ્ય વધારે વિસ્તારમાં વધારે ઝડપથી પ્રસરે છે અને ઘણું વધારે લાંબું આયુષ્ય ભોગવે છે, તેથી કરીને પદ્યાત્મક દંતકથા આખી પ્રજા લાંબા વખત સુધી ઇતિહાસ તરીકે માને એવા સંજોગ ઉત્પન્ન થાય છે, અને આથી કરીને તે–વધુ નહીં પણ ઓછી વિશ્વસનીય ! અથવા આટલું તો નિઃસંશય કે દંતકથાને જે પદ્યરૂપ દેહ મળતાં વિશેષ ફેલાવ અને દીર્ઘાયુ પ્રાપ્ત થાય છે, તેનામાં હકીકતની ચોક્કસાઇ વા વિશ્વસનીયતા વધારવા–જાળવવાના ગુણ, વા સિક્કા શિલાલેખ તામ્રલેખ અગર કોઇ પ્રકારનું લખાણ પાછળથી પોતાનામાં થતા ફેરફાર તુરત જણાવી દે એટલાં તો સાચાં હોય છે તેવી સાચાઇ પણ, આરોપી શકાય એમ નથી. આ ઘાતક વિચારક્રમના ટેકામાં આપણા સાહિત્યના એક વિશિષ્ટ અંશ વિશે ઇસારો કરવો પ્રાપ્ત થાય છે. મહાભારત, બુદ્ધની જાતક કથાઓ, અને યોગવાસિષ્ઠના સમયથી માંડીને આપણા સાહિત્યમાં બોધક દૃષ્ટાન્તનું સ્થાન કેટલું સર્વવ્યાપી અને ઉંચું છે તે વિચારો. વળી દૃષ્ટાન્ત માત્ર કોઈ મોટા વિખ્યાત માણસને માટે કહેવામાં આવતાં તેની ચોટ કેટલી બધી વધી જાય એ ખુલ્લું છે. ભોજ અને મુંજ વચ્ચેના ભોજપ્રબન્ધમાં વર્ણવેલા બનાવ, રાજા અને તેના વારસને બલ્કે દરેક કાકાભત્રીજાને એટલા બધા બોધક છે અને એવા બનાવો ભોજ અને મુંજના નામથી અલંકૃત થતાં એટલા તો અસરકારક બને છે કે એ કવિ–કર્તાએ દૃષ્ટાન્ત તરીકે

જ કેમ દાખલ ન કર્યાં હોય એવો સવાલ ઉત્પન્ન થવો સ્વાભાવિક છે, અને ગ્રન્થના બીજા ભાગોની અવિશ્વસનીયતા અને અસત્યતા આપણે જેમ જેમ વધુ સાબીત કરતા જઇએ, તેમ તેમ આવા ભાગો વિશેની શંકાઓ પોષાય છે. આની સામે દલીલ આવી શકે છે કે આ તો કોઈ માણસ એક બે વાર જૂઠું બોલતાં પકડાયો છે, માટે એની બધી વાત જૂઠી ગણવી એવું ધોરણ છે. "જૂઠી ગણવી" એમ કોઈ વજનદાર વિચારક કહે નહીં; સાચી જ એમ ન ગણાય, શંકાસ્પદ ગણાય, અને ઇતિહાસમાં તો નિર્વિવાદ અને ચોક્કસ બાબતો જ સંગ્રહાય, માટે ઇતિહાસમાં ના સંગ્રહાય, જ્યાંસુધી સ્વતંત્ર પુરાવાનો ટેકો ન મળે ત્યાંસુધી: કેમ કે દંત-કથાનું એકલું પ્રમાણ લગભગ પ્રમાણ જ નહીં એટલું નબળું છે–એટલું જ વક્તવ્ય છે. વિશ્વસનીયતાને લગતી આવી સર્વ દલીલો ગુંચવણિયા પીંજણ જેવી લાગે તથાપિ એ સર્વ વાદવિવાદમાં જે મહત્ત્વનો મુદ્દો મુખ્ય વાદવિષય છે તે ઇતિહાસની ભાવના છે. ત્હમને ગુમાન વહાલું છે વા સત્ય? ભૂલો થઈ ગઈ હોય તે જોવી, સ્વીકારવી, તે માટે પશ્ચાત્તાપ કરી વિશુદ્ધ થવું અને ફરીથી એવી ભૂલો એવાં પાપ ન થાય તેવું સામર્થ્ય મેળવવું–ત્હમારી પ્રકૃતિ આવી છે કે ના પામર? સામાનું વિશેષ બળ જોવું, તેનું માપ લેવું, તેના કારણો તપાસવાં, અને આપણામાં એ બળ આવે તેના ઉપાય કરવા–ત્હમારી પ્રકૃતિ આવી છે કે ના પામર? જૂના રીવાજો અને વારસામાં મળેલી સંસ્થાઓ વિજય અને સદોદિત ઉદયને પોષક છે કે ઉલટા પ્રકારના, તે વિચારવું, બનેલા બનાવોની ઝીણામાં ઝીણી ચોક્કસ વિગતોના આધાર વડે આ વિચારક્રમમાં નિર્ણય ઉપર આવવું, અને નિર્ણય

પ્રમાણે રીવાજો સંસ્થાઓ આદિમાં ભાંગફોડ અને નવી રચના કરવી, જીર્ણ સળેલ તરુવર કાપવા, નીંદણ નીંદી નાખવું, નવાં શુદ્ધ બીજ વાવવાં,-ત્હમારી પ્રકૃતિ આવી છે કે ના પામર? ઇતિહાસની ભાવના, જીવનકલહનાં હારજીત સાથે, અને પ્રગતિ-મય ઉન્નતિસાધક જીવનની ભાવના સાથે આ પ્રમાણે સંલગ્ન છે, **અને જેવી જે પ્રજાની-પ્રજાના આત્માની-મહત્તા વા પામરતા તેવો તે પ્રજાનો ઇતિહાસ.** એક વિશેષ દાખલો જુવો. "રાવણ જૈનધર્મી હતો!" ભાઇઓ જૈનધર્મ ખરેખર કઈ સાલથી આરંભાયો એ ત્હમારું ધ્યેય છે કે ના એની પ્રાચીનતા કોઈ પણ રીતે વધારવી એ જ ઇચ્છા છે? દશ માથાં વીશ હાથનો રાવણ હતો ખરો કે, એ પ્રથમ વિચારવાની જરૂર સ્વીકારશો, કે ના કોઈ પણ વિખ્યાત વ્યક્તિ જૈનધર્મી હતો એમ દાવો કરવાના લ્હાવા લેવામાં જ ત્હમને આનંદ છે? અને ત્રીજું; રાવણ હતો અને રામાયણમાં વર્ણવેલ ચારિત્રવાળો હતો. એ દલીલ ખાતર સ્વીકારીએ, તો એ જૈનધર્મી ગણાય એમાં ત્હમારા પ્રિયતમ ધર્મનું ગૌરવ વધે છે કે ઉલટું તેને પણ લાંછન લાગે છે એટલું પણ નહીં જુવો-નથી જોઇ શકતા?

**૪ કંઠસ્થ સાહિત્ય અને સંસારચિત્ર.** ત્યારે દંતકથા અને કંઠસ્થ સાહિત્ય તો ઇતિહાસના "ઘઉંમાં કાંકરા" જ? બેશક નહીં. વ્યક્તિગત અને નિશ્ચિત-કાલોપાધિ-મંડિત વિગતો—વંશાવલિઓ, બનાવો, લડાઇઓ, ઘેરા, દુકાળો, ઉપદ્રવો, પ્રજાઓ અને જાતિઓ અને નાતોનાં ભ્રમણ, રાજ્યોની ફરતી સરહદો, ધર્મો અને પંથોના આચાર્યોની પરંપરા, વગેરે, અને તેમની સાલવારી ઇતિહાસનું

કલેવર માત્ર છે. ઇતિહાસ–દેહ એ કલેવર વગર હોઇ શકે નહીં એટલું એ કલેવરનું ગૌરવ પણ છે. એ કલેવરની રચનામાં આ સાધન છેક નહીં જેવો ફાળો જ આપી શકે. પરંતુ ઇતિહાસ–દેહના માંસસ્નાયુ તો પ્રજાના ધર્મ, સંસાર, કલા, સંપત્તિ, અને તેને લગતાં બંધારણો, સંસ્થાઓ, અને આચારવિચારની જમાને જમાને પલટાતી સ્થિતિઓ છે, અને આથી કરીને દંતકથાઓ અને કંઠસ્થ સાહિત્યમાં જે કાંઇ સંસારચિત્રો જળવાયાં હોય છે તેનું મૂલ્ય પ્રજાના સમગ્ર ઇતિહાસ માટેના આવશ્યક સાધનો તરીકે અનેરું આંકવું પડે એટલું બધું મોટું છે. રાજપૂતો અને ભીલોની, ચારણો અને કાઠીઓની સૈકાઓ સુધીની મિત્રતા, એ જાતિઓનો પરસ્પર સમભાવ, એમનું સંમિશ્રણ, અને એવા સંમિશ્રણમાં રાજપૂત અને ચારણની વધારે ઉમદા જીવનભાવનાઓના અધઃપાતને બદલે ભીલો અને કાઠીઓની જીવનભાવનાઓની સમુન્નતિ ગુજરાત કાઠીઆવાડના લાંબા પ્રજાકીય ઇતિહાસનો આ એક મહામૂલ્યવાન તંતુ છે, જે સૈકાઓ પર્યંત પ્રજાજીવનમાં વણાતો ચાલ્યો આવ્યો છે, અને આપણા દંતકથા અને કંઠસ્થ સાહિત્યરૂપ “દશમા વેદ” માં જ આપણને પૂરેપૂરો પ્રતીત થાય છે. આયર અને ચારણ જાતિઓમાં સ્ત્રીઓનું સ્થાન આ દશમા વેદની આરસીથી આપણે જેવું જાણવા પામિયે છિયે તે એ આરસી ન હત તો આપણે કલ્પી પણ શકત નહીં. આ વેદના “દૃષ્ટાઓ” મુખ્યત્વે એ જાતિઓની જ વ્યક્તિઓ હતા, એટલે તેમના પોતાના સંસારનાં એમણે પાડેલાં ચિત્રોની વિશ્વસનીયતા વિશે સવાલ જ રહેતો નથી. બ્રાહ્મણ, ચારણ, યતિ અને કોઇપણ “સાધુ”ની હત્યાનો નિષેધ, અતિથિસત્કાર, સત્યપાલન, ટેક, રાજા વા ઠાકોરની પ્રજા-

પાલન વા લોકરક્ષાની ઉગ્ર ફરજ, આવાં કર્તવ્યોમાં જાન જાય તો પણ ઘોળ્યો એટલું જ નહીં પણ લેખાસર અને લેખાસર એટલું જ નહીં પણ એજ જીવ્યું સાર્થક એજ સ્વર્ગપ્રાપ્તિ એ જ અમર કીર્તિ,—એ પ્રકારનો બોધ આ અસંખ્ય અજ્ઞાત કલાકરો અને કવિઓએ દાયકે દાયકે સૈકાઓ પર્યંત કરેલો છે, અભણ પ્રજામાં કર્ણેન્દ્રિયદ્વારા રેડ્યો છે, રેડ્યા જ કર્યો છે; અને આજે એ અડાબીડ વડલામાં એટલાં તો જાળાં બાઝી ગયાં છે કે પાંદડાં કરતાં જાળાં જ વિશેષ જોવામાં આવે છે, તથાપિ બુદ્ધિનો અનિલ એને જરા પણ અડકતાં એ પાંદડાંઓમાંથી એ એક જ ધ્વનિ નીકળે છે, એક જ ધ્વનિ નીકળવાનો. આપણો આ વારસો આ પ્રકારનો છે તેનું મૂલ્ય ઇતિહાસ-કલેવર રચવાના વિકટ કાર્યને માટે ભલે ન જેવું હોય, પણ તેથી એ સમગ્રે પણ ઓછું છે એવું મત કોઈ દૃષ્ટિએ યોગ્ય નથી; ઇતિહાસ વિદ્યાના પોતાના શાસ્ત્ર અને ફિલસુફી પણ એવા મતને સાફ અયોગ્ય ગણે છે.

૫ કંઠસ્થ સાહિત્ય અને નીતિ—દંતકથા અને કંઠસ્થ સાહિત્યને જૂના સંસાર ચિત્રોના નીતિબોધક ભાવનાપોષક અને કલાપ્રેરક ભંડાર તરીકે મૂલ્યવાન કહેનારને એક ટીકાનો વિશેષ ઉત્તર આપવાની જરૂર રહે છે. "પીઠો, ભોજો, અને વેજી"—એવાં આખ્યાન વિચારો. ભોજા કામળિયાની ગેરહાજરીમાં તેની ધરવાળી વેજી તેનો દિલોજાન પીઠો હાટી પોતાના પાદર આગળથી વહ્યો જતો સાંભળી નોકરને મોકલી તેને ન્હોતરે છે, અને તેનો ભોજાપીઠાની દોસ્તીને બન્નેના મોભાને અને પોતાની સુઘડતાને દીપાવે એવો અતિથિસત્કાર કરે છે. પીઠો હાટી રાજપૂત છે અને ભોજો પણ

મર્દ અને વીર છે, પીઠાથી ઉતરે એવો નથી, તથાપિ રાજપૂત તે રાજપૂત. વેજી પણ સ્ત્રીઓમાં રત્ન જેવી છે અને ખરી પતિવ્રતા છે તોપણ પીઠાની આ પ્રમાણે એક જ વાર ઓળખ થઈ તેની અસર એની ઉંડી હૃદયગ્રન્થિઓમાં કોણ જાણે કેવીય થાય છે, કે એક રાતે ઉંધમાં ને ઉંઘમાં તે કંઇ આખું-અધુું લવે છે, તેમાં પીઠાનો સ્પષ્ટ નામોચ્ચાર પડખે જાગતો ભોજો સાંભળી જાય છે. પત્યું; ભોજાને વેજી કાળજની કોર હતી તથાપિ તે એ ક્ષણથી બની ગઈ અણખપતી! ભોજા-વેજીના આ પ્રસંગના સંવાદના દુહા આ સંગ્રહકર્તાએ સાંભળેલા જણાતા નથી.* ભોજાએ આપેલી વ્હેલમાં વેજી સાથે એક દાસી અને પોતાની હેલ લઇને માળિયે આવી; પાદરે નદી આગળ થોભી; પેહેલે આણે પાછી સાસરે આવતી હોય એમ વસ્ત્રાલંકાર સજ્યા; ચકચકિત હેલ ભરી લેઈ માથે મેલી; અને ઘુમટો કહાડી ઠમકતી ચાલે આવીને પીઠા હાટીના દાયરા સામે જ ઉભી અને સૌ સાંભળે એમ બોલી:

"ઊજળમાંથી આવતી, મેં વાટે નથી કરી વ્હેલ,
હાટી, ઉતાર ને હેલ,-નકર નીસર પગહેઠથી, પીઠિયા !"

પીઠડે બીડું ઝડપતાં વાર લગાડી; વેજીનાં રૂપગુણયૌવનની તેને કીંમત ન્હોતી એમ નહીં; આવી હાકલ મર્દ અને તે પણ વીર એક જ રીતે સત્કારી શકે એટલી તેને સમજ ન્હોતી એમ નહીં; એનામાં વીરતા કે મર્દાની પૂરતી નહીં એમ તો નહીં જ: પરંતુ સખાધર્મને મોભધર્મ ગણીને. વીરધર્મના કોઈ એવા જ મોટા ધર્મ સામે સંઘટ્ટનમાં

* મ્હને પણ હવે આટઆટલે વર્ષે યાદ આવતા નથી.

વીરધર્મને ગૌણ ગણે—જેનામાં ખરેખરી વીરતા હોય તે જ; દુનિયામાં કોઈ આનો અવળો અર્થ કરશે તો તેઓ જ ઝખ મારે છે એવી પોતાની વીરતાની જેને રુંવાડે રુંવાડે પતીજ હોય તે જ. પીઠડ અનુભવી હતો; સંસારમાં સ્નેહીઓ વચ્ચે પણ સમઝફેર અને વિરોધના સંજોગ બની આવે છે, તે વખતે સખાનો ધર્મ પાછો સંધિ કરાવવાનો છે, બંનેને સાવ તોડી નાખતાં અટકાવવાનો છે, બેમાંથી એક એવું ડગલું ભરવા જાય કે પછી ગમે તેટલો પસ્તાવો થાય તો પણ તે ડગલું ન ભર્યું ન જ થાય, તો તેને બનતાં સુધી વારવાનો છે. લોક પોતાને માટે શું ધારશે તેનો પીઠે વિચાર જ ન કર્યો, વેજી મળે છે એ પોતાનો લાભ પણ એણે ન જ જોયો, વેજીને જ વારવા બનતું મથન કર્યું. આમાં જ્યારે તે હાર્યો, વેજી એકની બે નહીં જ થાય એવી જ્યારે એને ખાતરી થઈ, ત્યારે જ એણે વેજીને સ્વીકારી, ઉલ્લાસથી વધાવી લીધી. હવે ઊજળમામાં ભોજો પહેલી ઝાળમાં બોલતાં બોલી તો ગયો અને તે પ્રમાણે કરી યે બેઠો, પરંતુ વેજી પીઠાને ત્યાં ખરે જ ગઈ અને પીઠે પણ તેને ખરે જ સંઘરી, એમ જ્યારે એણે જાણ્યું, ત્યારે એ પશ્ચિમબુદ્ધિ વીરને કલેજે નવી ઝાળ સળગી. પ્રથમની રગેરગની મિત્રતા હાડોહાડ વેરમાં રૂપાંતર પામી. વેર લેવું, પૂરેપૂરું લેવું, આખી દુનિયા એથી ગાજી રહે એવું લેવું, એ જ લગની ભોજાના ચિદાકાશમાં ઝણઝણી રહી. વખત જતાં, બનેલો કિસ્સો જૂનો થતાં તે જરાયે નબળી પડી નહીં. આટલો વખત જવા દીધો તે પણ ભોજે ઉત્તમ પ્રકારનું જ વેર લેવું એ ઉદાર નિશ્ચય દૃઢ કરવાને માટે. પીઠાને એકલ અને અચિંતો અને પોતાનો બચાવ ન કરી શકે એવા સાણસામાં

સપડાવીને પૂરો કરવો એ તો ભોજાને રમત વાત હતી. પણ એ પોતાની જાતને સહજ માર્ગે તો ન જ લેવો, પીઠાનો માત્ર ઘાત નથી કરવો એને સામે મ્હોંએ જીતવો છે, એમ જ્યારે એ પોતાના મનને પૂરેપૂરું મનાવી શકયો, ત્યારે એ દ્વંદ્વયુદ્ધ માટે લગભગ એકલો–અને પોતે ધારે તે સંજોગોમાં જ યુદ્ધ થાય ત્યાં સુધી કોઈ જાણવા ન પામે એટલા સારુ અતીતનો વેશ લઈ–માળિયે આવ્યો અને શિવાલયમાં ઉતર્યો. માળિયે હોય તે દરમિયાન રોજ એક વાર આ શિવાલયે દર્શન કરવા આવવું એવો પીઠાને નિયમ હતો. પણ કોઈ કોઈ વાર તે એવા કવખતે આવતો કે ત્યાં કાળો કાગડો પણ ન હોય. આવે વખતે પીઠો એકતાનથી સ્તોત્ર ભણતો હોય ત્યાં મીનીડગલે વાંસેથી આવી પીઠાને પૂરો કરવો અને તુરત કોઈ જ ન જાણે એમ પોબાર ગણવા, એ પણ ભોજાને રમત વાત હતી. એ મહાલાલચને પણ ભોજે જીતી. તે દરમિયાન ચકોર પીઠો ચેતી ગયો કે આ ચોવીશે કલાક આ શિવાલયમાં જ ગાળતો નવો અતીત ભોજો જ હોવો જોઇએ, અને એક દિવસ સ્તોત્ર ભણી રહી પાછો વળતાં તેણે અતીત પાસે જઈ વિવેક કર્યો: “ભોજાભાઈ, રામરામ.” ભોજે પણ તુરત રામરામ કરી પીઠા પાસે યુદ્ધ માગ્યું, અને ભાણેજ પોતા સાથે હતો તેની તલવાર પીઠાને આપી પોતે પોતાની તાણી. પીઠો કહે, હા, હું ત્હારો ગુનાહગાર છું, માટે પહેલા ઘાનો હક ત્હારો, તું કર. ભોજો કહે, પીઠડભાઈ, આ ભોજો છે, બીજો કોઈ નથી, મ્હારા ઘા પછી સામો માણસ ઘા કરી જ ન શકે, મ્હારો એક જ ઘા તે સામા માણસનો કાળ, માટે પહેલો ઘા ત્હમે કરો. ભાણેજ કહે, આ

વળી નવું તૂત, કરોને ઘા, વાર લગાડો છો ત્યાં પીઠો કરી બેસશે તો મનની રહેશે મનમાં. પીઠો હસ્યો ને બોલ્યો, ના ભાઈ, અપરાધી પહેલો ઘા ન કરે. એક ઘાએ ત્હમે મ્હારો વધ કરી નાખશો તોંપણ અજુગતું કંઈ નથી, માટે પહેલો ના તો ત્હમારે જ કરવો પડશે, હું કરનાર નથી. તથાપિ ભોજો અત્યારે ઉદારતામાં ભલભલા રાજપૂતને આંટે એવો બની રહ્યો હતો તે બોલ્યો. હું પણ અબઘડી તો પ્હેલો ઘા નહીં કરૂં. જુવો, પીઠા, ત્હમે અહીં આવ્યા'તા દેવદર્શને. આ નીકળી પડશે એમ ત્હમને ખયાલ જ નહીં. માટે ઘેર કંઈ જરૂરી કામકાજ હોય તે પાછા વળીને થોડીવારમાં ઉકેલો, અને પછી યુદ્ધ માટે જ આવો એટલે યુદ્ધ કરીશું. આ સાંભળતાં ભાણેજના ડોળા તો આકાશે જઇને ચ્હોંટયા, પણ પીઠો કહેઃ હા ભાઈ, ઘેર કન્યાદાન દેવાનું ધર્મકાર્ય છે તેમાં સૌ મ્હારી વાટ જોતા હશે. આવાં ધર્મકાર્ય માટે થોડી મહેતલ માગવામાં અપરાધીને પણ દોષ નથી, માટે ખરેખર રજા હોય તો જઈ આવું. ભોજો કહે, સુખેથી. પીઠો ગયો. અને ભોજાનો ભાણેજ જાણે મોતને જ ભાળતો હોય એવો થઈ ગયો. ભોજો કહે, છે શું? ભાણેજ કહે, મામા ત્હમારી મત જ ઠેકાણે નથી એમ જાણતો હોત તો સાથે આવત નહીં. પીઠા જેવા દુશ્મનને અહીં દેવ સામે બેફામ સત્તરવાર ઉભો હતો તેવાંમાં ગમે ત્યારે ચોળી નખાત તે ત્હમે ન કર્યું. એ ત્હમને વર્તી ગયો ત્યારે ત્હમે તૂત લઈ બેઠા અને કહ્યું પહેલો ઘા તો ન કરું. આ એણે રજા માગી તે પણ આપી. અને હવે જોતજોતામાં પાંચ પંદર માણસ આ શિવાલયને ઘેરી લેશે ને આપણા પર તુટી પડી ગાંગડની જેમ ચોળી

નાખશે. ભોજો કહે ભાઈ રાજપૂતના વચનમાં ત્હને ભરોસો નથી, રાજપૂતોને પણ તું ત્હારા જેવા જાણુછ, તેનો શો ઉપાય, મ્હને તો પૂરો ભરોસો છે. પીઠે કન્યાદાન દીધું, જાનને જમાડી, અને બનતી ઉતાવળે એકલો જ–વધારામાં પોતાની તલવાર સાથે જ–પાછો આવ્યો. તલવાર લેતાં વેજીએ તેને દીઠો, પાછા શીદ એમ પૂછ્યું, તો પીઠો કહે શિવાલયે, અને એટલા અણુસારથી વેજી પણ ચેતી ગઈ, પણ એણે યે પાછળ કોઇને મોકલ્યું નહીં. માત્ર માળા લઈ "હર હર" જપતી બેઠી છે અને મ્હોં લેવાઈ ગયું છે, એમ કરતાં ઘડી બેઘડીમાં ત્યાં પીઠો આવ્યો અને દ્વારે બે મેમાનને તેડતો આવ્યો, તેમને જોતાં વાત વેજીની નાડીઓમાં લોહી તો માય નહીં. પીઠો કહે આ બે નવા મેમાન, વરરાજા અને આખી જાનથી યે વધુ મોંઘેરા છે, અને મ્હારા કરતાં યે વેજી એ તો ત્હારા જ મેમાન છે. વેજી ઘુમટા–ભરી ભોજાના અને ભાણેજના ઓવરણાં લેતી બોલી: ધન ઘડી ધન દહાડો હ્યો જરા બેસો કસુંબા કરો ત્યાં હું જ રસોઈ કરી નાખું છું. પીઠાને વચન પ્રમાણે અને એકલો પાછો આવેલો જોઈ ભોજા અને એના ભાણેજનું મન છેક જ ગળી ગયું અને વેરને ઠેકાણે આગળ કરતાં બમણી મૈત્રીની સર વછૂટી તેમાં તણાયા તણાયા એ તલવારો મ્યાન કરી પીઠાન ઘેર વહ્યા આવ્યા.

ઉતર્યું અડૂડના થડ એક જ યે
નૈં મળે મૈથડના વેગળ્યું રહેશે વેજી ભણે.

આ પ્રમાણે અરાજપૂત પણ જાતવાન જાતો રાજપૂત જાતની સાથે જ એક ભાવના–થડમાં ભળે છે, જ્યારે બીજી જાતો ઘણી ય રણુપારથી આપણા દેશપર ચ્હડી આવેલી છે, જેનાં એ ગજાં નથી.

હવે કંઠસ્થ સાહિત્યની નીતિ અનીતિના સવાલનો ફડચો—એ સાહિત્ય નીતિનો બોધ કરે છે કે નહીં, તે કેવી નીતિ, એવા પ્રશ્નોનો નિકાલ, આવાં આખ્યાનને મધ્યબિંદુમાં રાખીને કરવો ઠીક પડશે. ભીલ–કોળી–કાઠી નીતિ કરતાં રાજપૂતનીતિ ચ્હડે, અને નીતિ એક છે સર્વમાન્ય છે ભીલ–કોળી–કાઠી–રાજપૂત એવા ભેદ નીતિ વિષયમાં હોય નહીં, જે ખરી નીતિ તેજ ભીલ–કોળી–કાઠી–રાજપૂત સર્વને એકસરખી માન્ય હોવી જોઈએ, એ બોધ આ કંઠસ્થ સાહિત્યનાં અસંખ્ય કવનો નાના પ્રકારે કરી રહ્યાં છે. આ ચિત્રો તમામ પાકા રંગનાં છે; તેમનામાં ખુણે ખોચરે પણ કોઇ રેખા નથી દુચર્યી, નથી વ્યર્થ, નથી અસ્પષ્ટ; પ્રકાશ અને છાયા જ્યાં છે ત્યાં ઘેરા અને સમભાવી શ્રોતાના હૃદયને આરપાર પોતાથી ભરી દે એવા છે; અને બનાવોને સાંકળતા સંધિ પણ એવા નથી કે કાટ કે વખત વ્હેતાં નીપજતો કોઈપણ વિકાર તેમનું બલ હરી શકે.

બીજી જાતનાં આખ્યાનો લક્ષયે. આ સંગ્રહમાં એકથી વધારે વાર્તામાં વરરાજા ચોરીમાંથી જ ક્ષત્રિયધર્મ બજાવવા ચાલી નીકળે છે અને રણક્ષેત્રમાં ખપી જાય છે એટલે બીચારી કોડીલી કન્યાના કોડ કોડને ઠેકાણે રહે છે અને તે સતી થાય છે. ચ્હડતા લોહીના સુખભોગને પ્રજાપાલન ધર્મની હાકલ થતાં તરછોડવા જ યોગ્ય છે, પ્રેમ અને જોબન માણવા યોગ્ય, ધર્મથી ચોરીમાં ગંઠાયેલ દમ્પતીને માટે, તથાપિ વીરધર્મ એથી મોટો એવા બોધના સંબંધમાં બે મત સંભવતા જ નથી.

ત્રીજી જાતનાં આખ્યાનો જુવો: જેમાં આદર્યાં અધૂરાં રહે વિધિ કરે સો હોય," એ જ સાર નીકળે છે; અને આપણા

કવિઓ એવા સંજોગોમાં નાયક અને નાયિકાને પૂરબહારમાં ચિત્રીને કરુણરસની પરિસીમા આણે છે. આવાં આખ્યાનો પણ આ સંગ્રહમાં અનેક છે, તેમાંથી ફલિત થતી–"માણસે વિશ્વક્રમમાં પોતાનું સ્થાન જાણવું અને દૈવ જે વીતાડે તે સહન કરવું," એ નીતિ વિશે પણ બે મત સંભવતા નથી.

સારાંશ કે આવા સાહિત્યના સંબંધમાં, અથવા તો સાહિત્ય અને કલાના આખા પ્રદેશ વિશે નીતિનો સવાલ જ્યારે જ્યારે આગળ કરવામાં આવે છે ત્યારે ત્યારે મોટે ભાગે સમઝફેર, જીવન્ત કલ્પનાશકિતની ઓછપ, અને ખોટા ગ્રહ જ તેના મૂલમાં હોય એમ મ્હને તો લાગે છે. જમાને જમાને પરિસ્થિતિ બદલાય છે અને તેની સાથે મરદની મરદાની અને સ્ત્રીના સ્ત્રીત્વ વિશેની આપણી ભાવનાઓ મુદ્દે એ ને એ રહે તથાપિ વિગતે બદલાતી આવે છે, અને સામાન્ય રીતે વિગતોમાં જ ગુંચવાઇ રહેતી આપણી બુદ્ધિ અને કલ્પના મુદ્દા સુધી પહોંચી શકતી નથી. મહાભારતના શકુન્તલોપાખ્યાનમાં શકુન્તલા દુષ્યન્તના દરબારમાં જઇને કેવી રીતે વર્તે છે, અને કાલિદાસના નાટકમાં શકુન્તલા કેવી રીતે વર્તે છે, એ બેનો મુકાબલો કરી જુવો. ભારતીય આખ્યાનની શકુન્તલાના વર્તનમાં અનીતિ છે શું? બોલો વેજીને કહે છે આ ક્ષણથી હું મને અણુખપતી ત્યારે તે જુદા વાતાવરણની વેજી હાલની વેજીની માફક વર્તતી નથી,–"રોઇ રોઈ રાતી આંખડી, ખૂટયાં આંસુના નીર" અથવા "भगवति वसुधे देहि मे विवरं" એમ ઢગલો થઇને પડતી નથી, અને આખ્યાનકાર કવિને બંધબેસ્તો ચમત્કાર યોજીને વાર્તાને આગળ ચલાવવાની ફરજ પડતી નથી–વેજી પોતાનો માર્ગ પોતાની મેળે કરે છે, અને તે એવી રીતે કે એ એનું આચરણ આપણા

જમાનામાં આપણી ઉચ્ચ વર્ણોના રીતિરિવાજ પ્રમાણે અનીતિમય પણ લેખાય અથવા સ્ત્રીનીતિના જ્વલન્ત નમૂનારૂપ ન લેખાય પણ તેથી શું? સાહિત્ય અને કલાના નીતિ અને બોધ આપણે તે તે જમાનાની તથા વ્યક્તિઓની તાદૃશ પરિસ્થિતિની વિગતોને ઘટતું વજન આપીને જ તોલવાનાં છે. આ આપણે ન કરીએ–ઘણીવાર નથી કરી શકતા, આપણી પોતાની બુદ્ધિ અને કલ્પનાની અશક્તિને લીધે; પરંતુ તેમાં ખરા દોષપાત્ર આપણે છીએ.

બેશક, વેજી મૂલ પતિએ છાંડેલી બીજાને જાય છે તે પ્રમાણે ઉપર ટાંકેલા પ્રાચીનતર વૈદર્ભી અને શકુન્તલાના દાખલાઓમાં છે નહીં. વેજીનું આચરણ આપણને ઘણું વધારે ઉગ્ર લાગે જ પરંતુ પ્રાચીનતર વૈદર્ભી અને શકુન્તલાનાં આચરણ આપણે તેમની તે સમયની પરિસ્થિતિ અને જે સમુદાયની તેઓ વ્યક્તિઓ હતી તે સમુદાયના રીતિરિવાજ પ્રમાણે તોળવાનાં છે, તેમ વેજીનું આચરણ પણ આપણે તેણીની પરિસ્થિતિને ધ્યાનમાં રાખીને તોળવાનું છે.

અનીતિ નામે ન હોય કે અનીતિનું સૂચન પણ ન હોય એવાં ચિત્રો આલેખે તે જ સાહિત્ય ખરું સાહિત્ય, તે જ બોધક સાહિત્ય, એવું ધોરણ તો છેક જ અશાસ્ત્રીય અને અનૈતિહાસિક ગણાવું જોઇયે. ભીમ રણક્ષેત્રમાં દુઃશાસનનું રુધિર ખોબે ખોબે પીએ છે, અને એ રુધિરવડે દ્રૌપદીનો ચોટલો પણ હોળે છે; યુધિષ્ઠિર જાણતો હતો કે જે અશ્વત્થામા મુવો તે એ નામનો હાથી, માણસ નહીં, છતાં નરો વા કુંજરો વા કહે છે; આ પ્રમાણે પોતે બોલશે કે દ્રોણાચાર્ય પ્રાણત્યાગ કરશે. પોતાના જ સત્યવાદીપણા માટેના દૃઢ વિશ્વાસથી એવું યુધિષ્ઠિર ચોક્કસ જાણે છે તથાપિ તે આ વખતે આમ જ બોલે છે: વગેરે અનીતિના વધુ ઓછા ઉગ્ર

બનાવો ઉંચામાં ઉંચા સાહિત્યમાં આવે છે. સર્વ દેશોના દરેક જમાનાના સાહિત્યમાં આવે છે. જડ અને હઠીલા અને મતાન્તરક્ષમા કે ઐતિહાસિક ઉદાર દૃષ્ટિ જેમને શક્ય જ નથી એવા સુગાળવા પ્યૂરિટનો (puritan) આ ઉપરથી જમાને જમાને પોકારી ઉઠે છે કે નાટકો એ બદી છે, રંગભૂમિઓ બંધ કરો, કવિતા અને કલામાત્ર વિલાસ છે એટલું જ નહીં પણ અનીતિમય અનિતિપ્રસારક વિલાસ છે, જેની લોકપ્રિયતાનું પ્રમાણ તે આપણા સમાજની અધોગતિનું જ માપ છે; અને ટોલ્સ્ટોઇ અને પ્લેટો જેવા પ્રતિભાવાન લેખકો પણ કોઇ કોઇ વાર અકળાઇ જઇને શાસન છોડે છે કે નાટકકાર, સંગીતાચાર્ય, કવિ આદિ વ્યક્તિઓ જ સદ્ગતિને બદલે અસદ્ગતિ પોષનારા છે, તેમને નાતબ્હાર મુકો દેશપાર કરો, વગેરે. પરંતુ આવાં શાસનોને જનસમાજની સામાન્ય સમઝ કદાપિ સ્વીકારતી નથી, કદાપિ સ્વીકારશે નહીં. જનસમાજની સામાન્ય સમઝ જાણે છે કે આવાં શાસનો સાહિત્ય અને કલાને ઉગ્ર અન્યાય કરે છે. પ્રાચીન ગ્રીસની દેવસૃષ્ટિ (mythology) માં સાહિત્ય અને કલાની અધિષ્ઠાત્રી શક્તિઓને દેવીઓ નહીં પણ દિવ્ય સુંદરીઓ કલ્પેલી છે; આપણી દેવસૃષ્ટિની પરિભાષામાં કહિયે તો તેઓ બ્રહ્મા વા સરસ્વતીની પદવીની નથી, પણ એ દેવ વા દેવીની વિભૂતિઓ છે; પૂજ્ય અને સાથે ભોગ્ય પણ છે; સર્વભોગ્યા અને તો પણ પવિત્ર છે; દેવીઓ નહીં પણ અપ્સરાઓ છે; અને આબાલવૃદ્ધ-મોહક, નખરાંબાજ, માયાવી અપ્સરાઓ હોવા છતાં નિષ્કલંક અને પૂજનીય છે.

તા૦ ૨૭-૩-૧૯૨૨ બલવંતરાય કલ્યાણરાય ઠાકોર.

# સાંકળિયું

-----

# કાઠિયાવાડની
# જૂની વાર્તાઓ

## માંગડો ભૂત

વીરની નામના ચારે કોર ફેલાઈ રહે છે. પુત્રનાં લક્ષણ પારણામાંથી પરખાય, તેમ જ છેક નાનપણમાંથી જ માંગડાની મર્દાઈ પ્રત્યેક નાનાં મોટાં કામમાં જણાઈ આવતી. માંગડો જેવો શૂરવીર હતો તેવો જ સ્વરૂપવાન હતો તેથી તેનાં વખાણ ઘેરેઘેર થતાં. પાટણના નગરશેઠની પુત્રી પદ્માવતી તો માંગડાનાં દર્શન કરવાને દિવસ રાત તલસી રહી હતી. તેણે તો માંગડો વર વરવાની હૃદયમાં ઉંડી ઉંડી આશા બાંધી રાખી હતી. પોતે વણિક હતી છતાં માંગડા રજપૂતને વરવા તે ઘણી જ ઉત્સુક હતી. માંગડો પોતાનાં માબાપ ગુજરી જવાથી ધુમલીના રાજા ભાણ જેઠવા-મામાને ત્યાં ઉછરતો હતો. લાડકા ભાણેજને પોતાના પુત્ર કરતાં પણ વધારે વ્હાલથી તેનાં મામો મામી રાખતાં.

એક વખત એવું બન્યું કે ધુમલીનાં ઢોર, ઉગા નામનો કાઠી વાળી લઈ ગયો. ધુમલીની વાર તેની પછવાડે ચડી. આ વખતે માંગડો સુતો હતો. તેના મામાએ ઘેર સ્ત્રીઓને કહ્યું કે ભાણેજ જાગે તો પણ તેને અમારા ખબર દેવા નહીં, ને ઢોર વાળીને દુશ્મન જાય છે, તે તો તેનાથી છેક છાનું રાખવું.

વાર તો ઉગાવાળાની પછવાડે ગઈ. થોડીવાર થઈ ને માંગડો જાગ્યો. ચોપાસ નજર કરે છે તો સર્વ મુંગું મુંગું જોયું. દરબારમાં કોઈ મળે નહીં. ઘોડારમાં આવી જુએ છે તો પોતાને ચડવાના ઘોડા વિના આખી ઘોડાર સુની. મામીને પૂછતાં કંઈ ખરા ખબર મળ્યા નહીં. પણ પોતે ચતુર હતો તે ચેતી ગયો કે કંઈ અનિષ્ટ બન્યું છે. બહુ જ તંત પકડતાં મામીએ સર્વ વૃત્તાન્ત તેને કહી દીધો. એકદમ ઘોડાપર સામાન નાંખી હાથમાં ભાલો લઈ માંગડો તે વારની પછવાડે ઉપડ્યો. મારતે ઘોડે તે પાટણને પાદર આવ્યો. ત્યાં ઘોડાને જરા શાન્તિ આપવા અને પોતે થાક ખાવાનો વિચાર કર્યો. પાટણને પાદર શિવ મંદિરે પદ્માવતી શિવપૂજન કરી માંગડો વર મેળવવા હમેશાં આવે છે. હાથમાં પુષ્પભર્યો અબિલ, ગુલાલ, ચંદનભર્યો થાળ છે ને પદ્માવતી દેરે આવે છે ત્યાં મારતે ઘોડે તેણે એક વીર પુરૂષને આવતો જોયો. હૃદયે હૃદય ખેંચાયું—ને પદ્માવતી તે સ્વાર તરફ જોતી ઉભી. પછી સહજ બોલી ગઈઃ—

જેની જોતાં વાટ તે શેરીમાં સામાં મળ્યા,
ખુલ્યાં ઉરનાં કપાટ કામ ન પડીયાં કુંચીનાં.

હું તો મારે જેની વાટ જોતી હતી તે મને અહીં રસ્તે જ સામો મળ્યો, અરે આ બન્ધ થઈ ગયેલ હૈયાનાં કમાડ આપે જ ઉઘડી ગયાં. તેને ઉઘાડવામાં કુંચીની જરૂર પડી નહિ. પ્રેમી પ્રેમીને સહજ ઓળખી કાઢે છે. પદ્માવતીએ માંગડાને માટે ઘણું સાંભળ્યું હતું પણ તેને પ્રત્યક્ષ જોયો નહોતો છતાં આ જ મારા હૃદયનો વ્હાલો માંગડો છે એમ તે પામી ગઈ, અને વળી બોલીઃ—

ઘોડો ઘોડાને ઘાટ, અસ્વારે ઉણો ને;
જેનું ભાલું ભરે આકાશ, મીંટે ભાળ્યો માંગડો.

અહાહા આ સુંદર ઘોડો પણ કોઈ વાતે ખામીવાળો નથી. તેમ જ તે પર સ્વાર પણ કંઈ ઓછો નથી. આ જો- જે મરદનું ભાલું આકાશને માપી રહ્યું છે એવો આ માંગ- ડો જ મેં તો આજ જોયો.

આજે તો પદ્માવતીનું જીવન સફળ થયું. પોતાના વ્હા- લાને પ્રભુ શંકરે તથા માતા પાર્વતીએ આજે સહજ મેળવ્યો. હવે તો એને જવા ન દેવો, એમ પ્રેમતાપસી બાલા મનમાં લાવવા લાગી. સ્વાર થાક ખાવા નીચે ઉતર્યો ને પદ્માવતી સામું જોતાં જ કોઈ કાળનું ખોવાયલું પોતાનું વ્હાલું હૃદય તેણે ઓળખી કાઢ્યું. પણ કરે શું? પોતે યુદ્ધ માટે જાય છે, તેથી કરે શું? માંગડો મુંગો રહ્યો, પણ પદ્માવતીએ તેને

કુશળ સમાચાર પૂછી પોતાની સર્વ મનની વાત કહી દીધી. નિઃશ્વાસ નાંખી માંગડે કહ્યું કે એ વાત તો ખરી, પણ પ્રિય પદ્માવતી, હું યુદ્ધ કરવા જાઉં છું. માટે હમણાં અત્રે બેસી તારી સાથે વાત પણ કરી શકું નહીં તો પછી તને મારી કરી—કેમ હમણાં વરી શકું? ત્યારે પદ્માવતીએ કહ્યું કે "હે વહાલા માંગડા, આ હૃદયને તો તમે જીતી લીધું છે. હવે વધારે જયની શું આશા રાખો છો. વળી યુદ્ધનું છેવટ અચોકસ છે તો પછી આપણા મનની મનમાં રહી જશે." "હા તે ખરૂં; પણ જો:

ભલ ઘોડો વલ લંબા, હલ બાંધવા હથીયાર;
ઝાંઝાં ઘોડાંમાં ઝીંકવો, પદ્મા મરવું એક જ વાર.

જો ભલો મજાનો ઘોડો, વળી વાળ લાંબા હોય, ઝળકતા હથીયાર આમ તેમ ઝુલતા કડે લટકી રહ્યા હોય અને એવા સુંદર ઘોડાને સ્વારોનાં ટોળાંમાં ઘુસાડી દેવો એ જ વીરને માટે મોઘું છે. પદ્માવતી! સર્વ કોઈને એક જ વાર મરવું છે. વારંવાર આ યુદ્ધનો અવસર આવતો નથી." આવા વીરત્વથી ઉછળી ઉઠતા હૃદયને પદ્માવતી કેમ રોકી શકે; તેણે તો પછી માંગડા મરદને જવા દીધો. ઈશ્વર તમને કુશળ રાખે કહી તે ઉભી જ થઈ રહી. માંગડો થોડો થાક ખાઈ દુશ્મનને હમણાં જ રણમાં રોળી વ્હાલી પદ્મા આવું છું ને પછી તારૂં ધાર્યું હું કરીશ એમ વચન આપી ત્યાંથી ઉપડયો તે ગયો તે ગયો. અત્રે પદ્માવતી

ઘેર આવી. તેના પિતાને આ ખબર પડી ગઈ ને તેણે ઉનાના એક ધનવાન વણિક સાથે તેનું વેશવાળ કરી નાંખ્યું. પછી થોડે વખતે કંકોત્રી લખી લગ્ન આરંભ્યાં.

પદ્માવતી વહાલા માંગડાની રાહ જોતી રહી છે. તે આવે તો આ સર્વ પડયું રહે ને હું તો તેની સાથે ચાલી નીકળું. એમ તે વાટ જોયા જ કરે છે. પણ કોણ આવે ને શું કાંઈ?

હવે પદ્માવતીની રજા લઈ માંગડો પાટણથી પુર જોસથી ઉપડયો. થોડે છેટે ગયો ત્યાં હિરણ્ય નદીને કાંઠે તેનો તથા ઉગાનો ભેટો થયો. આમ વિના અપરાધે બિચારા સ્વારો કપાઈ જાશે, તે કરતાં બંને પક્ષમાંથી એક એક જણ નીકળી દ્વંદ્વયુદ્ધ કરે ને હારે તે ધણ લઈ જાય એમ ઉગા તથા ભાણ વચ્ચે નક્કી થયું. ઉગોવાળો જબરદસ્ત લડવૈયો હતો. ભાણ જેહવો ઘડીક તો વિચારમાં પડી ગયો ત્યાં માંગડો મારતે ઘોડે આવી મળ્યો. દુશ્મનનું આવું પોરસ ભર્યું મોં જોઈ તથા પોતાના સ્વારનાં વીલાં મોં જોઈ માંગડે ઉગાને કહ્યું. "વાળા તૈયાર થા." બંને બાજુએથી બંને સ્વારોએ ઘોડાના હલા તથા ભાલાં નાંખવા શરૂ કર્યાં. માંગડે એક ભાલો જોસથી નાંખી, કાહાને વીંધી ઉગાના પડખામાં પેસાર્યો પણ તેથી ઉગાનો પ્રાણ જરાવારમાં બચી ગયો, કારણ કે કાઠું આડું આવ્યું. આમ આ ઘા ખેંચી જ્યાં બીજો ભાલાનો પ્રહાર હાથ ઉંચો કરી

માંગડો કરવા જાય છે ત્યાં ઉગે પોતાનો ભાલો માંગડાની છાતીમાં ભોંકી દીધો; ને માંગડે પોતાનો ભાલો ઉગાના હૃદયમાં ભોંકી પેલેપાર કાઢયો. ઉગો તો તત્કાળ મૃત્યુ પામ્યો ને માંગડો મરણતોલ થઈ ભોંય પડ્યો. સર્વમાં હાહાકાર થઈ રહ્યો. ઉગાનાં માણસો નાઠાં. પણ માંગડો વીર ભૂમિપર ઢળ્યો. માંગડાનાં પ્રાણ કેમે કર્યાં જતાં નથી. તે તો કોઇની પછવાડે જાણે વળગી રહ્યાં હોય તેમ સર્વને લાગ્યું. ભાણ જેઠવે આગળ આવી જોયું તો વીર ભાણેજનો જીવ જતો નથી. આમ જોઈ સર્વ સ્વાર તેને હવે છેવટે રાધાકૃષ્ણ રાધાકૃષ્ણ કહેવા સમજાવે છે.

માંગડે સજલ નયને પછી તેમને ઉત્તર દીધો.

**પદ્મા વરવા પ્રેમ અણગમો અપસરાઓથી;**
**કહું રાધાકૃષ્ણ કેમ, શંખોરૂ મને સાંભરે.**

અરે ભાઇઓ આ પદ્માનો પ્રેમ મારે વરવો હતો. મને, આ યુદ્ધમાં મરૂં ને અપ્સરા વરે એ અણગમતું છે—અરે હું તે રાધાકૃષ્ણ કેમ કરી કહું—કારણ કે મને તે શંખનાં જેવાં સાથળવાળી સાંભરી રહી છે. વળી હું ને તે જ્યારે છુટાં પડ્યાં ત્યારે:

**છાંટાય તંબોળતણા પડ્યા નૈં અમારે લુગડે;**
**પણ પરદેશીની પીડ ટાળી હવે ટળે નૈં.**

અરેરે—તંબોળ છાંટી એ વ્હાલીએ મારાં વસ્ત્ર રંગ્યાં નથી. પણ એ પરદેશણની પીડ હવે ટાળી ટળે તેમ નથી.

વળી મરતાં મરતાં પોતાની વ્હાલી પદ્માને તેણે કહાવી મોકલ્યું કે—

**પદ્માનો પ્રેમાળ આ હિરણ્યની હદમાં પડ્યો,**
**તજજે કાન્તા કલ્પાન્ત, મરતાં કહ્યું છે માંગડે.**

અરે વ્હાલી પદ્મા-આ તારો પ્રેમી તો હિરણ્ય નદીની હદમાં હણાઇને પડ્યો છે. રે વ્હાલી-આ માંગડો મરતાં મરતાં પણ તને કહેતો જાય છે કે તું કલ્પાંત કરીશ નહીં.

આમ મૃત્યુ વખતે વ્હાલી પદ્માને સંભારતો છેવટનો સંદેશો-કલ્પાંત ન કરવાનો દેતો-વીર માંગડો પંચત્વ પામ્યો. ગાયો વાળી ભાણનું લશ્કર વિલે મોઢે પાછું વળ્યું.

અત્રે પાટણમાં પદ્માનાં લગન આવ્યાં છે પણ જો માંગડો આવે તો ભલું થાય એમ વાટ જોતી પદ્મા બેઠી છે ત્યાં સ્વારો આવ્યા. તેમાં પોતાના વ્હાલા માંગડાને તે જોતી નથી ત્યારે બોલી:-

**કોઈ વારૂ વયુ જાય, ભુંડે મોંએ ભાણુની;**
**એકીલો અસ્વાર મીંટે ન ભાળું માંગડો.**

અરે આ ભાણનું લશ્કર વિલે મોંયે ચાલ્યું આવે છે, હું તો આમાં એક જ માંગડા સ્વારને જોતી નથી:

**ઘોડા ઘોડાને ઘાટ અસ્વારે ઉણો નૈં;**
**જેનું ભાલું ભોંકે આકાશ મીંટે ન ભાળું માંગડો.**

ઘોડા પણ બરોબર, અને તે પર સ્વારમાં પણ કંઈ

ખામી નહીં એવા અને જેનું ભાલું આકાશને વીંધી રહ્યું હતું એવા માંગડાને હું જોતી નથી.

આમ સર્વ લશ્કર જોયું પણ પોતાના હૃદયવલ્લભ માંગડાને ન જોતાં પ્રેમી પદ્મા ખરેખર કંઈ અનિષ્ઠ થયું એમ જ માની ગઈ. તેનું હૃદય એકાએક સળગવા લાગ્યું. તે તો પછી બોલી; મારે તો:-

ઉંચે સળગ્યો આભ, નીચે ધરતીના ધડા,
ઓલવવાને આવ્ય, વેલો ધાતરવડના ધણી.

અરે ધાતરવડના ધણી માંગડા, મારે તો આકાશ માથે સળગી ઉઠ્યું છે ને નીચેથી જવાળામુખી ફાટ્યો છે. રે વ્હાલા પ્રેમી તું આ ઓલવવા સત્વર આવ. ખરેખર સ્નેહીથી વિમુખી બાલાઓને અખિલ જગતમાં અગ્નિ સળગી ઉઠ્યો હોય એમ જ લાગે છે. એ જ્વાલા પોતાનો પ્રેમી આવીને ઓલવે ત્યારે જ ઓલવાય. પદ્માને પણ અત્યારે પોતાના પ્રેમી વિના અખિલ આલમ સળગી ઉઠ્યું છે. તેમાં વળી તેને ખબર મળે છે કે માંગડો વીર તો યુદ્ધમાં મરાયો. પછી હવે તેને શેની આશા હોય? હવે કોની સાથે હૃદય ખીલે? તેના હૃદયમાં હવે તો ઉંડા ઘા જ થયા કરે છે. તે બીચારી બોલી:-

આશા મારી આથમી મોબત ગઇ મરી;
આ કાળજમાં ઘાવ કરી મસાણે બેઠો માંગડો.

અરેરે મારી હવે તો આશા તદ્દન નાશ પામી છે,

અને મ્હોબત પણ નાશ પામ્યો છે. અરેરે આ કાળજામાં ઘણુ દઇને મારો માંગડો પ્રેમી તો સ્મશાને જઇને બેઠોઃ હવે તો તે પોતાને તદન નોધારી થઈ ગઈ માને છે. એક તો પોતે વણિક જાતિની છે. પણ ફક્ત પ્રેમને જ વશ થઈ તેણે માંગડાને પોતાનું હૈયું દીધું; સર્વ જનોનાં મેણાં પોતે ફક્ત પ્રેમને ખાતર વોરી લીધાં. અને તે જ પ્રેમીને પોતે પાછી મેળવી તો ન જ શકી. આવી પોતાની સ્થિતિ જોઈ પોતાના વ્હાલા માંગડાને જાણે પોતે મંદ મંદ ઠપકો દેતી હોય તેમ કહે છેઃ

અણોસરાં અમેય, ટાડા જળ ટળ્યાં ને;
તરછોડતાં તમે મેણાં જળ રાખ્યાં માંગડા.

હે માંગડા, મને તેં નોધારી કરી. મારી આંખેથી આંસુ હવે કદી સુકાવાનાં નથી જ. અરે મને આમ તરછોડીને આ સંસારમાં વહાલા તેં મેણાં ખાતી રાખી:

આમ વ્હાલા સ્નેહી માંગડાને પોતે ઠપકો આપે છે, પણ સર્વ વ્રથા છે. તેના પિતાએ લગ્ન આરંભ્યાં ને વણિક વર સાથે ઉને જવું તે ખરૂં છે. હવે આ જગતમાં માંગડો નથી કે આવીને તેને લઈ જાય તેથી મુંગે મોંએ જે થાય તે જોયા કરે છે. ઉનેથી જાન પાટણ આવવા ઉપડી છે. રસ્તો કફોડો તેથી સાથે વરવાળાએ અરસી નામના રજપૂતનું વળાવીયું લીધું છે. જાન ચાલતાં ભાણવડ આવી. બપોર થતાં સર્વ ત્યાં થાક ખાઈ ટીમણ કરવા

એઠાં. અરસી નદીમાં જઈ ન્હાવા લાગ્યો. ત્યાં તેના વાંસાને કોઈ ખારો તથા ધુળથી ઘસતું હોય તેમ લાગ્યું. ઉંચે નીચે અરસી જુએ છે પણ કોઈ જણાતું નથી. ને પોતાનો કોઈ વાંસો તો ઘસે છે. આથી તે બહુ જ વિમાસણમાં પડી ગયો. ત્યારે હવામાંથી અવાજ આવે છે:—

તું કાકો હું ભત્રિજ, અરશી અણુસારેય ઓળખ્ય નૈં:
ઓલ્યા ભવનાં અપરાધ, અમને આ ભવમાં આડાં ફરે.

અરસી તું મારો કાકો ને હું તારો ભત્રિજો છું; પણ તું તો અરસી કાકા, આ અણુસારાથી પણ મને ઓળખી શકતો નથી: ખરેખર મેં પેલા જન્મમાં કાંઈ પાપ કર્યાં હશે કે તે આ ભવમાં આડાં આવી તને મારી ઓળખાણ પડવા દેતાં નથી: ખરેખર એ જ અપરાધને લીધે:—

સર્વું ત્રુટીયું સગા, નયણે નત્રેયાં થયાં;
કોક વાયેલ ભૂરના વા, અરશી જલ ઉંડાં ગયાં.

રે કાકા સગાઇની આવ્ય હવે બંધ થઈ ગઈ જણાય છે. આ તારી આંખોમાંથી પણ મને સગાઇનું પાણી ખુટી ગયું લાગે છે. અરેરે કાકા તારા હૈયા પર કોઈ સુકવી નાંખે એવો ભૂરનો વા વાયો કે જેથી કરીને હે અરસી તારા પ્રેમનું જલ આમ સુકાઈ ગયું.

આ તે હવામાંથી શું સંભળાય છે. આ તે મારી ચાકરી એક મોટેરાને કરાય તેમ કોણ કરે છે. વળી મને સગો કહી બોલાવે છે. વળી મારો ભત્રીજો પોતે છે એમ મને

જણાવે છે. છતાં કોઈ જણાતું નથી. આ તે શું? અરસી વિમાસણમાં પડી ગયો. મારે તો માંગડો નામનો એક જ ભત્રીજો છે. તે તો ધુમલીમાં છે. વળી આ તે શું? આમ અરસી વિમાસણમાં પડી વિચારે છે ત્યાં તો માંગડો પ્રત્યક્ષ થઈ બોલ્યો.

**હું બેટા તું બાપ, કાં ઓળખ નૈં ઍંધાણથી;**
**માંગડો તે મરતે અમર તું રે'જે અરસી.**

અરે કાકા હું તારો પુત્ર ને તું મારો બાપ છો, પણ રે અરસી કાકા આ માંગડો મરી જતાં હવે તું તો અમર થઈને રહેજે!

આ મેણું મારતું માર્મિક વચન અરસીએ સાંભળ્યું. વળી જે પદ્મા વહુને વરવા જાન જાય છે ને પોતે જેનો વળાવીયો થઈ સાથે છે તે જ પદ્મા વહુ સાથે પોતાનો ભત્રીજો વરનાર હતો પણ લડાઇમાં કપાઈ જતાં પોતે ભૂત થયો છે એ પણ જાણ્યું. હવે શું થાય?

અરશી નાહી ધોઈ ઉતારે આવ્યો ત્યાં વળી તેણે આશ્ચર્ય જોયું. જે વરરાજા બણીઠણીને બેઠા હતા તે તો એકાએક વિરૂપ થઈ ગયા. મોઢું તો જાણે કાળો વાંદરો. શરીરપર રગતપીત–અને સર્વ વાતે વરવો: હવે કરવું શું? આવા વરને લઇને લગ્ન કરવા શી રીતે જવું? આમ સર્વ જાનનાં માણસો વિચારે છે ત્યાં અરશી આવ્યો. અરશી તો નદી-

માંથી જ સર્વ જાણી ગયો હતો. તેણે સર્વને એકઠા કરી આનું કારણ કહી સંભળાવ્યું. વણીકોએ કોઈ પણ રીતે વર સારો થાય તેમ કરવા અરશીને કહ્યું: ત્યારે અરશીએ કહ્યું કે: માંગડા નામનો વીર લડાઇમાં ધણ વાળી જતાં દુશ્મન સાથે લડતાં કપાઈ ગયો છે તેને તથા પદ્મા વહુને પ્રથમથી જ નાતો હતો. હવે માંગડાનો જીવ પદ્મામાં રહ્યો છે ને તે ભૂત થયો છે. મારો તે ભત્રીજો થાય ને તેણે પંડે મને નદીમાં નવરાવતાં આ સર્વ કહી દીધું છે. જો તમો માંગડો તથા પદ્મા પ્રથમ લગ્ન કરી વરે તેમ કરો તો-વર સારો થાય ને પદ્માને લઈ તમો ખેમકુશળ ઘેર જશો. સર્વ સંમત થયા. અરશીએ માંગડાને હાક મારી. માંગડો પ્રત્યક્ષ થયો. પદ્મા સાથે હસ્તમિલાપ કરી પછી આ ભાણવડ સુધી સાથે આવવું ને ત્યાર પછી તારે આને છોડી દેવાં-એવું માંગડાને અરશીએ કહ્યું. ભૂત તો આનંદથી કબૂલ થયો. બણીઠણી વરરાજા બન્યો. જાન પાટણ આવી. પદ્મા સિવાય કોઈ પણ માંગડાને માંડવાવાળા-માંથી ઓળખી શકયું નહીં. લગ્ન થયું. હસ્તમિલાપ થયો. ત્રણ દિવસ જાન ત્યાં રહી. ને પછી તેને રજા મળી. રસ્તે જતાં તેઓ ભાણવડ પાસે જ આવ્યાં. સાંજ પડી ગઈ હતી. રસ્તો વિકટ હતો તેથી ત્યાં રાતવાસો રહેવા સર્વનો વિચાર થયો.

માંગડે ત્યાં જ જાનને રોકી ને પોતાની શક્તિથી ત્યાં

સર્વ પ્રકારની સગવડ કરી આપી. મજાની ધર્મશાળા દીવાબત્તી રસોડાં રસોઈ તૈયારઃ આ સર્વ પલવારમાં ત્યાં બની રહ્યું.

ઘોડાને ખડ બાજરો બળદને ખોળાં ખાણ;
જેવાળી જમાડે જાન ભલશું ખાંતે ભૂતડો.

જેટલા ઘોડા જાનમાં હતા તેને ખડ ને બાજરાનો પાવરો પુષ્કળ દીધો. વળી ગાડીના જેટલા બળદ હતા તેને ખોળનાં પુષ્કળ ખાણ દીધાં. આ જેવાળી કુળનો માંગડો આનંદથી હોંશમાં આવી જાનને જમાડે છે.

સર્વ સુખી છે. પણ માંગડા ભૂતને તથા પદ્માને હૈયામાં હવે અકળામણ થાય છે. વ્હાલાં સગાં સાથે હવે તો માત્ર રાત્રિ જ છે. આ રાત્રિ જ હવે હૈયે હૈયું છેવટનું દાબનાર છે. સર્વ જમવા બેસે છે. પણ દેવ ભૂત તેમની સાથે બેસતો નથી. સર્વ તૈયારી કરી સૌ સૌને જે જે જોઇએ તે આપી કંઇક હૈયાદુઃખનો માર્યો તે ત્યાંથી અલોપ થાય છે. વાણીયા ચમકી જાય છે, કે આ શું થયું, હવે આ શું કરશે. એક તો વાણીયાની પોચી જાત ને તેમાં વળી ભૂત સાથે કામ. વાણીયા હબકી ગયા પણ સર્વ ચલાવી લીધું. અરશીના વચન પર સૌએ કસૌએ વિશ્વાસ રાખવા ચુકયા નહીં. રાત્રિએ સર્વ સુઈ ગયાં. ભૂતે સર્વને ધારણ નાંખી દીધું એટલે સર્વ પશુ પંખી જન ગાઢ નિદ્રામાં પડ્યાં. અને પોતે કયાં છે તેનું પણ

કોઇને જરાય ભાન રહ્યું નહીં. ફક્ત આ ધારણ પદ્માપર કંઈ અસર કરી શક્યું નહીં. થોડા વખતમાં જ પોતાના હૃદયવલ્લભથી સદાને માટે છુટાં થવાનું એવું જેના હૃદય પર સજ્જડ થઈ ગયું છે, તે પ્રેમઘેલી પદ્માને ધારણ બારણુ કેમ લોપી શકે?

પદ્મા પોતાના આવાસની બહાર આવી જુએ છે ત્યાં વડલાપર લા લાગી છે. સર્વ જગત્ જાણે સળગી ઉઠ્યું હોય તેમ તેને ભાસ થવા લાગ્યો. તે બોલી:

**વડલા તારી વરાળ પાને પાને પરવરી;**
**હું ક્યાં જંપાવું જ્વાળ મને ભડકા ભાસે ભૂતના.**

રે વડલા, આ તારે પાંદડે પાંદડે અગ્નિ પરવર્યો છે. અરે હું તે મારા હૃદયની જ્વાળા ક્યાં જઈ શાન્ત કરૂં. મને તો માંગડા વ્હાલાના ભડકા ચારે કોર દેખાય છે.

આમ કરી પ્રેમઘેલી પદ્માએ મોટી બુમ પાડી. ત્યાં તેને સામો જવાબ મળ્યો.

**સૌ રૂવે સંસાર સૌ સૌના સ્વારથને;**
**ભૂતડો રૂવે ભેંકાર એને લોચનીએ લોહી ઝરે.**

અરે આ આખું જગત સૌના સ્વારથને માટે જ રડે છે, પણ આ માંગડો ભૂત તો એવું ભયંકર રૂએ છે કે તેના નેત્રમાંથી લોહીની ધાર પડે છે. આમ ભૂતે પોતાના હૃદયની પીડા પદ્માને કહી દીધી પણ પ્રત્યક્ષ થયો નહી. પદ્મા

ો પ્રત્યેક ડાળે ડાળે અગ્નિમાં પણ માંગડાને શોધે છે.
ખાલી:—

ડાળે ડાળે હું ફરૂં પાને પાને દુઃખ;
મરતાં વાળો માંગડો, મારે સ્વપનેય ન મળે સુખ.

પરે હું, વ્હાલા માંગડા, તને ડાળે ડાળે શોધું છું પણ તો તારા નામનું દુઃખ મને પ્રત્યેક પાંદડે માલમ પડે અરે તું મરતાં હવે મને સ્વપ્નમાં પણ સુખ મળ- નથી. હવે હદ વળી ગઈ, આશા તૃપ્ત થતાં પોતાના પાત્રનો છેડો તજી દે છે. માંગડો પદ્માને હસ્તમિલાપ કર્યો એટલે સંતુષ્ટ તો થયો ને વચન ણે ભાણવડ આવી તેને તજી ચાલ્યો ગયો. પણ પદ્માને સંતોષ નહોતો થયો. તેણે કંઈ કોઇને વચન નહોતું યું કે તે હવે શાન્ત રહે. તેના વિલાપથી, તેના હૃદયના ની ઝપટથી, તેના હૈયાના ઉભરી ઉઠતાં મોજાંથી, ભૂતના સંકલ્પને તેણે તજાવી દીધો. માંગડો પ્રત્યક્ષ થયો. એ તેને મીઠી મીઠી વાણીથી કહ્યું:—

તું જમ્યો હત કંસાર તો માજન તને મારત નૈં;
તે ચમકાવીયા શાહુકાર ઊન્યા ઉપજાવી ભૂતડા.

વ્હાલા ભૂત, તું મારી સાથે બેસીને કંસાર જમ્યો હોત આ વાણીયા કાંઈ તને મારત નહીં. તેં ફોકટમાં એમને પ થઈ જઇને ચમકાવ્યા ને બીવરાવ્યા.

આમ બંને પાત્રો મળ્યાં. છેલ્લી ભેટ લીધી. ભૂતે ગાંડી પદ્માને અનેક રીતે સમજાવી. પોતે ભૂત છે. પણ રજપૂત, માટે આપેલ વચન તો ન જ ફરે. હું અત્રે રહીશ. ઉને તો તારી સાથે નહી જ આવું. આમ ભૂતે પદ્માને કહ્યું એટલે વધારે ભ્હોસ પકડતી તે બંધ થઈ, ને સ્હવાર પડી. જાન ઉપડી, વ્હાલી પદ્માને જતી જોઈ ભૂત દુ:ખી થયો; પદ્મા પણ દુ:ખી થઈ. પણ ગઈ. પદ્મા તથા ભૂતને એક બીજાને દર્શન દીધા વિના સુખ નથી. અને ભૂતથી ઉને અવાય નહીં. પદ્મા કંઈ ભાણવડ હમેશાં આવી શકે નહીં પણ ભૂત તે વડની છેક ઉંચી ડાળે બનીઠણીને બેસે ને પદ્મા કામકાજથી પરવારી પોતાની અગાશીમાં જઈ બેસે ને એકબીજાનાં દર્શન કરે. આમ પદ્માએ જીવિત પર્યન્ત કર્યું, ને મૃત્યુ પછી માંગડાના હૃદયમાં ભળી ગઈ.

———:o:———

# વિક્રમ ને પુતળી



ળવાના રાજા વિક્રમ માટે અનેક વાર્તાઓ ચાલી રહી છે. તે રાજા પરદુઃખભંજન હતો તેમ જ પ્રેમ અને સૌંદર્યની કીમત પણ કરનાર હતો. એક દિવસ આ રાજાએ હાલારમાં જામના એક શહેરમાં સલાટના કુળની પુતળી નામની એક નવયૌવના કન્યાને જોઈ. રાજાનું દિલ તે સુંદરીને વશ થયું. પુતળી પણ રાજાને પોતાનું હૈયું અર્પી બેઠીઃ–

નગર જોયું મેં જામનું, જોઈ બમણી બજાર;<br>
હાટે હીરાગળ વોરતાં, સોટા દેખી સલાટ.

"મેં જામનું નગર જોયું. ત્યાંની પહોળી બજાર જોઇને ત્યાં એક દુકાને હીરનાં વસ્ત્ર ખરીદતાં સાગના સોટા જેવી સુંદર સલાટ કન્યાને જોઈ."

રાજા પુતળીને જોઈ તેનો જ વિચાર કર્યા કરે છે. વિચારમાં મગ્ન રાજાને જોઇને તેના મિત્રે તેને તેનું કારણ પૂછ્યું. તો જવાબ મળ્યો કે ભાઇ જ્યારથી મેં તે સોટા જેવી ઉંચી પાતળી સલાટને જોઈ ત્યારથી મારી દશા આમ છે. પ્રેમ કોઈ અજબ વસ્તુ છે. હૃદયને પોતાની વસ્તુ મળે તો જ શાન્તિ. રાજાના હૃદયને પુતળી સલાટનું પાત્ર મળ્યું, ને એક બીજાનાં હૈયાંને ઓળખાણ થયું, પછી મળે તો જ શાન્તિ. પુતળીને ફરીવાર મળવા જવા માટે તેના

દિલને વધારે આકર્ષવા રાજા એક કંસારાને શું શું કહે છેઃ–

કંસારા ઘડજે કળશીઓ, ઘડજે બેઠે ઘાટ;
ફરતી મેલજે કાંગરી સાચું નાણું સલાટ.

રે ભાઈ કંસારા, મારે આજ હાથમાં કળશ લઇને મારી પુતળી પાસે જવું છે, ને તેને તે અર્પણ કરવો છે. તેને તું મજાના બેઠા ઘાટનો ઘડજે, ને આસપાસ સુંદર નકસીદાર કિનાર કોતરજે; કારણ કે મારે તો મારા હૃદયનું ખરેખરૂં ધન સલાટ હાથ કરવી છે. આમ પુતળીને મળવાની તૈયારી કરી રાજા તેને મળ્યો. પુતળી પણ પોતાની માની આજ્ઞા થાય તો રાજા સાથે રહેવા સંમત થઈ, પણ નાત જાતમાં રૂઢ થયેલ વૃદ્ધોને તે વાત ગમે? ભલે ને તે બાણું લાખ માળવાનો રાજા વિક્રમ હોય તોપણ શું? આમ તેને આપી સલાટ કુળને એબ લગાડવી એ ડોસીને કોઈ વાતે સારૂં લાગ્યું નહીં. તેણે તો સાફ ના કહી.

રાજાએ તેને ઘણીએ લાલચ આપીઃ—

કે'તો આપું બાણું લાખ માળવો, કે'તો આપું ઉજેણીનું રાજ;
ડોસલી તારી દીકરી, મને સોંપી દેને સલાટ.

હે ડોસી; તું કહે તો તને બાણું લાખ વસ્તી ભર્યો માળવો સોંપી દઉં. અરે મારૂં ઉજ્જેણીનું રાજ્ય સોપું પણ તું મને તારી પુતળી સલાટ આપ. પ્રેમી પોતાના પાત્રને મેળવવા જતાં પોતાના પ્રાણનો બલિ આપવા તૈયાર થાય છે તો પછી રાજપાટ તે તેના પાસે શા બિસાતમાં. પ્રેમી રાજ-

પાટ તજી જંગલમાં પણ કદી જો વસે અને પોતાનું પ્રેમ-પાત્ર નજીક હોય તો તેને મન તે સ્વર્ગ છે. રાજાએ ડોસીને ઘણી લાલચ આપી, પણ રૂઢીગુલામ ડોસી એકની બે થઈ નહી. તે તો બોલી.

બાળી દે બાણું લાખ માળવો, બાળી દે તારૂં ઉજેણીનું રાજ,
ઇ શું બોલ્યો રાજા વિક્રમા, તારે સોંપણ નોય સલાટ.

રે રાજા તારા બાણું લાખ માળવામાં આગ ઉઠે, તારૂં ઉજેણીનું રાજ સળગી જાઓ. તું મારી દીકરી લેવાનું શું બોલે છે? રે રાજા વિક્રમા, તારા સ્વપ્નમાં પણ મારી દીકરી નો હોય," આવું હ્રદયવેધક વેણ સાંભળી રાજા ખિન્ન થઈ ગયો. તે ત્યાંથી ગયો. રાજાનું મોઢું પડી ગયું. કરવું શું? પોતાના મિત્રને મળે છે ત્યારે તેની પાસે પોતાનું હ્રદય ખુલ્લું મુકી રાજા કહે છેઃ-

બરછી બરડાની હીફરડી હૈયામાંય;
તનમાં તિતરડી પાસલીયું ખટકાવે પુતળી.

બરડાની તે બરછી રૂપી પુતળી મારા હૈયામાં હડફ દઇને પેસી ગઈ છે તે મારા શરીરમાં શારડીની જેમ મારી પાસળીયોને ભોંકી રહી છે.

હ્રદયવલ્લભા ન મળવાથી પ્રેમીના હ્રદયની કેવી દશા થાય છે; રણક્ષેત્રપર ધચક દઇને પેસી જતી બરછી કરતાં પણ આ ઘા વધારે દુઃખદ છે. જેમ કોઈ શારડી લાકડું

વીંધે, તેમ તેનું હૈયું રાત દિન પુતળી વીંધ્યાજ કરે છે. પણ તે પ્રેમી પાછાં ભેગાં તો થાય છે.

રાજાને પુતળી મળે છે. રાજા તેને કહે છે કે આપણા લગ્નમાં વ્હાલી હું તોઃ-

હથેળીનો કરૂં દીવડો, આંગળીયુની વણાવું વાટ;
પંડનાં પડાવું પાટયાં, શેવું વણે સલાટ.

રે વહાલી સલાટ આ મારી હથેળી છે તેનો હું આપણાં હૃદયલગ્નમાં દિવડો બનાવીશ, મારી આંગળીયોની તે દિવડામાં બાળવા માટે વાટય કરાવીશ, રે વહાલી સલાટ તારે શેવ વણવા મન થાય તો મારા પંડનાં પાટીયાં વેરાવી તેનાપર બેસારી તારી પાસે હું શેવ વણાવીશ." અહાહા દિવડા માટે પોતાના પંડના પાટીયાપર પોતાની હૃદયવલ્લભાને શેવ વણાવવામાં તે પોતાનું ભાગ્ય માને છે. આમ રાજાએ પુતળીને કહ્યું પણ ડોસીનું સાલ વચમાં જબ્બર હતું તેથી ઘડી ભર તો તે પણ મુંગી રહી. રાજા ગયો. ડોસી બીધી કે રાજા કદાચ જોર જુલમ કરી મારી દીકરીને લઈ જશે તેથી તેનું વેશવાળ કરી નાંખ્યું ને લગ્નની તૈયારી કરી. હવે પુતળીના હૃદયમાં પ્રેમનો આવેશ ઉછળી ચાલ્યો. જ્યાં હૃદય ન વળે ત્યાં ન જ જવું. અરે મારા જેવા હલકા કુળની કન્યા માટે બિચારા રાજાએ આજીજી કરી પણ તેનું કોઇએ માન્યું નહીં, મેં જ મારા હૃદયને અન્યાય કર્યો, ના હજુ વખત છે. વિક્રમ રાજાને બોલાવું. તેણે લખ્યું.

**લેખણે ભાંગીને શાહી ઢળી, કાગળે વળગ્યો કાટ;**
**વેલો વળજે વિક્રમા તારા શેરમાં લુંટાય સલાટ.**

"અરે આમ લેખણુ લખતાં ભાંગી જાય છે, ને કાગળ પણ બધો કાળો મશ જેવો ચોળાઇને થઈ ગયો. હે રાજા વિક્રમ મારી વાર કરવા વેલો આવજે, તારા જ નગરમાં આ પુતળી લુંટાય છે." હૃદયવલ્લભાનું આવું હૃદય વીંધતું લખાણુ વીર રાજાને કેટલું બધું ઉશ્કેરી રહ્યું હશે? ગમે તે પ્રકારે પોતાની પુતળીને રક્ષવા રાજા તૈયાર થાય તેમાં શી નવાઈ? પણ આ તો કોઈ યુદ્ધ કરી જીત મેળવી હારેલની પાસેથી પુતળી જીતવાની નહોતી; પણ એક વૃદ્ધ ડોસી પાસેથી પોતાના હૃદયને મેળવવાનું હતું. વીરત્વ, મર્દાઈ વગેરે ગુણોનું અત્રે જરાય કામ નહોતું. રાજા વેલ લઇને આવ્યો. કરી રાખેલ સંકેત પ્રમાણે પુતળી મોડી રાત્રે, રાજાનો આપેલ સુંદર કળશ લઈ પાણી ભરવા માતાની રજા લઇને નીસરી. માતાએ ઉંઘને વશ થઇને કે પો ફાટવા વખત થયો હશે માની તેને રજા આપી. તેઃ-

**સલાટ પાણી સાંચરી, ઘમકયા ઘુઘરમાળ;**
**અરધી રાતનાં એકલાં, સાચું નાણું સલાટ.**

"પુતળી રાત્રે પાણી ભરવા નીકળીને વેલના ઘુઘરમાળ ધમક્યા; અરધી રાત્રે ખરેખરૂં નગદ ધન એકલી પુતળી રાજાએ પ્રાપ્ત કરી."

આમ રાજા તથા પુતળી વેલમાં બેસી ઝંકાળ કરતાં

ઉપજ્યાં. વાતો કરતાં પુતળીએ રાજાને કહ્યું. અરે રાજા વિક્રમ હું તો એક અધમ સલાટ છું તેનાપર આટલી કૃપા. તે સાંભળી પ્રેમી રાજાએ ઉત્તર દીધો.

તળાવનાં તરસ્યાં, ભાંભર નીર ભાવે નં,
મીઠાં જળ મળ્યે, પાલર પાયાં પુતળી.

રે વહાલી પુતળી. મારા માર્ગમાં ઘણુંય મીઠાં સરોવર આવ્યાં, ત્યાં તરસ્યો જ રહ્યો. તે તો ખારાં પાણી સમાન મને લાગ્યાં. પણ આ તું રૂપી મીઠું પાણી મળ્યું તે કેવું કે આકાશમાંથી વરસતું મેનું જ પાણી.

આમ પોતાની પ્રિયાને મેળવવા, જે જે મુશ્કેલી રાજાએ વેઠી, જે જે સબુરી રાખી, તથા નિરાશાના જે જે વમળો આવ્યાં તે સહન કર્યાં, તેનું સામટું સાટું વ્હાલી પુતળીએ વાળી દીધું. પુતળી ગઇ ને થોડા વખત પછી ડોસી પણ પુત્રીના સુખમાં રાજી થતી તેમની સાથે જઈ રહી.

———:૦:———

# હેમીચો.

હૈયું હૈયાને પોતાનું કરી બેસે છે; પછી તો માત્ર શરીર સંબન્ધ બાકી રહે છે; પણ ત્યાં વચ્ચે તરકટી આવરણ ઉભાં થાય ને શારીરલગ્ન થવા વારો ન આવે તો પછી બંને પાત્રો ઝુરી ઝુરીને મરે છે.

હેમીયો આયર છે. એક નવયૌવના અલડ બાલાસાથે હેમીયાનું હૃદય સજ્જડ ગાંઠથી સંધાઈ ગયું છે. બન્નેએ એક બીજાને પોતપોતાનો કોલ દઈ દીધો છે. માત્ર લગ્ન બાકી છે. પણ મિથ્યા પોરસ, કાવાદાવા હરહમેશાં સુખી જીવનને રગદોળી દેતાં માલમ પડે છે. હેમીયો તથા તેની વ્હાલી તો વચનથી બંધાઈ ગયાં છે. હૃદય મળતાં વરવહુ થયાં છે, પણ જગત તેમને કયાં તેમ થવા દે એવું છે. હેમીયાનો પિતા કોઇના ચડાવ્યાથી વચ્ચે આવ્યો. લગ્ન કરવા તે તૈયાર હતો. પોતાના લાડકવાયા પુત્રને માટે વાઘા પણ સીવરાવી તૈયાર રાખ્યા હતા; ત્યાં કોઈ પિત્રાઇના તરકટથી તે સાફ ના પાડી બેઠો: સર્વ વિખરાઈ ગયું. હેમીયા વરને વરવાની અભિલાષી બિચારી બાલા ઘરમાં કટુ વચનો સાંભળી તથા લગ્ન મિથ્યા થવાનું એ સજ્જડ માની બિમાર થઈ. હેમીયો પણ ઘણો જ મુંઝાયો પણ કરે શું? છેવટે હેમીયો ચાલી નીકળ્યો. બાલા તો તે છાનો માનો પણ તેને મળશે જ અને બંને સાથે ચાલી

નીકળશું એવું ધારી જે કોઈ તેના ઘરની પછવાડે થઇને જાય ત્યાં ઉભી થાય કે એ મારો હેમીયો આવ્યો:

ઘર પછવાડે ધમકાર, કોઈ સંભળાય મિતાળુ તણો;
ઉફડકીને ઉભી થાઉં, હેયામાં વાલો હેમીયો.

અરે આ મારા ઘરની પછવાડે તે પ્રેમીનાં પગલાં જાણે સંભળાતાં હોય. મારા હૈયામાં વ્હાલો હેમીયો આવ્યો એમ ધારી એકાએક ઉભી થાઉં છું. આમ ઘડી ઘડી લવી ઉભી થાય છે ને પાછી નિરાશ થઈ બેસી જાય છે; ત્યાં તો સવારમાં ખબર મળ્યા કે હેમીયો તો કયાંઈ અલોપ થઈ ગયો. અરેરે હવે પ્રેમી બાલાના દુઃખનો પાર રહ્યો નહીં; હૈયાના પ્રેમીને પ્રેમઠપકા પોતે એકલી એકલી દેવા લાગી. અરે વ્હાલા હેમીયા તું ગયો ત્યારે મારી ખબરે ન લેતો ગયો? અરે શું તું પ્રેમ વગરનો થઈ ગયો; અરે તું એટલો બધો શરમાળ કે મારા ઘરસુધી પણ ન આવ્યો; અને હું બિમાર છું તે સમાચાર તેં પારકા પાસે પૂછાવ્યા? ઘણા ખરા પ્રેમીઓ લાજ મરજાદા તજતા નથી. પોતાના પ્રેમપાત્રને કંઈ થયું હોય તો તેઓ સહસા તેને મળી ખબર અંતર પૂછવાની હામ ધરતા નથી. હેમીયે પણ તેમ જ કર્યું. આ જાણી પ્રેમી બાલા બોલી:—

ઉંબર સુધિ આવી, દુઃખ પુછયાં નૈં અમારી દેહનાં;
નગણુ સગા હેમીયા, હેતમઠા થયા?

"રે વ્હાલા, પણ નગરાપ્રેમી, તું મારા ઘરના ઉંબરા

સુધી આવ્યો, અને મને "કેમ છે" એ તારા મુખથીએ પૂછ્યું નહીં. અરે સગા તું તો બેકદર થયો, તું પ્રેમશૂન્ય હૃદયનો ઠઠ્ઠર નીવડ્યો." વળી બોલી:–

**લોકોની લાજએ, અમ સુધિય આવ્યો નૈં;**
**તેં પરશું પુછાવેલ, દુઃખ પુછેલ અમારી દેહનાં:**

"અરે પ્રેમી તું લોકોની લાજ રાખી મારા સુધી પણ ન આવ્યો ને પારકાને મોંએ મારા 'શરીરને કેમ છે' પૂછી ચાલ્યો ગયો."

આમ પ્રેમીને મન્દ મન્દ વ્હાલો ઠપકો પ્રેમી બાલા દેવા લાગી. પોતે સારી પેઠે સમજી ગઈ કે મને તજી જનાર પ્રેમી નહીં જીવે; અને થયું પણ તેમ જ. ગામ બહાર કોઈ જંગલમાંથી હેમીયાનું શબ મળી આવ્યું. હવે પ્રેમવશ બાલાને કોની દરકાર? કોણ તેનું છે? આખે જગતે તો તેનું સત્યાનાશ વાળ્યું: પ્રેમઘેલી રડવા લાગી. વસન્ત માસની ભભક વગડામાં ખીલી રહી છે. ગરીબ ગામડીયાનો મેવો કુદરત ઠાર ઠાર ધરી રહી છે. આ જોઈ તે બોલી:–

**ગર પાકી ગુંદાં ગળ્યાં, ચીજુય ચખાણી નૈં;**
**આટલે આંબરણે, સુરના મારે સાદર રહી.**

"અરે આ વન બધું ફળથી પાકી ગયું છે. આ ગુંદાં પાકીને ટેસા થઈ ગયા છે. અરે આ આંબાનાં વનો અમૃત ફળોથી ઝુમી રહ્યાં છે; પણ વ્હાલા સુરવંશના હે હેમીયા, મારે તો તે નકામાં જ થયાં."

કારણ કે:—

તોવણ ખધી ખાંડ, હેમીયા હૈયે રહી;
કેદી વછુટશે આ વાણુ, ખારે દળે ખોડાણમલ.

'રે ખોડાના વંશના વ્હાલા તારા વિના ગળપણ ખાધું તે તો ગળેજ વળગી રહ્યું છે. આ મારા હૈયાનું વહાણ જે લાદી ગયું છે, તે તારા પ્રેમસાગરમાં તરવા ક્યારે મોકળું થશે;' પોતાના પ્રેમીને [માટે આથી ઉંચો બીજો કયો ભાવ બતાવે? પ્રેમી પાસે ન હોય તો અમૃત જેવી ચીજ પણ ગળે ઉતરે નહીં, એટલે કે આહાર વિહાર વગેરે બધું કડવું ઝેર જેવું લાગે.] પ્રેમી બાલાની મનની મનમાં રહી છે. પ્રેમી ગયો પણ હમણાં આવશે, મૃત્યુ પામ્યો પણ આ આવ્યો? આંહી હશે? આવી ભ્રમણા શુદ્ધ પ્રેમઘેલી બાલાઓને વારંવાર થાય છે. તેઓ તો પોતાના વ્હાલાને મળવા તેનાં દર્શન કરવા ગમે તે જગ્યાએથી ગમે તે રૂપ લેવા માંડે છે. બાલા કહે છે:—

ઉંચે ચડી આકાશ, હું કરલાઉં કુંજ જેમ;
પછી જમી બધી જોઉં પણ હંસ ન ભાળું હેમીયો.

"અરે હું તો એક કુંજની જેમ આકાશમાં ઉંચે ઉડીને ચારે દિશાએ અધીરી અધીરી જોઉં છું; પણ અરેરે મારા હેમીયા હંસને કોઇ જગ્યાએ હું જોતી નથી. હું તો મારે:—

રાતને રૂંગે ભમતી હું કુવો ભરૂં;
નેણુય નીરે સુરના સાયર સાચ્યા.

આ રાત્રમાં રોતી રોતી હું ભમું છું ને મારા આંસુના પ્રવાહથી કુવા ભરી દઉં છું. અરે આ મારી આંખમાંથી ઉછળતા આંસુના પૂરથી મહાસાગર છલકી ઉઠ્યા છે. આમ પોતાના પ્રેમી હેમીયા માટે પોતાનું હૃદય જંપ્યા વિના તલ્પે છે, નયનમાંથી અવિરત અશ્રુધારા વહે છે, અને પ્રેમવશ બાલા વળી બોલે છે.

ભગવો દીધો ભેખ, કાંઉ દુનિયાંને દેખાડવો;
જાણે રૂદિયો એક, સુરના સંન્યાસી કર્યાં.

"હે સુરના પુત્ર તું ગયો ને તારી પાછળ મને તું બાવી કરતો ગયો. અરે આ બાવાનાં ભગવાં વસ્ત્રો દુનિયાંને દેખાડવાથી શું? મારૂં હૃદયું જ એક જાણે છે કે હે હેમીયા તેં મને સંન્યાસીની બનાવી છે.

પ્રેમીના વિયોગથી આખું જગત પ્રેમઘેલી બાલાને વેરાન થઈ પડ્યું છે. તેની દશા દુનિયા જુએ કે ન જુએ એની દરકાર પ્રેમઘેલીને હોય જ નહીં. એણે તો નક્કી કરી દીધું છે "હૈયું ચીરાઈ ગયું તે કેમે કર્યું સુધરે જ નહીં.

લગ્ન પહેલાં ગળ્યાં મોઢાં કરાવે તે પણ થઈ ચૂક્યાં; હવે તો માત્ર લગ્ન જ બાકી. ત્યાં તો સ્નેહનૌકા સહસા લાધી ગયું. તે તો ચોંટી બેઠું, ને ભાંગી ગયું.

હલ રહી હેમીયા બાલ્લેડેય બેઠાતણી;
પેરાને પિતરાઈ હેતે વાધા હેમીયાના.

"અરે હેમીયા તારી સાથે માયરામાં બાજોઠપર બેસવાની સબળ ઇચ્છા તો એમની એમ જ રહી ગઈ. અરે હવે તમો હેમીયાનાં ભાઇ ભાંડુઓ એ વ્હાલાના તૈયાર કરેલ વાઘા પેરજો."

આમ હેમીયાનાં સગાંને ઠપકો દેતી રડતી બાલા વળી બોલે છેઃ–

**હલ રહી હેમીયા કોઈ પિતાંબર પેર્યાં તણી;**
**વાઘા તારા વેતરેલ આ વળગરણીએ વળગ્યા રહ્યા.**

"હે હેમીયા પ્રેમી, સુંદર પિતાંબર પેરી તારી સાથે બેસીને માણવાની મનની મનમાં જ રહી. અરેરે તારે માટે જે વાઘા વેતરાવી તૈયાર કરાવ્યા તે તો આ વળગરણીએ ટાંગ્યા જ રહ્યા."

પોતાના પ્રેમી માટે તૈયાર કરાવેલ સુંદર વાઘા વગેરે આભૂષણો જોઈ બિચારી પ્રેમઘેલી બાલા હાય મારતી રડવા લાગી. જે વસ્તુઓ પોતાનો પ્રિયતમ પેરવાનો, જેને જોઈ પોતે પોતાના હૃદયને રમાડવાનો હોય, તે જ વ્હાલાને અડવા સિવાય એમ ને એમ પડી રહે એ જોઈ અલડ પ્રેમી કન્યાઓને દુઃખ થતું હશે; તેનો ચિતાર આનાથી વધારે શું હોઈ શકે? વળી બોલીઃ—

**હેમીયો હૈયાનો હાર એને લૈ માદળીએ મઢાવત;**
**હું સાચું ભણું છું સુરના તને કાળજનો રેણાક કરત.**

"હે હેમીયા તું તો મારા હૈયાનો વ્હાલો હાર જ, મારા મનમાં કે હું તો તને માદળીયામાં મઢાવી રાખી મારી છાતી સાથે ને સાથે ચોંટાડી રાખત; અરે સુરવંશના વ્હાલા સગા, હું ખરેખરૂં જ કહું છું કે તને મારા કાળજાનો વસનાર જ બનાવત:"

પ્રેમી બાલાઓ, ઉચ્ચ ભાવનામાં વિહરતી સ્ત્રીઓ સુધરે જ નહીં. કોઈ તેને શિખામણ આપી ઠેકાણે રાખવા માગે તે તો વૃથા છે. તેણે સાફ કહી દીધું કે:–

કાપડ ફાટે કોઇ, તો તો તાંતણો લઈ તુનીએ;
આ કાળજ ફાટયું કોઈ સુરના ઇ સંધાય નૈં:

"અરેરે કપડું ફાટી જાય તો તો તેને દોરો લઇને શીવી લઇ આખું કરી શકાય પણ આ તો કાળજું ફાટયું તે કોઇ વાતે હે સુરવંશના હેમીયા સંધાઇને એક થઇ શકે જ નહીં.

વળી બોલી:–

ભાણું ભાંગ્યું હોય, તેને રેણ દઇને રાખીએ;
પણ આ કાચ તુટચો કોઇ સુરના સંધાય નૈં:

"હે સુરના પુત્ર હેમીયા ધાતુનું ઠામ જો ભાંગી જાય તો તો તેને રેણ દેવડાવીને આખું બનાવી શકાય છે, પણ આ તો કાચ ત્રુટી કટકા થયો તે કેમે સંધાઈ એક બને જ નહીં."

આમ કાચસમું પોતાનું નાજુક હૈયું ત્રુટીને કટકા થયું

તે હવે કદી સંધાય જ નહીં–એમ અત્યંત વિલાપ કરવા લાગી.

વળી પોતાની નિર્બલ દશા દર્શાવતી બોલીઃ–

**લાગી હત જો લા, તો તો આડાં ફરી ઓલવત;**
**પણ સળગ્યો જીવડો આ, સુરના ડુંગર હડેડ્યોઃ**

"રે વ્હાલા હેમીયા જો થોડોક અગ્નિ તારા અંગને લાગ્યો હત તો તો હું વચ્ચે આડી કુદી પડીને તેને ઓલવી નાંખત, પણ આ તો જીવ પંડે સળગી ઉઠ્યો છે,–રે પર્વત પર દાવાનળ ફાટી ઉઠ્યો તે મારા જેવીથી કેમ ઓલવી શકાય ?"

આમ વ્હાલા હેમીયાને પોતે બચાવી શકી નહીં અને એ પ્રેમી પોતાને જ ખાતર મરણ પામ્યો જાણી તે પોતે પણ બળી મૂઈ. કુટુંબનો કલેશ તથા મિથ્યા હઠ બિચારાં *પ્રેમીના જીવ લઇને જંપ્યાંઃ

———:o:———

# ખેતસિંહ મકવાણો


વન, મર્દાની, વીરત્વ સ્ત્રીઓના હૃદયને ક્ષણમાં વશ કરી દે છે. જ્ઞાતિ રૂઢીને તાબે થઈ લગ્ન કરી જતી ઘણીએ નવયૌવનાઓ વીરહૃદયને જોતાં પલવારમાં તેની થઈ બેસે છે, ને તેનું ભાગ્ય પોતાનું માની યાહોમ કરી જગતના રીતરિવાજને ઠેબે મારે છે. તે વીરને માટે તેવી વીરકન્યાઓ પોતાના પ્રાણનો બલિ આપે છે.

ખેતસિંહ મકવાણો લીંબડીનો રાજા હતો. એક વખત રાજા શિકારે નીકળેલ છે ત્યાં સરધારના રાજા ઘોઢા વાઘેલાની નવી પરણેલી રાણીને તેડી ખાંડું જતું હતું. જાને એક સુંદર તળાવને કાંઠે પડાવ નાંખી ટીમણની તૈયારી કરવા માંડી ત્યાં ખેતસિંહ પોતાના ઘોડાને ખેલવતો ત્યાં આવી ચડ્યો. વડારણો સહિત રાણી તળાવને કાંઠે વેલડામાંથી ઉતરી જરા ફરે છે ત્યાં તો એક નવયુવાન ઘોડો ખેલવતો તેની દૃષ્ટિએ પડ્યો:–

**વાઘેલાની જાન, આવી સરોવર ઉતરી;**
**ત્યાં છોગાળો ઝાલ ખેતસિંહ ઘોડો ખેલવે.**

જ્યાં વાઘેલાની જાન તળાવને કાંઠે આવીને ઉતારો કરે છે ત્યાં તો માથે પાઘડીનું છોગું ફરકે છે એવો ઝાલા વંશનો ખેતસિંહ ઘોડો ખેલવી રહ્યો છે." આમ તે ઘોડો ખેલવે છે, દોડાવે છે, કુદાવે છે, ત્યાં તેનું મોળીયું ખશી ગયું ને તેનો લાંબો ચોટલો બહાર લટકી રહ્યો.

**ખેતસિંહ શીર મોળિયો ખસ્યો જાણીકે છુટા કેશ;**
**મન બાઇનું મોઈ રહ્યું જેમ ચંદનને લટકે શેશ.**

ખેતસિંહના માથેથી નવઘરૂં ખસી ગયું ને તેનો વાળનો ચોટલો નીચે લટકી પડ્યો. તે જાણે ચંદનના ઝાડે કોઈ કાળો નાગ લટકી રહ્યો હોય નહીં શું? જોતાં વેત જ તે બાઇનું હ્રદય તે વીરપર ફિદા ફિદા થઈ ગયું.

સ્વતંત્ર હ્રદયની પ્રેમી બાલા પોતાના હ્રદયને તે વીરનું થતાં અટકાવી શકી નહીં. જગતની શરમભરમ, કે પોતે જે પગલું ભરશે તેનું પરિણામ અનિષ્ટ આવશે એ વિવેક તેના સ્વતંત્ર હ્રદયને સાંભર્યો જ નહીં. તેણે તો એક દાસીને ખેતસિંહ પાસે મોકલી કહેવરાવી દીધું કે:—

**બાઇએ વડારણ મોકલી સુણ ખેતા મકવાણ;**
**વરૂં હું ઝાલા વર જાણજે નીકર પલમાં છાંડું પ્રાણ.**

તે સ્ત્રીએ તો પોતાની દાસીને મોકલી કહેવરાવી દીધું કે હે ઝાલા વંશના ખેતસિંહ મકવાણા, જો વરૂં તો હું તને જ વરૂં. જો તું મને ના કહીશ તો આ ક્ષણે જ મારો પ્રાણ હું છોડી દઇશ.

સ્ત્રીનું રક્ષણ કરવું એ મર્દની મર્દાઈ છે, એ વીરનું વીરત્વ છે, ને પુરૂષનું પુરૂષત્વ છે. એક સ્ત્રીના રક્ષણાર્થે ભલે રાજ્ય જાય, માથું જાય, પણ કદીએ ક્ષત્રી બચ્ચો પાછો હઠશે નહીં જ. ખેતસિંહ સારી પેઠે જાણતો હતો કે આ સ્ત્રીને પોતાની કરવામાં મહાયુદ્ધ થશે, ને રાજ્યપાલટો

થશે. પણ તેથી શું? આ શરણ શોધતી આવતી કન્યાને ના કહી શું તેની આશાનો ભંગ કરવો? તેનો પ્રાણ ન રક્ષવો? થાય તે ખરૂં કરી, વીર મકવાણો ત્યાં ગયો ને પોતાના અશ્વપર તે કન્યાને ખેંચી લઈ સર્વ વચ્ચે થઈ "લ્યો રામ રામ" કહી ચાલતો થયો. જે કોઈ વળાવીઆ સામે થયા તેને ભાલાથી વીંધી નાંખતો વીર મકવાણો ગયો તે ગયો.

પણ પોતાના કુળમાં વરેલી કન્યા બીજે જાય, પોતાની પરણી સ્ત્રીને બીજો હરી લઈ જાય, એ સરધારવાળા વાઘેલાથી સહન થયું નહીં. જાન લઈ આવતા સર્વ રક્ષકો તો મરાયા પણ આ કા'ણી કહેવા માત્ર એક વડારણ બચી તેણે વાઘેલાને ઉશ્કેર્યો; ને વાઘેલો લશ્કર લઈ ખેતસિંહ પર ચડ્યો. ખેતસિંહની ગાદી કુંડલીમાં હતી. તેને આવી વાઘેલે ઘેરી. ખેતસિંહ તેની સામે થયો.

કુંડલીએ કનકાના ખેલે ખેત નરંદ;
ભાદલીએ ભંગાણ, શેર સરવૈયા તણે.

કુડલીને પાદર કનકાના વંશનો મકવાણો ખેતસિંહ નર, યુદ્ધક્ષેત્રમાં રમવા લાગ્યો, ભાદલીમાં ભંગાણ પડ્યું અને સરવૈયા તથા વાઘેલાનું લશ્કર નાઠું. દુશ્મનના લશ્કરમાં ભંગાણ તો પડ્યું પણ જતાં જતાં ખેતસિંહનો જીવ લેતું ગયું.

યુદ્ધ કરતાં મકવાણો મરાયો પણ કોઈ ભાગેડુથી પાછા વળી લડવાની હામ ચાલી નહીં. પ્રેમી બાલા ખેતસિંહ પછવાડે સતી થઈ. વધારે શું?

———:o:———

# ખીમરો અને લોડણ ખંભાતણ

ધર્મશીલને નીતિવાન ઘરમાં પ્રભુભક્તિ સદા રેલી રહી હોય છે, અને કુમળાં બાલકોનાં સાદાં હૃદય, યાત્રા તથા દેવદર્શનમાં જીંદગીનું સાફલ્ય સમજે છે. આવી ધર્મભાવના એટલી હદ સુધી વધીને સજ્જડ બની જાય છે કે લગ્ન, સગાંસહોદરના સંબંધ વગેરે તરફ હૃદયના વહનને વળવા દેવામાં તેઓ માયાનું જોર સમજે છે; અને તેમાં જીવનનો પાત માની તેનાથી ભડકીને દૂર ભાગે છે. કેટલાંક હૃદય તો કુમળી વયમાંથી જ પ્રતિજ્ઞા કરી બેસે છે કે કુંવારા જ રહેવું અને પ્રભુ ભજવા. આ એક તપશ્ચર્યા છે, એ ખરૂં. પણ પ્રેમપ્રભુનાં દર્શન ન થયાં હોય ત્યાં સુધી જ તેવી ધુણીએ તેઓ તાપવાનાં.

ખંભાતના કોઈ આયરને એક લોડણ નામની લાડકી પુત્રી અને એકનો એક પુત્ર હતાં. આયર પંડે પ્રભુનો પરમ ભક્ત હતો. દયા ધર્મ પૂર્ણ પાળતો; ભુખ્યાં તરસ્યાંને અન્ન વસ્ત્ર આપી રાજી થતો. તેની પુત્રી પણ માતા પિતાને પગલે ચાલવા લાગી ને પોતાનાં માતાપિતાને, લગ્ન એક કેદખાનું છે, માટે તેમાંથી બચાવવા એટલે કે પોતાનું લગ્ન ન કરવા કહી ચૂકી હતી. ધર્મપરાયણ પુત્રીની ઇચ્છાની આડે કોઈ આવ્યું નહીં. એક વખત દ્વારકાં જઈ શ્રીકૃષ્ણનાં દર્શન કરવાનું લોડણને મન થયું, અને

તેઓએ પાયદળ, સ્વાર વગેરેની ગોઠવણ કરી સંઘ જોડી તેને યાત્રાએ મોકલી. આમ દ્વારકાં જતાં રસ્તાના દેવોનાં દર્શન કરતો સંઘ નવાનગર તાબે રાવલીયા ગામને પાદર આવ્યો. સુંદર નદી કાંઠો જોઈ ત્યાં વિસામો લેવા સંઘ રોકાયો. રાવલીયાના આયર ગરઢેરા (ગરાસીયા) કોઈ રાજ-વાળાનો મલાજો પોતાને ગામ આવ્યો છે જાણી તેને મળવા ગયા, ને જોઇતું કારવતું પુરૂં પાડ્યું. સંઘ નદીકાંઠે તંબુ નાંખી પડ્યો ને એક બે દિવસ રોકાવાનું નક્કી કર્યું. રાવલીયાની આયરાણીઓ પણ લોડણને મળવા માટે સુંદર વસ્ત્ર સજી તૈયાર થઈ, ત્યારે ખીમરા નામના સોળ સત્તર વયની ઉમરના લાડકા યુવાને પોતાની ભાભીઓને પોતાને સાથે લઈ જવા કહ્યું. ભાભીઓએ જો તે સ્ત્રીનાં વસ્ત્ર ધારણ કરે તો સાથે લેવા કબૂલ કર્યું ને લાડકો દેર તુરત તેમ કરવા પણ કબુલ થયો. સુંદર સ્ત્રીવસ્ત્ર સજી સર્વ સ્ત્રી સાથે લોડણને મળવા ખીમરો ચાલ્યો. મોટા ટોળાંમાં કોઈ તેને ઓળખી શક્યું નહીં. ચાલતાં ચાલતાં વચ્ચે નદી આવી. સામી બાજુએ સંઘ પડ્યો છે. નદીના પાણી પાસે આય-રાણીઓ જ્યાં આવી ત્યાં તે સર્વ લુગડાં ઉંચા લેવા લાગી, પણ મરદ ખીમરે તેમ કર્યું નહીં. તે તો એક છલંગ મારી પાણી કુદી ગયો ને કાંઠે જઈ ઉભો. આ છલંગ તંબુમાં બેઠાં બેઠાં લોડણે જોઈ અને તુરત તે બોલી:

**આવતાંણું આયર કોઈ ભોળયુય ભેગો,**
**પણ આરો ઉતરતાં જ આ પગ પરખાયો પુરષનો.**

આ ભાભીઓની સાથે કોઈ આયર આવે છે, કારણ કે આ આરો ઉતરતાં પુરૂષનો પગ પરખાઈ ગયો.

પુરૂષ તે પુરૂષ, કંઈ છુપવ્યો છુપે? સ્રીવસ્ત્ર ધારણ કરી સ્રીના ટોળામાં ભલે તે ભળી જાય, પણ જ્યાં કસોટી આવે ત્યાં તે છાનો રહે નહીં જ. વળી કહ્યું. રખે એ આ રાવલીયાના ઠાકોરનો લાડકવાયો ભાઈ ખીમરો હોય. તેના વિષે બહુ બહુ મેં સાંભળ્યું છે. વળી બોલી:

**આ લોબ્રયુય ભેળો મળવા મેમાન આવતો,**
**ઈ થડકયો થાનોલે ખંભા સુધી ખીમરો.**

ખરેખર, આ ભાભીઓની સાથે જે મને મળવા આવે છે એ ખીમરો જ છે. કારણ કે તે મારા આખા હૃદયમાં છેક ખભા સુધી એકદમ થડકી રહ્યો છે.

મને કદી કોઈ તરફ ભાવ થતો નહીં ને આ સ્રીવસ્ત્રમાં જે ખીમરો આવે છે તે મારા હૃદયના છુપામાં છુપા ખુણામાં કેમ એકદમ થડકી રહ્યો છે. આ હૃદયમાં ખીમરો ખીમરો એમ ધબકારા કેમ થવા લાગ્યા? આમ વિચાર કરતી લોડણનું હૃદય કોઈ અનેરા ભાવમાં તણાવા લાગ્યું. કોઈ પુરૂષ તરફ કદી પણ ન તણાતું એ સજ્જડ વ્રત હવે પીગળવા લાગ્યું; અને આવતા ખીમરા તરફ જોઈ વળી બોલી:—

**આવે આયરડો, કોઈ લોબ્રયુ ભેગો ભળી,**
**પણ વરત અમારાં વીર ખોટાં થાશે ખીમરા.**

આ આયર પોતાની ભાભીઓ ભેગો ભળીને આવે છે. પણ હે વીર, હે મર્દ, ખીમરા, મેં રાખેલ સર્વ ટેક વૃથા થઈ જશે.

આમ લોડણનું હૃદય આવતા ખીમરા તરફ ખેંચાયું પણ બુદ્ધિ હજુ તેને પોતાની અગડનો વિચાર કરાવવા લાગી. છેવટે સર્વ ટેક બાધા હવે વૃથા થવાની એમ તે માની બેઠી, બુદ્ધિ, હઠયોગ, કશું પ્રેમનાં ખેંચાણ પાસે ટકી શકયું નહીં. સર્વ સ્ત્રીઓ ત્યાં તો તંબુમાં આવી. સર્વ મળ્યાં, ખરખબર પૂછ્યા. લોડણ તથા ખીમરાની આંખો મળી ને છુપી ગોઠડી કરી ગઈ. થોડી વાર થઈ ત્યાં સ્ત્રીઓ રજા લેવા લાગી, પણ તે લોડણ તથા ખીમરાના હૃદયમાં ભાલાં ભોંકાવા સમાન લાગ્યું. અન્તે સર્વ ઉઠી ઉભાં થયાં, ને ખીમરો પણ સર્વ સાથે ચાલતો થયો; પણ જરાય ઉજમ વગરનો. નદી આવી. એક છલંગ મારી પાણી કૂદી જનાર મર્દ પાણીમાં એમને એમ ચાલવા લાગ્યો, ને લપસ્યો, પડું પડું થઈ ગયો. તેની પછાડી લોડણની નજર સરી જતી હતી. લથડીયું ખાતા પ્રેમીને જોઈ તે બોલી:

**પાણીમાં પગથીયાં, રે શેવાળેલ સગા,**
**લથડમાં લાડા! ખમા તુને ખીમરા.**

રે સગા, રે સ્નેહી, એ પાણીમાં જે પગથીયાં છે તે લીલવાળાં છે. હે વ્હાલા, તું લથડી જા નહીં. તને ખમા હોજો.

આમ વશ થતી લોડણે ખીમરાને કુશળ ઇચ્છ્યું, ને સર્વ સ્ત્રીઓ પાણી ઉતરી ઘેર આવી. રાત્રિ પડી. હવે ખીમરાથી તે એકલું રહેતું ખમાય ખરૂં? અંધારી કાળી રાત્રિ થતાં વીર ઘેરથી ઉપડ્યો ને લોડણને મળ્યો. વાતચીત કરી. હૃદયના ભાવને ખુલ્લા કર્યાં ને અન્યોઅન્ય સ્નેહબન્ધથી સજ્જડ બંધાયાં. આમ સ્નેહાલાપ કરતાં રાત્રિ પસાર થવા આવી ને સંઘ ઉઠી સાબદો થયો. ઘોડા પોઠિયા આદિ પંથે પડવા લાગ્યા. પણ લોડણના તંબુમાં કંઈ કપરો ભાવ ભજવાઈ રહ્યો હતો. લોડણે રજા માગી ને ખીમરા પ્રેમીને તે ઝટકા સમાન લાગી. તેણે તો, કાં તો તેને સાથે લેવા અગર બંનેએ ત્યાં ને ત્યાં રહેવા માટે વિનંતિ કરવા માંડી. બહારથી પરિજનો લોડણને સજ્જ થઈ ચાલવાનું કહેવા લાગ્યા. આ જોઈ તે બોલી:

**આ સંઘડો ચાલ્યો જાય, રે રોકયો કોઇનો નવ રહે,**
**છેટું બહુ પડે મને રજા દે રાવલના ધણી.**

આ સંઘ ચાલવા માંડ્યો છે, અને હવે તેને રોકયો રોકાય તેમ નથી. મારે તથા તેને વધારે વેળું પડી જાય છે, માટે હે રાવલીયાના ધણી, મને રજા દે ને!

પણ ખીમરો તે પોતાના મુખથી કેમ કરી રજા આપે? તેની બન્ને આંખોમાંથી અશ્રુપ્રવાહ વછૂટવા લાગ્યો. આ જોઈ હૃદયમાં પીડાતી લોડણ બોલી:

**રોમાં શવત, ખારે આંસુએ ખીમરા,**
**વીશ દાડાનો વદાડ, આઠે દાડે આવશું.**

હે રાજવી, તું આ ખારાં આંસુ પાડી રે। નહીં. મેં તને વીશ દિવસમાં આવી મળવાનું વચન આપ્યું છે, પણ જા, હું આજથી આઠમે દિવસે અત્રે આવી ઉભી રહીશ; અને પછી આપણે મનગમતાં સુખ લેશું. મને શ્રીકૃષ્ણનાં દર્શન કરી આવવા દે.

આ સાંભળી ખીમરે કશોય ઉત્તર દીધો નહીં. પણ તે શાન્ત થયો છે ગણી લોડણ ત્વરાથી ઉપડી ને સંઘને આવી મળી. રસ્તે જતાં તેને અપશુકન થવા લાગ્યાં ને હૃદયમાં અનેક શંકા પોતાના વ્હાલા ખીમરા માટે થવા લાગી:

ડાબી ભેરવ કળકળે, જમણાં જાંગર થાય,
લોડણ પુછે મનને, રખે આ સંઘ દ્વારકા ન જાય!

આ ડાબી બાજુ ભેરવ કળકળે છે અને આ જમણી બાજુ શિયાળની લાળી થાય છે. આ લોડણ પોતાના મનને પુછે છે કે રખે આ સંઘ દ્વારકા સુધીએ ન પહોંચવા પામે! એટલે કે રખે મારા વ્હાલા ખીમરાને કાંઈ થાય ને પાછું વળવું પડે.

આમ કરતો સંઘ દ્વારકા તો પહોંચ્યો. શ્રીકૃષ્ણનાં દર્શન પણ કર્યાં. રાત્રિ પડી ને લોડણને વિપરીત સ્વપ્ન આવ્યું અને રાતમાં ઉઠી તે મન સાથે કહેવા લાગી:

દ્વારકાને દેવળ આ સ્વપનું મને આવીયું,
ઈ સાચું હજો સગા વીર પણ ખોટું મારા ખીમરાનું.

આ દ્વારકાને દેવળ મને આજે સ્વપ્નુ આવ્યું તેમાં

એક મૃત્યુ થયું. તે મારા સગા ભાઇનું હોજો, પણ વ્હાલા ખીમરા સંબંધમાં તો તે સ્વપ્ન ખોટું ઠરજો.

અહાહા પ્રેમ! તારી અજબ બલિહારી છે. ઈશ્વર વિના અન્ય તરફ તિરસ્કાર બતાવનાર હૃદય, મૃત્યુ થાય તો પોતાના એકના એક બન્ધુનું ભલે, પણ હૃદયવલ્લભ ખીમરાને ખમા, એમ ઇચ્છવા લાગ્યું. સવાર થતાં જલદી સંઘને પાછા પંથે પડવાની આજ્ઞા લોડણે કરી; કારણ કે આઠ દિવસમાં ખીમરાને મળવાનું વચન પોતે આપ્યું હતું. ઝપાટાબંધ સંઘ ઉપડ્યો, પણ વચન આપેલ વખત કરતાં જરા મોડું થઈ ગયું. ખીમરો બિચારો મેઘની રાહ જોતા બપૈયાની જેમ વાટ જોઈ હાય મારી મૃત્યુ પામ્યો. આખા ગામમાં હાહાકાર થઈ રહ્યો ને કોઇએ સર્પદંશ તો કોઇએ કાંઈ ઝોડઝપટ વગેરે થવાથી મૃત્યુ થયું એમ વિધવિધ કલ્પના કરી. ખીમરાના વડીલ બન્ધુ તથા સગાં વ્હાલાંએ તેને માટે ઘડી બે ઘડી તો અનેક ઉપચારો કર્યાં પણ સર્વ વૃથા. અન્તે થાકી સ્મશાનમાં લઈ જઈ અગ્નિદાહ કરી સર્વે ઘેર આવ્યા. હવે લોડણ સાંજ થતાં આઠમે જ દિવસે રાવલીએ આવી પહોંચી. પ્રથમ જ્યાં પડાવ નાંખ્યો હતો ત્યાં આવી, પણ સર્વ સૂમસામ જોયું. ગામપર પણ જાણે શોકનું વાદળ તૂટી પડ્યું હોય તેમ લાગ્યું. વળી ગામમાંથી કલ્પાન્તનો ધ્વનિ પણ કર્ણગોચર થવા લાગ્યો. રખે વ્હાલા ખીમરાને કંઈ થયું હોય એમ

ગણી તેણે રસ્તે જતા એક પાળાને પૂછયું કે આ શું છે? "એકાએક રાવલીયાનો ધણી ખીમરો જુવાન ફાટી મૂઓ" એ વાક્ય જ્યાં લોડણને કાને પડ્યું ત્યાં તે ધબ દઈને ધરણી પર ઢળી પડી. સંઘનાં માણસો પણ દુઃખી થયાં. જરા પાણી બાણી છાંટી તેઓએ લોડણને ઉઠાડી. આસપાસ બેબાકળી આંખે જોતી વિહ્વળ લોડણ બોલવા લાગી:

**વાય મારગ કાંઠે મસાણુ મેં આયરનાં ઓળખ્યાં નૈં;**
**મગાવત આરસપાણુ, ખાંભી ખોડાવત ખીમરાની.**

અરેરે, મારા માર્ગમાં આયરનું મસાણ આવ્યું પણ મેં કાંઈ ઓળખ્યું નહીં. નહીં તો હું આરસપ્હાણ મંગાવીને વ્હાલા ખીમરાનો પાળીઓ ખડો કરાવત. વળી બોલી:

**જાતાં જોયો જુવાન, રે વળતાં ભાળ્યુ પાળીઓ,**
**પાસે નથી પરધાન ખાંતે ખંડારૂં ખીમરો.**

અરેરે, હું જ્યારે અત્રેથી ગઈ ત્યારે તો મેં જુવાન ખીમરાને જોયો હતો અને પાછી આવી ત્યાં તો આ તેનો પાળીઓ ઉભો કરવાનો વારો આવ્યો. અરેરે, અત્યારે મારી પાસે કોઈ કારીગર નથી. નહીં તો હું ઘણી જ કાળજી રાખીને ખીમરાની પ્રતિમા કોતરાવી ઉભી કરત.

આમ કરી લોડણ પોતાને હાથે એક ખાંભી ખીમરાની ખોડીને બોલી:

**ગયાં તાં જગનાથ, અમે દરશન કરવા દેવનાં,**
**અધવચ ઉઠી આગ, આ ખાંભી ખોડતાં ખીમરાની.**

હું તો પ્રભુનાં દર્શન કરવા દ્વારકાં ગઈ, ત્યાં તો જુઓ વચમાં લા લાગી ને મારે આ વ્હાલા ખીમરાની ખાંભી ખોડવી પડી.

હવે તો લોડણને આખો દેશ કડવો ઝેર લાગવા લાગ્યો. ખાંભી ખોડી પણ વળી ખોટા મલાવા કરી શાન્તિ આપતાં લોકોને સાંભળી બોલી:

**ખીમરા ખારો દેશ, આ મીઠાં બોલાં માનવી,**
**જાગી દેને જવાબ, ખોટી કર ના ખીમરા.**

હે પ્રેમી, આ જગત્ કડવું ઝેર સમાન છે અને માણસો સર્વે મીઠું મીઠું બોલનાર છે. વ્હાલા, તું જાગી મને જવાબ દે ને. મને આમ ખોટી કર નહીં.

આમ લવતી તે ખાંભીને બાઝીને બોલી:

**ખાંભી ખંભામાંય ભીમસેની ભાંગે નૈં,**
**રાવલીયો હૃદામાંય, રે ખડવડુ કરી ગયો ખીમરો.**

આ મારા હૃદયમાં ખોડેલ ખાંભી તો ભીમસેન જેવી મજબુત છે. તે કદી પણ આ પથ્થરની ખાંભી જેમ નાશ પામશે નહીં. મારા હૃદયમાં રાવલીયો ઘર કરી રહ્યો છે. પણ અરે ખીમરા, તું તો મને આ જગતમાં ઘાસ વાઢનારી (રઝળતી) કરી ગયો.

વળી વ્હાલા ખીમરાના મૃત્યુનો વિચાર કરતી બોલી:

**ખીમરા મોટી ખોટ, માનવી માથે મોતની,**
**બીજી લાખ કરોડ પણ એ જેવી એકે નૈં.**

આ જગતમાં માણસને માથે મોટામાં મોટું સંકટ

મૃત્યુનું છે. બીજાં હજારો સંકટો હશે પણ એ સમાન એક પણ નથી.

હવે તો લોડણે ત્યાં જ રહેવા ઠરાવ કર્યો ને પાસે ઉભેલ સ્વારોને કહ્યું:

**ઘોડાળો જાઓને ઘેર, અમે પળતાં પાળાં પૂગશું,**
**રેશું રાવલમાં રાત અહીં ખાંભી માથે ખીમરાની.**

હે ઘોડાવાળા, તમે તમારે ઘેર જાઓ, હું તો મારે પગે ચાલીને આવીશ. આ ખીમરાની ખાંભી ઉપર હું એક રાત્રિ અહીં રાવલીયામાં જ રહીશ.

આ સાંભળી, આસપાસ ઉભેલાં રાવલીયાનાં લોકોએ કહ્યું: "બેન આંહીં એકલાં રહેવાય નહીં, માટે ગામમાં આવો." આ સાંભળી વળી બોલી:

**ઝાંઝાં મચ્છર ને માખ, ઇ રાવલીએ રેવાય નૈં,**
**રેવું એક જ રાત મારે ખાંભી માથે ખીમરાની.**

અરે, એ રાવલીયામાં ઘણાં જ મચ્છર ને માખીઓ છે. મારાથી ત્યાં રહી શકાય નહીં. હું આ ખીમરાની ખાંભી ઉપર એક જ રાત્રિ ગાળીશ.

આમ કહી રાત્રે ત્યાં રહી. વળી હૃદયમાં કંઈ ભાવ ઉભરાઈ આવતાં ખાંભીને બાઝી પડી, પણ જરા ચમકીને બોલી: અરે રે, મારા વ્હાલાને આ મારાં અણીદાર સ્તનો ખુંચશે.

**અણીયાળાં આ ઉર હું ભીંસું તોય ભાંગે નૈં,**
**પણ બળ કરતી બીઉં, તારી ખાંભી માથે ખીમરા.**

આ મારાં સ્તનો અણીદાર છે. તે એવાં તો કઠણ છે કે તેને તારી ખાંભી સાથે જોર દઇને ભીસું તોય ભાંગે તેમ નથી. પણ જોરથી ભીંસ દેતાં બીઉં છું, કે રખેને તને તે વાગી જાય.

આમ લવતાં, કલ્પાંત કરતાં રાત્રિ વિતાવી. સગાં વ્હાલાં સિંદોર તેલ નાળીયેર કપૂર વગેરે લઈ ખીમરાની ખાંભીની પૂજા કરવા આવ્યાં તેને જોઈ તે બોલી:

**કાચલીયુમાં કપૂર વિગતે વિગતે વાપરજો,**
**જાવું પડશે જરૂર ખાંભી જુવારવા ખીમરાની.**

રે મારા વ્હાલા ખીમરાનાં સગાં વ્હાલાંઓ, તમો આ કાચલીમાંનું કપૂર જોઇ જોઇને વાપરજો; કારણ કે તમારે તો ખીમરાની ખાંભી પુજવા હર વર્ષે જવું પડશે જ.

આમ લવતાં લવતાં તેના હ્રદયમાં કંઈ આવેશ ભરાઈ આવ્યો. તેણે ખીમરાનાં સગાંને ખાંભી પાસે નાળીયેર વધેરતાં ને ખાંભીને સિંદોર ચોપડતાં જોયાં અને બોલી:

**આ નાળીએર ને તેલ, સિંદોરે ચઢાવે સગાં,**
**પણ લોડણ ચડાવે લોઈ, તારી ખાંભી માથે ખીમરા.**

રે વ્હાલા ખીમરા, આ તારાં સગાંવ્હાલાં નાળીયેર, તેલ સિંદોર વગેરે તારી ખાંભી માથે ચઢાવે છે. આમ તારૂં પૂજન થાય છે. પણ આ તારી લોડણ પોતાનું લોહી ચડાવી તારૂં પૂજન કરે છે તે સ્વીકારજે.

આમ બોલી ખાંભીપર માથું પટકી પ્રેમી બાલા ખીમ-

રાના આત્મા સાથે આત્માને જોડી રહી. ગામનાં લોકોએ તે જ ખાંભી પાસે તેના મૃત શરીરને અગ્નિદાહ દીધો.

પ્રિય વાચક, પ્રેમની આ કરૂણ કથા તું રાવલીએ જઇને ખીમરા તથા લોડણની ખાંભી જોઈ હૃદયમાં ઉતારજે, અને પ્રેમની સત્તા શું શું કરે છે તે શીખજે.



# હમીરજી ગોહેલ

મેણું માથાનો ઘા, એ કહેવત અનેક વાર રજપૂત વીરની કસોટીમાં સત્ય ઠરી છે. એક તો વીર હૃદયમાં વીરત્વ ઉછળતું હોય. બીજું જુલમ કોઈ પર થાય તે તેવાં હૃદયને અસહ્ય હોય જ; તેમાં વિનોદમાં પણ સ્ત્રીમુખમાંથી જરા ટાણો મારતું માર્મિક વચન બોલાય ત્યાં વીર હૃદયને માથાના ઘા જેવું લાગે એમાં શી નવાઈ?

લાઠીના વીર હમીરજીને પણ તેમ જ થયું. હમીરજીની નસેનસમાં ક્ષત્રિયનું શુદ્ધ લોહી ધખધખતું હતું. ધર્મનું રક્ષણ કરવાની ઉમદા ટેક તેના હૃદયમાં સજ્જડ જડ ઘાલી રહી હતી. તે વખતના ધર્માન્ધ મુસલમાનો હિંદુ ધર્મને લોપતા આવતા હતા તે હમીરજી પોતાના ભાઇને વારંવાર કહેતો હતો.

એક વખત પોતાના વડીલ ભાઈ તથા ભોજાઈ પાસે હમીરજી બેઠેલ છે. એવામાં, સોમનાથ પર મુસલમાન ચડી આવે છે પણ કોઈ હિંદુ તેનું રક્ષણ કરતો નથી, વગેરે વચન હમીરજી બોલ્યો; ત્યાં તેની ભાભીએ કહ્યું કે: "તમે ધર્મનું રક્ષણ કરો તેવા છો, જાઓને." આ વચન તો હમીરજીને તીખા બાણુ સમું લાગ્યું; ને પોતાના ભાઇની આજ્ઞા લઈ સોમનાથનું સંરક્ષણ કરવા ઉપડ્યો. જાણે સોમનાથ મહાદેવનાં પત્ની પાર્વતી દેવીએ તેને પોતાનું સંરક્ષણ કરવા તેડાવાનો સન્દેશો મોકલ્યો ન હોય!

**વેલો આવ્યે વીર સખાતે સોમૈયા તણી;**
**હીલોળવા તું હમીર ભાલા અણીએ ભીમાઉત.**

રે ભીમસિંહના પુત્ર, તું આ સોમનાથના બચાવ માટે તારા અણીદાર ભાલાં ઉછાળી ઉછાળીને ભોંકવા વ્હેલો આવજે.

એક બાજુથી ભાભીનું માર્મિક મેણું ને બીજી બાજુથી ચારણનું દેવી પાર્વતી તરફનું, ભાઇને કહાવી મોકલેલું કથન, આ વીર હૃદયને માથું મૂકીને પણ રક્ષણ કરવા દોડવા પ્રેરવાને બસ હતાં. હમીરજી ઉઠ્યો, ભાઇની આજ્ઞા લીધી. પોતે તદ્દન નવયૌવન કુંવારો હતો. યુવાવસ્થાના સુખી સમયનો બહાર કોઈ નવયૌવના સાથે લીધો નહોતો, પણ ધર્મરક્ષણની ટેક પાસે આ ઇચ્છા કશું કરી શકે તેમ ન હતી. હમીરજી ઉપડ્યો, અશ્વે ચડ્યો, ભાલો હાથમાં લીધો ને કડે તલવાર લટકાવી દીધી. સાથે કોઇ પણ અંગ-રક્ષકની જરૂર નહોતી.

રસ્તે જતાં ઘોણગઢેરા પાસે આવ્યો. સાંજ પડી ગઈ હતી. વેગડા નામના ભીલને ત્યાં ઉતારો કર્યો. વેગડે રજપૂત વીરનો આદરસત્કાર સારો કર્યો. પૂછતાં વેગડાને જણાયું કે આ વીર તો ધર્મરક્ષણાર્થે સોમનાથ જાય છે.

આવો વીર નિર્વંશ જાય તે તો અત્યંત ખોટું, એમ માની વેગડે પોતાની પુત્રીનું ત્યાં ને ત્યાં રાત્રે જ હમીરજી સાથે લગ્ન કર્યું.

તે કન્યા તથા હમીરજીનું હૃદયજોડાણ તો સાંજે હમીરજી

અશ્વે ચડી આવતો હતો ત્યારથી જ થઈ ગયું હતું. તેમાં આમ વેગડો અનુકૂળ થતાં બંનેને જીંદગીનું સાર્થક થઇ ગયું. એકાદ દિવસ રહી પોતાની નવવધુની રજા લઇ હમીરજી સોમનાથ જવા સર્જ્જ થયો. વેગડો પણ સાથે થયો. બન્ને પાટણ પાસે આવ્યા. મુસલમાનો આવ્યા. યુદ્ધ મંડાયું. વેગડે કિલ્લા બહારથી જ દુશ્મનને ખાળી રાખવાનું માથે લીધું.

**વેગડ વડ ઝુંઝાર ગઢ બારીએ ગર્યો નૈં,**
**સીંગ સમારણહાર અંબર લગી અડાડીયાં.**

· રે વેગડા, તું તો મહાન આખલો છો તે તું લાંબા શીંગવાળો કિલ્લાની બારીમાં દાખલ થઇ શકે જ નહીં. રે સામાં શીગડાં માંડનાર, ત તો તારાં શીગડાંને આકાશ સુધી અડાડી દીધાં.

આમ કિલ્લાની અંદર રહીને વેગડો ન લડ્યો પણ કિલ્લાની બહાર જ લડ્યો, કારણ કે પોતાના જમાઇની આડાં પહેલાં પોતે જ કપાઈ જવાનું તેણે પણ લીધું હતું. હવે વેગડાને પતાવી લશ્કર અંદર દાખલ થાય છે. પણ ત્યાં તો મહાન અલમસ્ત ગેંડો હમીરજી આડો છે. દુશ્મનનું ત્યાં કાંઈ ફાવતું નથી.

**પાટણ આવ્યા પૂર ખળ ખળતાં ખાંડાં તણાં;**
**સેલે ભાંઈ સૂર ભેંસાસણ શો ભીમાહત.**

આ તલવારનાં મોજાં ઉછાળતું દુશ્મનનું લશ્કર પાટણ

પર ચડી આવ્યું પણ તે પૂરમાં મોટા પાડા સમાન ભીમનો પુત્ર હમીર ઝંકોળ કરે છે.

**વેળ્ય તાહરી વીર આવી ઉવાટી નૈં;**
**હાકમ તણી હમીર ભેખડ હતી ભીમાઉત.**

રે ભીમસિંહના દીકરા હમીર, આ પાણીના પૂર સમાન દુશ્મનનું લશ્કર આગળ વધી શક્યું જ નહિ; કારણ કે તું સમાન આડી જબ્બર ભેખ હતી. તેથી શું થાય?

પણ અન્તે અસંખ્ય દુશ્મનને કાપી આ શૂરવીર નર પડ્યો, અને તેના હાથ હેઠા પડતે—

**શંકર તણે શરીર હાથો મ્લેછાયણ તણા;**
**પડીયા હાથ હમીર ભોંય તારા ભીમાઉત.**

રે ભીમના પુત્ર, તારા હાથ નીચે પડ્યા ત્યાર પછી જ શંકરના શરીર પર મ્લેચ્છના હાથ અડ્યા.

આમ આ વીર પુરૂષ પાટણના કિલ્લા પાસે મરાયો તેની ભીલસ્ત્રીને ખબર પડતાં કલ્પાન્ત કર્યાં કે:

**રડવડીએ રડીયા પાટણ પારવતી તણાં,**
**કાંકણ કમળ પછાં ભોંય તાહરાં ભીમાઉત.**

રે ભીમના પુત્ર, તેં તારૂં માથું શંકર પર ચડાવ્યું ત્યાર-પછી જ પાર્વતીના હાથનાં કાંકણ પાટણ પાસે રડવડ્યાં, પહેલાં તો નહિં જ.

**પડીયા હાથ હમીર શર પર સાઢુ તણે,**
**શર આપ્યું સધીર આઢુ અરડીલા ધણી.**

રે અરઠીલાના ધણી, તારા સાઢુ ભાઈ, મારી બેન

પાર્વતીના ધણી, શંકરના માથાપર તો ત્યારે જ મ્લેચ્છના હાથ અડ્યા કે જ્યારે તેં પહેલાં તારૂં માથું આડું આપ્યું.

તું મરતે મરીયા હર શિયર હીમાયતી,
સો ચુડા અડીઆ તે ભટ્ટ હૈ ભાંગ્યાં ભીમાઉત.

રે ભીમના પુત્ર, તારા મોતથી શંકરના હીમાયતી–શંકર ધર્મ જાળવનાર સર્વ મરી ગયા. અરે આ પાર્વતીના સોસો ચુડા હતા, તે પણ ટપ ટપ દઇને કટકા થઇ ગયા.

તું જ હમીર શંભુતાને સરાહીયો,
વાઢય પંડ તે વીર જકે ન ભાગ્યો ભીમાઉત.

રે હમીર, તું જ એક શંકરના ધર્મને જડી રાખનાર હતો. હે વીર તારૂં શરીર વઢાઇ ગયું પણ તારી જડ ઉખડી જ નહીં.

વન કાંટાળાં વીર, જીવીને જોવાં રહ્યાં,
આંબો સળગ હમીર મોરી ભાંગ્યો ભીમાઉત.

રે વીર પુરૂષ, મારે તો હવે જીવીને કાંટા ભર્યાં વન જ જોવાનાં છે. કારણ કે, મોહોર આવેલો આંબો તો દૂર જ કપાઈ ગયો.

ઘોડા ઘણા દોડીયા સજ્જે સાજ શરીર,
મેહરાણો મળે નૈં હાલે અવળો હમીર.

આ અસંખ્ય સ્વારો શરીરે તલવાર, કટાર વગેરેથી સજ્જ થઈ દોડ્યા આવે છે, પણ મદોન્મત્ત હાથી જેવો હમીર આમાં કયાંય નથી. અરે એ તો જૂદે જ રસ્તે ગયો.

કંકર પત્થર પડ રહે, વહી ગયો સબ નીર,
મેરે તેરે મીલનકું હો રહી હમીર.

હે હમીર! આ કાંકરા ને પથરા પડ્યા રહ્યા ને સર્વ પાણી તો ચાલી ગયું. અરે હમીરજી હું ને તું હવે કદીય મળવાનાં નથી જ.

આમ અતિ વિલાપ કરી ભીલ કન્યા પોતાના વ્હાલા હમીરજીના રોપેલ બીજના સંરક્ષણાર્થે જીવતી રહી. ઈશ્વર કૃપાથી તેને પુત્ર પ્રસવ્યો, અને હજુ પણ હમીરજી ગોહેલના વંશજોના ઘેરમાં છે.



# રા' મંડળીક અને નાગબાઇ

રા' મંડળીક જુનાગઢનો રાજા થઈ ગયો છે. પોતાનો રાજધર્મ તજી પ્રજામાંની સ્ત્રીઓપર કુદષ્ટિ કરવાથી રાજાનું રાજ્ય ખેદાનમેદાન થાય છે તેનો આ એક દિલ ઉશ્કેરનાર દાખલો છે. જુનાગઢથી છ ગાઉ છેટે દાંતરાણા નામનું ગામ છે. ત્યાં નાગબાઈ નામની એક મહા વચનસિદ્ધિવાળી ચારણ્ય સતી રહેતી હતી. તે ચારણ્યના પુત્ર નાગાજણની સ્ત્રી મીનબાઇ પોતાની ખુબસુરતી માટે ઘણી જ પ્રખ્યાત હતી. રા' મંડળીકે મીનબાઇનાં અલૌકિક સૌંદર્ય વિષે ઘણું સાંભળ્યું, ને તેને જોવાનો તથા પોતાની એક રાણી તરીકે રાજદરબારમાં દાખલ કરવાનો પાપી વિચાર તેને થયો. મદાન્ધ રાજા વિસરી ગયો કે બ્રાહ્મણ, ભાટ, ચારણ, એ પોતાને અગ્રાહ્ય છે. એક તો પ્રજામાંની કોઈ પણ સ્ત્રીને પોતાની પુત્રી સમાન ગણવી જોઇએ, તેમાં વળી ઉપલી જ્ઞાતિનું તો પૂછવું જ શું?

રાજા શિકારે નીકળ્યો ને દાંતરાણે આવ્યો. રાજા આવ્યો જાણી ચારણો તેને આશીર્વાદ દેવા આવ્યા ને ચારણ્યો કંકુ તથા મોતીચોખાભર્યાં થાળ લઈ તેનાં ઓવારણાં લેવા આવી. મીનબાઈ રાજાને જ્યાં ચાંદલો કરવા જાય છે ત્યાં રાજા પોતાનું મોં ફેરવી ગયો. વળી બીજી બાજુએથી જ્યાં તે જાય છે ત્યાં વળી મોઢું ફેરવી ગયો. સતી ચારણી રાજાનો અધમ પાપી ઇરાદો સમજી ગઈ. તેણે કહ્યું:

મોતીનો થાળ ભરી, વ્હાલા ગઈ વધાવવાય વીર,
ત્યાં કમત કાંધે ચડી, આ મોં ફેરવ્યું તેં મંડળીક.

રે વ્હાલા ભાઈ મંડળીક, હું તો, તું ભલે આવ્યો ગણી ને મોતીનો થાળ ભરી તને વધાવવા ગઈ, પણ તારી ખાંધે કુમતિ ચડી બેઠી ને તેં તારૂં મોં ફેરવ્યું.

સતી વિકારીની મુરાદ ઘડીકમાં સમજી ગઈ ને તેને કુમતિ ઉત્પન્ન થઈ છે એમ કહી વળી કહ્યું:

કંકુ ને કંકાવટી મેં હરખે લીધી હાથ,
વધાવવા હાલી હું વીર, ત્યાં મોઢું ફેરવી ગયો મંડળીક.

હે ભાઈ મંડલીક, હું તો મારે કંકુ ને કંકાવટી આનન્દથી ઉપાડી તને વધાવવા ચાલી ત્યાં અરે, તું તારૂં મોઢું ફેરવી બેઠો.

આમ 'ભાઇ' કહી રાજાને અનિષ્ઠમાંથી ઉગારવા મથે છે તથા માની જણી બેનની જેમ તેને ખેદાનમેદાન થઈ જવામાંથી ઉગારી લેવા 'ભાઇ ભાઇ' કહી રાજાને સમજાવે છે. રાજા કાંઈ માનતો નથી. મીન બાઇએ પોતાની સાસુ નાગ બાઇને હાક મારી કહ્યું: 'ફૂઈ, આ રાજા મોં ફેરવી જાય છે.' રાજાની પાપવૃત્તિ સમજી જનાર ચતુર ચારણીએ વહુને કહ્યું:–'ઇ રાજાનું મો ફરતું નથી, એનો દી ફરે છે, માટે તું તારે ચાલી આવ.' મીનબાઈ પાછી ફરે છે ત્યાં મંડળીકે તેના હૈયાપર હાથ નાંખ્યો. કામી રાજા આસપાસનું કંઈ વિચારી શક્યો નહીં. કામાંધ એટલું ન જોઈ

શક્યો કે આ ચારણીઓ જોગમાયા છેઃ સતી છે. ક્રોધ તો પોતાને અંગે અંગ વ્યાપી ગયો છે છતાં એને વશ થઈ જો શાપ આપી દેવાશે તો આખા રા'ના વંશનું નિકંદન નીકળી જશે. આ એકના પાપમાં સમૂળું કુટુંબ, રાજ્ય, સર્વ ખેર ખેર થઈ જશે એવી ભાવના રાખી સાસુ વહુએ સબૂરી પકડીને હજુ માને તો જોઉં કરી તેને કહ્યું:

અમે સોરઠની ચારણ્યું. તું માંયલો વીર,
ઈ નેવાનાં નીર, મોભે ન ચડે મંડલીક.

રે મંડલીક, અમે આ સોરઠની ચારણ્યો છીએ ને તું અમારો ભાઈ છે. આ નેવાંનાં પાણી મોભે કદી પણ ચડે જ નહીં.

અરે ભાઈ, તારો વિચાર પાપી છે. બેન કદી પણ રાણી થાય નહીં. રે રાજા, તું તારૂં સંભાળ. તું કોણ છે? તારૂં કુળ કેવું છે? તું મહા પવિત્ર છે. તને અડવાથી ગંગાજળ સમાન પૂન્ય થાય છે. માણસના કોઢ પણ તને ભેટવાથી મટે એવો તું પુન્યશાળી છો.

ગંગાજળ ગિરવણા ધણી, તારો પંડ પવિત્ર હતો,
પણ માની રમતે ગ્યાં મન તારાં રે રા'મંડળીક.

રે આ ગિરનારના ધણી, તારો પંડ ગંગાજળ જેવો અત્યાર સુધી પવિત્ર હતો, પણ આ ચારણ્ય જે તારી મા જેવી ગણાય તેનાપર તારી કુદૃષ્ટિ થઈ! આ ભુંડું થયું.

આમ ક્રોધને હજુ પણ શમાવતી નાગ બાઈએ કામાન્ધ રાજાને તેના પંડની યાદ આપી પાપમાંથી બચાવી લેવા

કોશેશ કરી, પણ રાજા હજુ નીચું જોઈ કંઈ બોલતો નથી. મીનબાઈ તો સાસુને પડખે ઉભી છે. રાજા હજુ સમજાવ્યો સમજતો નથી. સતી બોલી:

ગંગાજળ ગિરવણા ધણી તમને ડાકુ દીધી વીર,
આ હીણી નજર હમીર કદી માવતરની નોય મંડળીક.

રે ગંગાજળ જેવાં ગિરવનના ધણી, મેં તારી પાસે ઘણાય કાલાવાલા કર્યા પણ તું માનતો નથી. હે હમીરના પુન્યશાળી કુળના, મા બાપની કુદૃષ્ટિ કદી પણ છોકરાં પર હોય જ નહીં.

આમ ગળગળી થઈ કાલાવાલા કરતી નાગ બાઈએ રાજાને ઘણું સમજાવ્યો; પણ કામાન્ધને તે કદી સાચું સુઝે? રાવણને, આખા કુટુંબનો નાશ પોતાના પાપકામથી થશે એમ, ઘણાએ સમજાવ્યો, પણ સીતાદેવી માટેનો તેનો પાપી વિચાર તે છોડી શક્યો નહીં. રા' મંડળીકનું પણ તેમ જ થયું. તે તો ઉલટો હઠથી બોલ્યો:

કંઇ ફકીર ને ફકરાં મર માગી ખાય લોટ,
આ મંડળીક તો માને નૈં, મર જાય જુનાનો કોટ.

ઘણાય ફકીર, બાવા, વેરાગી ભલે લોટ માગીને પોતાનું પેટ ભરે પણ હું કંઈ તેવો માગણ નથી. હું મંડલીક કદી પણ તારો સમજાવ્યો નહીં સમજું. ભલે મારૂં જુનાગઢનું રાજ્ય સદાવળું જતું. મારે તેની દરકાર નથી.

રાજાએ માન્યું જ નહીં. તેની પાપી મુરાદ તેને, રાજ્યને

ખેદાન મેદાન કરાવવા તરફ, દોરવા લાગી. અંધકારે તેને આંધળો કર્યો. કોઈ ઉપાયે સમજાવ્યો સમજ્યો નહીં તેના કાનના પડદા ફાડી નાંખે એવો શાપ નાગબાઇના મુખથી છૂટયો.

**અતલશનાં ઉતારી, હવે પેરવો ગળીયલ પાટ,**
**અમર તેં ક્યાંય મેલાં કીધાં રે મંડલીક.**

હે મંડલીક, સાંભળ. આ અતલશના હીરવણ્યાં કપડાં તજી હવે તારે ગળીનાં રંગેલ વસ્ત્ર પેરવાં પડશે. અરેરે અમર જેવાં ઉચ્ચાં કપડાંને તેં તદ્દન મેલાં કરી નાખ્યાં. તારે તારાં રાજ્યવસ્ત્રાભૂષણ તજી ફકીરનાં ગળીયલ કપડાં પેરવાં પડશે. તું ખરાની કીમત જાણી શક્યો નથી.

**માતામાં મણા નૈં, બાપમાં નૈં ફેર,**
**તું થ્યો મોઢું જોયા ફેર, સાચું માન્યે મંડલીક.**

રે મંડલીક, તારી મામાં કોઈ જાતની એબ નહોતી, તેમ જ તારો બાપ પણ પરમ પુન્યવાન હતો. અરે રાજા, તું કાંઈ મોઢું જોયા ફેર થયો તેથી જ આવો પાપભર્યો વિચાર તને સૂઝે છે.

આમ ચારણ દેવીએ રાજાને તેનાં માબાપનું સુકૃતભર્યું જીવન સંભારી આપ્યું પણ મિથ્યા. છેવટે સતી ક્રોધ કરી બોલી. રાજા એ સાંભળી થરથરવા લાગ્યો; પણ રાજહઠ, કામાન્ધ દશા તેને ખરૂં જોવા દેતાં નથી.

હવે તો જેમ ગંગાનો અશમ ધોધ પડે તેમ દેવીના મુખમાંથી ધારા ચાલવા લાગી. હાથ લાંબા કરી તે બોલી:

ગઢ જુનાની પ્રોળ કે દામોકુંડ દેખીશ નૈં,
રતન પડશે રોળ, તેદી મું સંભારીશ મંડળીક.

અરે મંડળીક, આ જુનાગઢની શેરી કે પવિત્ર દામોદર કુંડ હવે તું જોનાર નથી. તારાં રત્નો બધાં રોળાઈ જશે ત્યારે જ મને તું સંભારીશ અને ખેદ કરીશ.

નૈં ફરકે નિશાણુ નેકી હુકળશે નહીં,
ઉમટશે અસરાણુ, મું સંભારીશ મંડળીક.

રે રાજા, તારા રાજ્ય ચિન્હો–નિશાન–હવે ઉડશે નહીં, તારા નામની નેકી પોકારાશે નહી, અને જે વખતે અસુરોનું દળ તારાપર તુટી પડશે ત્યારે જ હું તને સાંભરીશ.

જાશે રા'ની રીત્ય રા'પણું રેશે નહીં,
ભમતો માગીશ ભીખ, તેદી મું સંભારીશ મંડળીક.

રે મંડળીક. તારા કુટુંબના ઉમદા રીતરીવાજ હવે તારામાંથી વહી જશે; તારા કુટુંબનો કોંટો પણ તારામાં રહેશે નહીં. તું ભિખારી થઈ ભીખ માગીશ ત્યારે જ મને તું સંભારીશ.

મેડી ત્યાં મસીદ, નામ નિશાણુ રેશે નૈં
મુલ્લાં પોકારે બાંગ, તેદી મું સંભારીશ મંડળીક.

રે રાજા, જ્યાં તારાં રાજ્ય ભુવન છે ત્યાં મસીદો થશે ને ત્યાં તારા ધર્મનાં ગીતને બદલે મુલ્લાં બાંગ મારશે; અને તે વખતે તું મને સંભારીશ.

રાણીયુ રાજપખે હીંડે બજારે બેસત્યુ,
ઓજલ આળસતે, મું સંભારીશ મંડળીક.

રે રાજા, તારી રાણીઓ રાજકુળની હોવા છતાં પોતાની ઓજલ દૂર થતાં બજારે બજારે બેસતી બેસતી ભટકશે; અને ત્યારે જ હું તને સાંભરીશ.

રાજા હવે આ ભુંડું થયું ગણી થરથરવા લાગ્યો. જાણે કોઈ મહાઆવેશવતી ચંડી રાક્ષસોનાં ટોળાં પર ઉતરી પડી હોય તેમ નાગબાઈ હજુ બોલી:

કાનેય કોટા હસબસે, તારે હૈડે કાપડ હોય,
પાવીના પેડામાંય તને નર નચવશું મંડલીક.

હે રાજા, તારે કાને કોટા ટીંગાશે, તારે હૈયે કાપડાં સ્ત્રીઓની જેમ ધારણ કરવાં પડશે. હે કામાંધ નર, તારે વ્યંડળ કહેતાં પાવૈયાની ટોળીમાં નાચવું પડશે.

આ છેવટના શાપે રાજાને તદ્દન લોથપોથ કરી દીધો. જે વિષયવાસનાએ તેને આ ઘોર કર્મ કરવા પ્રેર્યો, જે કામદશાએ તેને કુટુંબનું ગૌરવ, રાજપાટ, સર્વ તજવા તૈયાર કર્યો, તેનો આ શાપથી સમૂળો નાશ જ થયો. એક પાવૈયા જેવા નામર્દની દશા પોતાને પ્રાપ્ત થઈ. પણ હવે શું થાય? રાજા ગળગળો થઈ નાગબાઇના પગમાં પડયો અને માફી માગી.

સતી નાગબાઈ બોલી:

આ નાગબાઇને ઠપકો નૈં, તેં ખોયો જીવણુ આ;
તેદુનો મારો શરાપ, આ હીરણ્યનું પાણી હરામ છે.

અરે રાજા, મને નાગબાઇને હવે ઠપકો દેવો નહીં. કારણ કે તેં જે વખતથી તારો જીવ બગાડયો ત્યારથી આ શાપ તને લાગ્યો છે. મારે તો હવે આ હીરણ્ય નદીનું પાણી પણ હરામ છે. વળી બોલી:

આ નાગબાઇને ધરથી જાણી નૈં,
જુનાના ધણી હવે હીણું કાં ભાખ્ય.
અમને લાગેલ લોની ગોળી તે મુંથી ન ફૂટે રે મંડલીક.

અરે જુનાગઢના ધણી, ત પ્રથમથી મને ઓળખી નહીં. હવે તું આમ મોળું બોલ નહીં. ખરેખર અમને તો લોઢાની ગોળી ચોંટી બેઠી છે તે હવે મારાથી ફરી શકે તેમ નથી.

આમ તારા કુકર્મથી મારા દિલ ઉપર બંદુકની ગોળી ચોંટી બેઠી છે, તેથી હવે મેં જે કહ્યું તે મિથ્યા નહીં જ થાય. હે રાજા, ત અમને ઓળખ્યાં જ નહીં.

રાજા આ સાંભળી હબકી ગયો. હવે શું થાય? ઘેર આવ્યો, ત્યાં તો સૌરાષ્ટ્રની સરહદ ઉપર મુસલમાન લશ્કર ચડી આવ્યું એ સાંભર્યું. કશી તૈયારી કરી શક્યો નહીં. નાગબાઈના શાપ સાથે જ તેનું શૌર્ય હરાઈ ગયું હતું. તે તો ભીરૂ બની ગયો. દુશ્મનનું લશ્કર જુનાગઢપર ચડી આવ્યું. રાજા તાબે થયો. પોતે જો મુસલમાન થાય તો તેને જીવતો રાખવો એવું ફરમાન થતાં ભીરૂ મંડળીક મુસ-

લમાન થયો. તેને અમદાવાદ લઈ ગયા. તેની સ્ત્રીઓને પણ મુસલમાન બનાવવામાં આવી. આમ રાજ્યધર્મનું સંરક્ષણ ન થયું ને વિષયને વશ થયો તેને પરિણામે સતીનો શાપ મંડળીક વ્હોરી લીધો.

સતી નાગબાઇને પણ ઘણું જ માઠું લાગ્યું ને પોતે બળી મુઈ. ધાંતરાણામાં તેની દેવડી તથા પાળીયો હાલ પણ છે.



# એભલવાળો તથા ગ્રાંઈ.

ભાવનગર તાબે તળાજા કરીને સુંદર ગામ છે. તેની નજીક તાલધ્વજની નાજુક સુંદર ટેકરી આવી રહી છે. તે ટેકરીમાં આશરે દશ બાર ગુફા છે, તેમાં એક એભલમંડપ નામની ગુફા છે. એમ કહેવાય છે કે તે ગુફામાં ત્યાંના રાજા એભલે અસંખ્ય કન્યાદાન દીધાં હતાં. આ રાજા એભલને અણો નામનો એકનો એક બત્રીશ લક્ષણો પુત્ર હતો. તે પણ તેના પિતાની પેઠે પોતાનો ધર્મ પાળવામાં સદા અડગ હતો. તળાજાની આજુ બાજુ ઘણે દૂર સુધી સાત દુકાળી ચાલતી હતી. માણસો, પશુ, પંખી સર્વે અન્નપાણી વિના હેરાન હેરાન હતાં. રાજા એભલ ઘણોય તેનું કારણ જાણવા મથતો પણ કશાથી તે જણાયું જ નહિ. એક વખત રાજાને એક બ્રાહ્મણે કહ્યું કે,–'રાજા, કોઈ એક જૈન યતિએ એક મૃગલાને શીંગડે માદળીયું મંત્રીને બાંધી દીધું છે; ને તેથી વરસાદ પડતો નથી.' રૈયતને સુખે સુખ અને રૈયતને દુઃખે દુઃખ માનનાર રાજા તુરત ઘોડે ચડી, હાથમાં ભાલો લઈ, તે હરણને શોધી માર્યા પછી જ નગરમાં પ્રવેશ કરવાના સોગંદ લઇને ઉપડ્યો. અનેક સ્થળે ભમતાં ભટકતાં એક હરણ તેની નજરે પડ્યો, ને રાજા તેની પૂઠે પડ્યો. હરણને ભાલાથી વીંધી નાંખ્યો કે તુરત જ મેઘ મૂશળધાર તૂટી પડ્યો. સાત વર્ષનો જાણે એક સાથે મેઘ મંડાયો હોય તેમ આભ વારિ છોડવા

લાગ્યું. રાજા પલળીને ઠુંઠવાઇ ગયો. હવે તો કોઇ જગ્યાએ આશ્રય મળે તો ત્યાં જવા મન કર્યું. ભાનભૂલ્યો રાજા ઘોડા ઉપર જ ઠુંઠવાઇને બેઠો છે; ને ઘોડો ચાલતો ચાલતો એક નેસ પાસે આવ્યો. તે નેસમાં સ્ત્રીઓ સિવાય કોઈ નહોતું.

પુરૂષો તો દુસ્કાળને લીધે ઢોર હાંકી માળવે ગયા હતા. રાજા એભલ તે નેસમાં આવ્યો, પણ ત્યાં તેની આસના-વાસના કોણ કરે? આ રાજા છે એમ જરા ખબર પડે તો તો ઘણુાંય દોડે, પણ તેના તેવા હાલ નહોતા.

સ્ત્રીઓનાં હૃદય સ્નેહનાં મંદિર છે. અનુકંપા સેવા આદિ ઉત્તમ ગુણો તે મંદિરમાં પ્રેમનું સિંચન પામી એટલાં તો કેળવાયાં છે કે તેને દુનિયાદારીનાં વિવેક-બિવેક, ડાહપ-ણુબાપણુ કંઈ કરી શકતાં નથી.

રાજા ભાન વગરનો તદ્દન ઠુંઠવાઈ ગએલો શબ જેવો ઘોડે ચઢેલો તે નેસમાં સાંઈ નામની ચારણ્યના બાર પાસે આવ્યો. પરપુરૂષ છે, પતિ ઘેર નથી, પોતે એકલી છે, છતાંય તે સતીએ રાજાને અશ્વ ઉપરથી નીચે ઉતાર્યો, તેનાં લુગડાં ઉતારી નીચોવ્યાં ને તેને પોતાના ખાટલામાં સૂવાડ્યો.

રાજા શબવત્ છે, જરાય હાલતો ચાલતો નથી, તેને ગરમીની જરૂર છે; પણ કરવું શું? અગ્નિ સળગાવે છે પણ ભેજને લીધે સળગતો નથી. વખત જાય છે ને સાંઈ મૂંઝાય છે, કરવું શું? પણ કોઈ વખત સ્ત્રીઓ હેરતભર્યાં કર્મ કરી આલમને અચંબામાં નાખી દે છે. પોતે સતી

છે, પતિપરાયણ સાધ્વી છે; છતાં આ શબવત્ ઠરી ગયેલ માનવીને ગરમી આપવાના બીજા સાધનને અભાવે પોતાના શરીરની ઉષ્મા દેવા ખાટલે ચડી. તે શબસમા શરીરને બાથમાં લઈ સાથે સૂતી.

થોડી વાર થઇ ત્યાં તેમાં ઉષ્માનો પ્રવેશ જણાયો. રાજા આંખ ઉઘાડી જુવે છે તો પોતે એક ઝુંપડીમાં છે. સાંઈ બેઠી થઈ ખાટલેથી નીચે ઉતરી ગઈ. રાજા પણ બેઠો થઈ ગયો. સર્વ વૃત્તાન્ત સાંભળી તે ગુણજ્ઞ રાજા તે બાઇનો દાસાનુદાસ થઈ ગયો. એક સાધ્વી સ્ત્રીએ પોતાને પડખામાં લઈ, મા જેમ બાલકની રક્ષા કરે તેમ પોતાની રક્ષા કરી જાણી રાજા તેને "બેન, ઋણી છું" કહી પગે પડ્યો ને રજા માગી ચાલવા માંડ્યો.

જતાં જતાં કહેતો ગયો કે "બેન, કાંઈ કામ પડે તો તળાજે ગરીબ એભલને ત્યાં આવી તેને પવિત્ર કરજે." આ વચન સાંભળ્યું ત્યારે જ સાંઇને ખબર પડી કે આ તો રાજા એભલ!

રાજા તળાજે આવ્યો. વરસાદ પાણી સારાં થયાં. રાજાજી વરસાદ લાવ્યા તેથી લોકો રાજાને ધન્યવાદ દેવા લાગ્યાં. સાંઇનો પતિ પણ હવે માળવેથી ઢોર ઘોળી ઘેર આવ્યો. પણ જુવો. અદેખાઈ, ઝેર અથવા તો બીજાનું સારૂં કહેવાય તે ન ખમાય એવી ક્ષુલ્લકતા, અમૃતમય જીવનમાં ઝેર ભેળી દે છે. સાંઈ તથા તેનો પતિ લાંબે કાળે

ભેટયાં ને સુખી થયાં તે અન્ય પાપી આંખથી ન સંખાયું. પતિને "તે તો પરપુરૂષને ઘરમાં ઠાંસી રહી હતી" વગેરે વગેરે કહી વ્હેમાવવા લાગ્યા. પતિએ સતીને કટુવચન પણ કહ્યાં. સતી સૂર્યને સાક્ષી રાખી પોતાની નિર્દોષતા જણાવવા લાગી. ક્રોધ પામી સૂર્યે તે પતિને શાપ આપી કોઢીયો કર્યો. તેના શરીરમાંથી ક્ષણવારમાં લોહી, પરૂ, વહેવા લાગ્યાં. પતિપરાયણ સતી સાંઈથી આ સહન થઈ શકયું નહીં ને તેણે સૂર્યને પોતાના પતિને સાજો કરવા વીનવ્યો. કોઈ બત્રીશ લક્ષણવાળા સોળ વર્ષના નવયુવાનના લોહીમાં તે સ્નાન કરે તો જ તેને આ મહા દુષ્ટ કોઢ મટે એમ સૂર્યે કહ્યું. તેવો નર તો તળાજાના રાજા એભલનો પુત્ર એક જ છે. પોતાના માનેલ ભાઈ એભલના વચન પર વિશ્વાસ હોવાથી પતિને લઈ સાંઈ એભલને દરબાર આવી ને તેના પુત્રના માથાની માગણી કરી.

રજપૂત વીર કદી પણ વચનભંગ થતા નથી. કરેલ ઉપકાર ગમે તે રીતે વાળી આપી શકે છે ત્યારે જ તે જંપે છે. તુરત જ એભલે પોતાના પુત્ર અણાને બોલાવ્યો. પિતા જેવો જ પુત્ર પણ પોરસેલ વીર હતો. એ પળને તો તે ધન્ય માનવા લાગ્યો. પિતાનું વચન પાળે છે, પોતે કામ આવે છે, ને ચારણ્ય જેવી દેવીનું કામ થાય છે. પિતૃભક્ત અણો પિતાને ચરણે નમી, ચારણ્યને નમસ્કાર કરી, માથું પિતા પાસે નમાવી કરજોડી ઘુંટણીએ પડયો,

મરદ પિતાએ સર્વ સભા દેખતાં તલવાર કાઢી ધડથી માથું જુદું કરી ખોળામાં મૂક્યું ને ધડ ચાલવા લાગ્યું.

ધડ આઘું જાય ચાલે આપ નરંદકું,
માથું ખોળામાંય આખરદુ થયું એભાઉત.

રે એભલવાળાના પુત્ર, તારૂં ધડ તો માથાથી જુદું પડયું તે શેષ નાગની જેમ મુંગું મુંગું ભમવા લાગ્યું, અને તારૂં માથું તો નમન કરતું કરતું ખોળામાં પડયું. તને ધન્ય છે.

મર્દનાં મર્દાઈ ભર્યાં કામથી, પિતા, કુળ તથા આખી જાત ધન્યવાદ પામે છે તથા યશસ્વી થાય છે.

ધન્ય અરશી ધન્ય ઉગલો, ધન્ય વાળાની જાત્ય,
એભલે અણાતણું માથું દીધું દાત્ય.

હે એભલ, તારા પૂર્વજ અર્શી વાળાને, ઉગાવાળાને ધન્ય છે. અરે તારા વાળાની આખી જાતને ધન્ય છે. અહાહા, એભલ તેં તારા એકના એક અણાનું માથું દાનમાં આપી દીધું.

વીર મર્દ ખરે ટાણે કશું વ્હાલું કરતો નથી. રજપૂત વીરની કસોટી તો ખરે ટાંકણે થાય છે. એકના એક પુત્રનું, તે વળી બત્રીશ લક્ષણાનું માથું માગનારને આપતાં રજપૂત રાજા જરા પણ થરેરતો નથી. પુત્ર વળી પિતાનું વચન પળાવવા માથું કપાવતાં જરા પણ અચકાતો નથી. એ કેવું હૈયું, કેવું વીરત્વ! આ પિતા પુત્ર વચ્ચે વીરત્વ અને ટેકમાં કોણ ચડીયાતું? તે તો હજુ કોઈ નક્કી કરી શકયું જ નથી.

**સરઠો કરો વિચાર બે વાળામાં કયો વડો,**
**સરનો સોંપણહાર કે વાઢણહાર વખાણીએ.**

હે સોરઠના વાસીઓ, તમે વિચાર કરીને બોલો કે આ બે વાળામાં, બાપ દીકરામાં, કોણ ચઢે? માથાનો વાઢનાર કે માથું વઢાવવા દેનાર! આનો ઉત્તર સદા આ સોરઠામાં જ રહેશે.

——:o:——

# લાખણશી અને માણેકદે

એક બીજાને વૈર હોય છે તેની અન્ધતામાં મનુષ્ય પોતે કેટલી હદ સુધી એક બીજાને દુઃખ કરતા થાય છે તેનો ખ્યાલ પણ આવવો બહુ મુશ્કેલ છે. તેઓ પોતાનાં વ્હાલાં બાલકોનું પણ સત્યાનાશ કાઢી નાંખે છે, છતાં અન્ધતાનો પાર આવતો નથી અને જ્યારે આંખ ઉઘડે છે ત્યારે લાચાર બની રોયા સિવાય, આખી જીંદગી શોકમાં કાઢ્યા સિવાય, તેઓના હાથમાં બીજું કંઈ રહેતું નથી.

લાખણશી એ ધોરાજી પાસે મોટી મારડ નામે ગામ છે ત્યાંનો રહીશ હતો, ને માણેકદે નગીચાણું જે જુનાગઢને તાબે છે ત્યાંની રહીશ હતી. બંને આયર જાતનાં હતાં. કાંઈ કામ પ્રસંગે નગીચાણાની આયરાણીઓ મોટી મારડ આવી હતી અને પોતાને ગામ પાછાં જતાં લાખણશીને પોતાના ખેતરમાં ખેડતાં તેઓએ જોયો. સ્ત્રીઓ તો ઘણીય હતી પણ તેમાંથી માણેકદે તથા લાખણશીની નજર એક થતાં તેઓનાં હૃદયમાં પરસ્પર પ્રેમ પ્રકટ્યો ને એક મીટમાં તો સજ્જડ બન્ધથી બન્ને હૃદય સંકળાઈ ગયાં; પણ બીજી સ્ત્રીઓ દેખતાં એક બીજાને બોલાવાય તે કેમ! ગમે તેમ કરી વ્હાલા લાખણશીને પોતાનું ગામ કયું તે તો જણાવી જ દેવું, કે જેથી તે કોઈ પ્રસંગે પણ ત્યાં આવી તેને મળે એવો ખ્યાલ કરી માણેકદે ત્યાં ખેતરમાં કાંટો કાઢવાને

બહાને બેસી ગઈ. થોડીવાર પછી ઉઠી ઉભી થઈ. પછ-વાડે આંખ મારતી સર્વ સૈયર સાથે ચાલતી થઈ. વ્હાલી માણેકદેએ કંઈ સમશ્યા કરી છે એમ જાણી લઈ લાખ-ણશી તે જગ્યાએ ગયો તો એ ત્યાં મૂકી ગએલી નીશાની ઉપરથી તુરત પામી ગયો કે પોતાની વ્હાલી હૃદયવલ્લભા નગીચાણાની રહીશ છે. અને નિશ્ચય કર્યો કે રાત્રે ત્યાં જઈ તેને મળવું. રાત પડી ને લાખણશી નગીચાણે ગયો, અને માણકદેનું ઘર શોધી કાઢ્યું, કારણ કે પ્રેમીઓ એક બીજાને મળવા માટે સુગમતા કરી જ રાખે છે. હવે લાખણશી ઘણો ખરો મધરાતે નગીચાણે જઈ વ્હાલી માણેકદેને મળવા લાગ્યો. એક વખત લાખણશી રાત્રે નગીચાણે આવ્યો. આજે તો વળી માણેકદેનાં માવતરે ઘણો જ સખત બન્દોબસ્ત રાખ્યો હતો, તેઓને એ ખબર મળી ગયા હતા કે પોતાના વેરીનો પુત્ર લાખણશી પોતાની દીકરીને ફસાવી ઉઠાવી જવા માગે છે. વળી તે દિવસે માણેકદેને તેડી લઈ જવા તેનાં સાસરીયાંવાળાં આવ્યાં હતાં. સર્વ ફળીયામાં, ઓશરીમાં, કાગાનિંદરમાં સૂતાં હતાં, તે સવારે વહેલાં ઉઠી પોતાને ગામ માણેકદેને લઇ જવાનાં હતાં: લાખાને અગાઉથી સમાચાર મળ્યા હતા કે પોતાની વ્હાલી સાસરે જવાની છે. હવે તેને લાખણશીએ મળવું જ જોઇએ. તેથી રાત્રે નગીચાણે આવ્યો. માણેકદેનો ઓરડો તો ચારે બાજુ મેમાન બેમાનથી

તથા બીજાં માણસોથી ઘેરાઈ ગયો છે. ત્યાં પડી પડી માણેકદે લાખણશીની વાટ જુએ છે. કારણ કે હવે છેવટની ભેટ વ્હાલો કરી જાય તો કેવું સારૂં એમ તેના હૃદયમાં જંખના છે. વળી માણેકદેને એ તો ખાતરી છે કે કોઈ પણ પ્રકારે લાખણશી આવ્યા વિના નહીં રહે. આમ જંખતી માણેકદે પોતાના ઓરડામાં ચત્તીપાટ પડી છે ને વિચારમાં ડુબી ગઈ છે, ત્યાં જુઓ,

**લાખે ખપેડો ફાડીયો, ઉતર્યો ઉભે મોભ,**
**કડેથી કટારી છાતરી, કાપી કાળજાની કોર.**

આ લાખે ઘરનો ખપેડો તોડ્યો ને મોભ ઉપરથી સીધો નીચે ઉતર્યો. આમ કરતો હતો ત્યાં કડે બાંધેલ કટારી સરકી પડી ને નીચે પડેલના કાળજાને કાપી અંદર પેઠી.

વ્હાલીને મળવા પ્રેમ સમાધિસ્થ લાખણશી ખપેડો ફાડી અંદર ઉતર્યો પણ પોતાની જ કમરની કટારી નીચે પડી આમ દાટ વાળશે એની તેને જરા પણ ખબર રહી નહીં. તે તો સરર કરતો મોભે બાંધેલ ફેંટાને પકડી નીચે ઉતરી પડ્યો. વ્હાલીને મળ્યો. જેના પ્રાણ હવે થોડીવારમાં જવાના છે એવી માણેકદે બોલીઃ

**લાખણશી લેને લાણુ આજુની એક જ ઘડી,**
**પરોઢીયાનાં પરિયાણ, સવારે સ્વર્ગ સિધાવશું:**

હે લાખણશી વ્હાલા, અત્યારે તારે જે લાવો લેવો હોય તે આજના દિવસની એક ઘડીમાં લઈ લે. કારણ કે

મારે સવારે તો અત્રેથી ઉપડી જવાનું છે ને હું સ્વર્ગે સિધાવવાની છું. આ શું બકે છે કે બોલે છે? પ્રેમનો લ્હાવો લેવામાં મશગુલ લાખણશી 'સવારે સ્વર્ગ સિધાવશું' એનો અર્થ કંઈ સમજી શકયો નહીં. વ્હાલીના હૃદયમાં કટારી પેસી ગઈ છે, તેના લોહી વડે પોતાનાં કપડાં ખરડાય છે તેનું તેને ભાન રહ્યું નહીં. વળી પ્રેમઘેલા લાખણશીને માણેકદેએ કહ્યું:—

**લાખણશી જાણ સુજાણ, સનસેંચ સમજ્યો નૈં,**
**ફેરવી ફેંટા બાંધ્ય લાખણશી લોયાળો થયો.**

હે ચતુર લાખણશી, તું તો સમજુ છો, ને મેં તને સમશ્યામાં સમજાવ્યો પણ તું સમજ્યો જ નહીં. હે લાખણશી તારા ફેંટાને તું ફેરવી નાંખી બાંધી લે, તે લોહ્યાળો થયો છે. હવે પ્રેમી સમજી જાય છે અને જવાની રજા માગે છે. આમ અંદર લાખણશી તથા માણેકદે વચ્ચે ધીમી ધીમી પણ જે વાતચિત થાય છે, તેથી બહારનાં માણસો જાગી જાય છે. વળી એક વખત તો તે જ કટાર બહાર કાઢી પોતાના હૃદયમાં ખોસી ઘાલી માણેકદે સાથે પ્રેમી લાખણશી મરવા તૈયાર થાય છે. પણ મૃત્યુ પામતી માણેકદે સોગન આપી તેને અટકાવે છે, ને લાખણશી તાબે પણ થાય છે. બહાર શોર બકોર થવા લાગે છે, ને લાખણશી જવાની રજા માગે છે, ત્યારે મરતી માણેકદે આનન્દભર્યું મુખ રાખી કહે છે:

**જાવું હોય તો જાઓ, રૂદો અમારો છે રાજી;**
**બોલ્યું ચાલ્યું માફ કરજો, પ્રીત રાખજો તાજી.**

હે વ્હાલા, તારે જવું હોય તો ભલે જા. મારું હૃદય તેમાં રાજી છે. મેં કંઈ કઠિન વચન કહ્યાં હોય તો માફ કરજે ને સદાય પ્રેમને તાજો રાખજે.

અહાહા! મરતાં મરતાં પણ માફ માગવાની આશી હૃદયની હોંશ! 'પ્રીત રાખજો તાજી' કહેતી છેવટની આ તે કેવી યાદ! હૈયામાં કટારી છે તેમાં દુઃખને નહીં લેખતાં વ્હાલાને આનન્દી મુખ રાખી વિદાય કરવાની આ તે કેવી અદ્‌ભુત હિમત! ત્યાં વળી બ્હારનાં માણસોને શોર બકોર કરતાં સાંભળી રખેને વ્હાલો લાખણશી નાહિંમત થઈ જશે ધારી તેને શૌર્યનું સિંચન કરતી ઘાયલ માણેકદે બોલી:

**કાયર મથા કંથડા, સાથ તણી શી વાટ;**
**સાથી તારા ત્રણ છે, હૈયું કટારી ને હાથ.**

હે મારા વ્હાલા લાખણશી, તું હિંમત હારી જા નહીં. તારે કોઇ પણ મદદગારની વાટ જોવાની જરૂર નથી. તારે તો તારી સાથે જ ત્રણ મદદગાર છે. એક તારું નિડર હૈયું, બીજું તારું બાહુબળ ને ત્રીજી તારી કટારી. વળી કહ્યું:

**કંથડા કાયર મથા, આ ઘર વિંટયું ધણે,**
**કાઢય કટારાં કર ધુખળાં, જેમ કરતો ચડે રણે.**

હે મારા વ્હાલા કંથ, તું હિંમત હારતો નહીં. આ ઢોર જેવાં માણસોએ ઘરને ઘેરી લીધું તેથી શું? તું તારે તારી કટારી બહાર કાઢય ને જેમ રણસંગ્રામપર ધસારો કરતો તેમ ધસારો કરી નીસરી જા.

અરે, આ તો કાયરને પણ મરદ બનાવી દે એવાં વાક્ય છે, તો પછી વીર લાખણશીના હૃદયનું તો શું કહેવું? મરતી પ્રિયાનાં વીર વચન સાંભળી મહાન યોદ્ધાની જેમ,

કાઢી કટાર કરે ઘુખળાં, કરી ગોરલને સાદ,
જેમ ઠેકે ચિતરો તેમ જાય ફળીયાની બાર.

પછી કટાર કાઢીને હલ્લો કર્યો, અને જતાં જતાં વ્હાલીને સાદ દઈ રામ રામ કહેતો ગયો. જેમ કોઈ ચિત્તો છલંગ મારી ધસ્યો જાય તેમ વીર લાખણશી સર્વ વચ્ચેથી ફળીયા બહાર નીકળી ગયો.

ઘણાય બડેખાં તલવાર ઉઘાડી લાખણશીને પૂરો કરવા ત્યાં તલપી રહ્યા હતા, ઘણાય જુવાનીયા હાથમાં લાકડી લઈ તેને ઠાર કરવા ત્યાં ઉભા હતા; પણ જેવો લાખણશી હાથમાં કટાર લઈ બહાર ધસ્યો કે સર્વ હેબત ખાઇ ગયા. મારામારી તો થઇ પણ ચાલાક વીર લાખણશીએ સર્વ ઘા ચૂકાવ્યા ને કેકને કટારથી ઘાયલ કરી ગામ બહાર તે નીકળી ગયો. અત્રે ફળીઆમાં ઉભેલ સર્વ ઉંચાનીચા થવા લગ્યા ને આમ છટકી જનારને હજુ ઝાંપા પાસે ચુડી નાંખવા, તેના પર જવા વિચાર કરવા લાગ્યા. તેમાંથી કેટલાક જુવાનીયા બોલ્યા:

હાકા કરો હાખડો, વીરા ચડાવો વાર,
જે નર ન મૂઓ ઘર આંગણે, મારવો ઝાંપા બાર.

અરે બાપુ, હવે મારો કરો; અને હે ભાઇ, હવે વાર ચડાવો.

જે માણસ આપણા ઘરને આંગણે ન મરાયો તેને ઝાંપા નજીક ગુડી નાખીએ જ.

બડાઇખોર સદા મોઢાના જ બહુ બહાદુર હોય છે; અને ગમે તે મોંએ આવ્યું બકે છે. સર્વ વચ્ચે થઇને નીકળી જનાર મર્દને ત્યાં ને ત્યાં તો ન મારી શક્યા, તેને હવે ઝાંપા નજીક મારવાની વાતો તો માત્ર બડાઇખોર જ કરે, પણ માણેકદે તો લાખણશીને તથા આ સર્વ બડાઈખોરને સારી પેઠે પીછાણતી હતી. તેણે ત્યાં પડ્યે પડ્યે કહ્યું:

દાદા મ કરો દાખડો, વીરા મ ચડાવો વાર,
જે નર ન મૂઓ ઘર આંગણે, તે મરે ઝાંપા બાર.

હે દાદા, તમો મારો કરવો મૂકી દો. ને હે ભાઈ, તેની પછવાડે વાર બાર મોકલવી માંડી વાળો; કારણ કે, જે મરદ તમારે આંગણે ન મૂઓ તે તમારાથી ઝાંપા બહાર મરે એ મિથ્યા છે.

ભોંઠા પડેલ લડવૈયા માણેકદેનાં આ વચન સાંભળી હબકી ગયા ને બડાઈ હાંકતા હતા તે ચૂપ થઈ ગયા. અંદર આવી જુએ છે તો માણેકદેના કાળજામાં કટાર ખોસેલ છે. આ જોઇ સર્વ વિસ્મિત થયા અને બોલી ઉઠ્યા: 'અરે એ આમ ખુન કરી ચાલ્યો ગયો!' ત્યાં વળી કોઇ જઈ ગામના વૈદ્યને તેડી લાવ્યું. વૈદ્યે આવી માણેકદેની નાડ જોવા તેનો હાથ પકડ્યો. લાખણશીની મૂર્તિમાં મશગુલ બનેલી દેવીએ ચમકીને પોતાનો હાથ પકડનાર વૈદ્યને કહ્યું:

**વૈદડા વૈદું મ કર્ય, મ ઝાલ્ય મારી બાંય,**
**વાલી લાખણશીની કટારી, ખટકી પાંજર માંય.**

હે વૈદ, તું મારૂં વૈદું કરતો ના, અને મારો હાથ પકડ નહીં; કારણ કે આ મારા શરીરમાં લાખણશીની જે કટારી ખટકી રહી છે તે મને બહુ જ વ્હાલી છે. આમ જ હું મરવા માગું છું.

અહાહા, માણેકદેને વ્હાલાની કટારી—જીવલેણ કટારી પોતાના જીવન કરતાં પણ સુખકર લાગે છે. એ તે કેવો પ્રેમ, કેટલું હ્રદયતાન ! જીવીને બીજાના બાહુમાં ભીડાવું, જેનો હ્રદય સ્વીકાર ન કરે તેને અંગ સોંપી દેવું. તેના કરતાં કાળજામાં પ્રેમીની કટાર લઇ મરવું એ અનેક પ્રેમી પ્રિયાને સુખકર છે જ. આમ લવતી માણેકદે મૃત્યુને વશ થઈ. અને સર્વ ઉંચા નીચા થતા મહાયોદ્ધા વચ્ચેથી લાખણશી છટકી જઇ વગડામાં ચાલી નીકળ્યો. તેને ભાન નથી કે પોતાનાં કપડાં લોહીથી ખરડાયલાં છે. તે તો ઝપાટાબન્ધ ચાલ્યો જાય છે. ત્યાં તેને એક ગોવાળીએ જોયો, ને પુછ્યું ભાઈ આમ કાં ? આ સાંભળી તેણે તુરત જવાબ દીધો:

**અમે ચડેલ શિકાર, મારેલ વનમાં મરઘલો,**
**તેના ઉડેલ ત્રશકાર, લોયાંળાં અમારાં લુગડાં.**

હું શિકાર કરવા ગયો ને વનમાં એક મૃગને માર્યો. તેને મારતાં લોહીના છાંટા ઉડ્યા ને આ કપડાં લોહીવાળાં થયાં.

આમ ઉત્તર આપી લાખણશી ઉભો રહ્યો. સૂર્ય ઉગી ગયો. પોતાની વ્હાલી માણેકદેના ગામ ભણી નજર કરી ત્યાં પાદર બહાર કંઈ તાપણી જેવું જોયું. રખે માણેકદે મૂઈ હોય, કે કોઈ બીજું પોતાની કટારથી ઠાર થયું હોય, ને તે બળતું હોય, એવી શંકા લાવી લાખણશીએ તે ગોવાળીયાને પૂછયું:—

સોના જેસી શે બળે, રૂપા જેસા ધુંસ,
તુંને પૂછું ગોવાળીઆ, કયે ઘેર માણસ મુઉંછ:

આ સામે સોના જેવી ઉજળી ચિતા બળે છે, ને તેમાંથી રૂપા જેવા સફેત ધુંવાડા બહાર નીકળે છે. હે ભાઈ ગોવાળીયા, તુંને હું પૂછું છું કે કોને ઘેર માણસનું મરણ થયું છે?

આ પ્રશ્ન સાંભળી તે ગોવાળીએ જવાબ દીધો કે:-

સોના જેસી શે બળે, રૂપા જેસી ધુંસ,
જે ઘેર લાખણશી માણતો, તે ઘેર માણસ મુઉંછ:

આ જે સોના જેવી ચિતા બળે છે, ને રૂપા જેવા ધુંવાડા નીકળે છે તે તો જે ઘેર લાખણશી મોજ માણતો હતો તે ઘેર માણસ મર્યું છે તેના છે.

લાખણશીને ન ઓળખતા ગોવાળીયાએ તો કહી દીધું કે તે ઘેર માણસ મુઉંછ:. પણ હવે વીર લાખણશી તે જીવતો ઘેર જાય ખરો! 'લાખણશી જે ઘેર માણતો' એ વાક્યે તેના મગજને ધમધમાવી મૂક્યો ને તે પાછો ફર્યો. સ્મશાન ભણી ચાલ્યો. જેમ જેમ ચિતા વધારે નજરે પડતી ગઈ,

તેનો ભડભડાટ કરતો ભડકાનો અવાજ કાને પડવા લાગ્યો તેમ તેમ તેના ચિત્તની સ્થિતિ અકથ્ય થવા લાગી. તેણે તો હવે તે જ ચિતામાં—વ્હાલીની તે જ ચિતામાં, કુદકો મારી પડવા, ગડગડતી દોટ મૂકી. વચ્ચે ચિતાને ઘેરી માણસો ઉભા હતા તેને ખસેડતો તે બોલ્યોઃ–

**નવ નવ કટાક્ષ નાંખીયુ, સાજી ને અમણે અંગ;**
**ઓ માનવીઓ મારગ દો, જાવું માણેકદેને મોલઃ**

તમે વિધવિધ પ્રકારે મારાપર કટાર વગેરેનો ઘાવ કર્યો પણ મને તેનો જરાય સ્પર્શ થયો નહીં; પણ હવે હે માણસો! મને માર્ગ આપો કે હું પંડે આમા પડી માણેકદેના અવાસમાં જાઉં; અને વળી આમ કરવાથી મને મારી નાખવાની તમારી ઇચ્છા તૃપ્ત થશે.

પ્રેમ, ખરો પ્રેમ એ તો દૈવી ભાવ છે. તેના પ્રભાવથી પાષાણહ્રદય પણ પીગળી જાય છે. લાખણશીના આવા વિશુદ્ધ પ્રેમભાવથી તેના દુશ્મનો પણ પીગળી ગયા, અને આવા નરરત્નને જીવાડવા તેને પકડયો. તેને શાન્ત કરવા કહેવા લાગ્યાઃ–

**સરગ પધારો તો ભલે, મ જાઓ મરી,**
**રહો અમારા ગામમાં, ઉંડાં મૂળ કરી.**

હા, તમારે સ્વર્ગે જવું હોય તો ભલે જજો પણ આમ મરી જાઓ નહીં. આ અમારા ગામમાં નિરાંતે રહો ને જીવો.

શુદ્ધ દૈવી ભાવ પાસે આ જગતનો દુષ્ટ ભાવ તે કેમ

ટકી શકે? પોતાના કુટુંબની લાજ લેનાર લાખણશીને આમ જીવાડવા એક ક્ષણની અંદર સર્વ વિરોધી હૈયાં તૈયાર થઈ ગયાં એ ખરેખરા વિશુદ્ધ પ્રેમનો પ્રભાવ છે. ભલે ને માણેકદેનાં સગાં લાખણશીને જીવાડીને નગીચાણામાં સુખેથી રહેવાનું કહે, તેને વીનવે, પણ લાખણશીથી હવે માણેકદે વિના એકલાં જીવી તે શકાય? બધાએ ઘણોય સમજાવ્યો પણ લાખણશી માન્યો નહીં ને હાથ ઝુંટવીને,

> લાખે દીધી દોટ, બન્ને ભેગાં થયાં,
> કીધા કીર્તિના કોટ, પ્રીતુની રીત્ય રાખવા:

લાખણશીએ તો હડી કાઢીને ભડભડ બળતી ચિતામાં ભૂસકો માર્યો, બન્ને પ્રેમી હડહડ બળતી આગમાં ભેગાં બળી મૂઆં. આમ કરી તેણે સ્નેહની રીતિ જાળવવા પોતાની કીર્તિનો અવિચળ કિલ્લો બાંધ્યો.

સર્વ જણા જોઈ રહ્યા ને પ્રેમી હૈયાં ભસ્મ થયાં. પછી તો હૃદય ઉઘડ્યાં કે 'માળું આમ ન કર્યું હોત, અને લાખો તથા માણેકદે ઘરવાસ કરી રહેવા પામ્યાં હોત તો ઘણુંય સારૂં હતું.' પણ જળ વહી ગયા પછી પાળ બાંધવા જેવું એ થયું.

ચાહતાં હૈયાંને મળવા દઈ ઘરવાસ માંડવા દેવા સગવડ કરી આપવામાં જ ઈશ્વર રાજી છે ને ખરા મનુષ્યનું મનુષ્યત્વ પણ તેમાં જ છે.

——:૦:——

# સાખડો પઢીયાર

ઘણીએ વાર મદાન્ધ માણસો પોતાના સુખ ખાતર પારકાનાં દુઃખનો વિચાર પણ કરતાં નથી. આખું જગત્ તેઓ પોતામાં જ જુએ છે. તેઓ તો જ્યારે પોતા ઉપર આવી પડે ત્યારે જ પરનાં દુઃખ કેવાં છે તે સમજે છે.

સાખડો પઢીયાર એવા મદાન્ધ માણસોમાંનો એક હતો. મહુવા પાસે આવેલ પઢીયારકા ગામનો તે ગરાસદાર હતો. તેણે એક મોટું તળાવ ખોદાવ્યું, ને તેનું નામ સાખડાસર પાડ્યું, જે હજુ પણ પઢીયારકા પાસે છે. પણ એ બધું ભલું સાખડો માણસમાં પોતાનું નામ નીકળે એ હેતુથી કરતો. બાકી સાખડો હ્રદયનો તો ભૂંડો હતો. પઢીયારકા ગામમાં કોઇને પણ સાખડો રડવા કૂટવા કે કાણ માંડવા દેતો નહીં. ગમે તેવું અરેરાટવાળું મોત થયું હોય, કોઇનો એકનો એક જ દીકરો ગુજરી ગયો હોય, કે કોઈની એકની એક જ દીકરી રાંડી હોય, છતાં સાખડો કોઇને સાદ પણ કાઢવા દેતો નહીં. પઢીયારકામાં તો ગામધણી સાખડાનો ભય એટલો બધો કે આવે વખતે પણ બધાંએ મુંગાં જ રહેવું જોઇએ.

આ સાખડાને સોનીંગ નામે એકનો એક જ દીકરો હતો. સાખડો તેને ઘણાં જ લાડ તથા લાલનપાલનથી ઉછેરતો: હોલ્ય નામની એક દેવાંશી ચારણ કન્યાનાં વખાણ ભાટને મોઢે સાખડે સાંભળ્યાં. હોલ્યના રૂપની તારીફ ચારે દિશાએ ગવાઈ રહી તો હતી. સાખડાને આ હોલ્ય મેળવવાની

પાપી ઇચ્છા થઈ. પોતે રબારી છે અને ચારણકન્યા તો પોતાને દેવીતુલ્ય ગણાય; એટલે ધર્મ પ્રમાણે તે પોતાને ન ખપે એ ન્યાય વિકારવશ સાખડો વિસરી ગયો. હોલ્ય પછવાડે તે અન્ધ થયો. કોઈ ભાટ ભમતો ભમતો પઢીયારકે આવી જ્યારથી હોલ્યના સ્વરૂપની તારીફ કરી ગયો ત્યારથી તો સાખડાના હૈયામાં હોલ્ય, હોલ્ય જ ચાલી રહ્યું.

**આ ભમતો આવ્યો ભાટ, પસલીએ** પાણી પીએ,
જેને ગળે નૈં **વાટ, ઈ હેલા આવ્યા હોલ્યના.**

અહા એ ભાટ ભમતો ભમતો આંહી આવ્યો, તેને હોલ્યે ખોબે પાણી પાયું ને તેણે પીધું. અહા જે સુંદરીના ગળાપર જરા પણ આંકો નથી એવી હોલ્ય માટેના ઉમળકા જ્યારથી મેં એ ભાટને મોંએથી સાંભળ્યું ત્યારથી મારા હૈયાપર ચાલી રહ્યા છે.

આમ વળી કવિવર ભાટના મુખથી હોલ્યની તારીફને લીધે તો વિકારી સાખડાનો વિકાર વકરી ઉઠ્યો.

એક સમે સાખડો પોતાના પુત્ર સોનીંગને સાથે લઈ જુનાગઢ આવ્યો હતો. પડખેના ગામે હોલ્ય આવી છે સાંભળી સાખડો તેને જોવા ત્યાં ગયો. હોલ્યને જોઈ; જોતાં વેંત જ સાખડાની આંખ ચકળ વિકળ થઈ ગઈ. સાખડે હસીને તેની સાથે વાત છેડી. હોલ્ય તેનું પાપી હૃદય પારખી ગઈ. તેણે પણ સામું હસીને શાપનું બાણ લગાવ્યું:

**હસતાં બોલી હોલ્ય, તું સાચું માન્યે સાખડા;**
**ગઢ જુનાની પોળ, તને સોનીંગની મેલી મળે.**

હોલ્યે હસીને કહ્યું; હે સાખડા! તું ખરૂં જ માનજે કે તું જ્યાં જુનાગઢની શેરીમાં દાખલ થઇશ ત્યાં તને તારા સોનીંગની ઠાઠડી સામી મળશે.

આ શાપ સાંભળી સાખડો તો એકદમ આભો જ બની ગયો: સતીના એક ઝટકાએ તેના હૃદયમાંના પાપી વિકારના અંકુરને સમૂળગો ખોદી નાંખ્યો.

સતીનું વચન ફર્યું નહીં. જુનાગઢમાં સોનીંગ મરણ પામ્યો. સાખડો પડી ગયેલ મુખે ઉતાવળો ઉતાવળો જુનાગઢ આવ્યો ત્યાં તો લોકોને સોનીંગને મેલીમાં ઘાલી સ્મશાન લઈ જતા જોયા. પોતે પસ્તાયો. પોતાના જ પાપે વ્હાલા સોનીંગ પુત્રનો જીવ લીધો એ વિચાર તેને ખૂબ દમવા લાગ્યો. સાખડો તદ્દન દિઙ્મૂઢ બની ગયો.

તેની નજર પાસે જ પોતાનાં મદાન્ધ પણામાં કરેલ કૃત્યો તરવા લાગ્યાં. અતિ દુઃખમાં અશ્રુપાત એ શાન્તિ-એ ન્યાય સાખડો જરાય સમજ્યો નહોતો અને કેટલાંય હૈયાંને મુંગાં ને મુંગાં મારી દીધાં હતાં, એ સર્વ સાખડા સન્મુખ અત્યારે ખડાં થયાં. તેનું હૈયું ભરાઈ આવ્યું અને તે આવેશમાં બોલ્યો:

**રોવો રોવણ હાર, મોકળીયાં મેલીને,**
**હું કીસે બંધાવું પાળ, મારે સાખડા સાયર ફાટયો.**

રે તમો રોવાંવાળાંઓ-તમો વિલાપ કરનારાં બધાં જે કોઇ હો તે હવે મોકળું હેયું મૂકીને રૂઓ. અરે આ મહાસાગર જ્યાં ફાટી ઉઠયો છે ત્યાં પાળ બંધાવીને તેને હું કેમ કરી રોકી રાખી શકું!"

આમ આપવીતી થઇ ત્યારે સર્વ દુઃખીનાં હ્રદયની પીડ સમજાઈ અને સાખડો પછી તો પારકે દુઃખે દુઃખીઓ થવા લાગ્યો. પ્રભુ વિચિત્ર રીતે પાઠ ભણાવે છે.

———:૦:———

# શેણુ

જરા પ્રેમનું એક પાનું વાંચશો, વ્હાલાં? મિત્રો મિત્રોમાં પોતાની પત્નીના હૃદયપ્રેમની કસોટીનું આ સુંદર પણ કરુણાજનક પરિણામ છે.

વાતવાતમાં એક પ્રેમીએ કહ્યું કે બધાય પ્રેમ પ્રેમ બોલો છો અને સૌ સૌની સ્ત્રીનાં વખાણ કરો છો, પણ–

**હાથે કટારાં જે હણે, હોડે વખ તે ખાય,**
**એસાં સજણ માણીએ, જેનો હાય કરતાં જીવ જાય.**

રે ભાઇઓ, એવી પ્રેમશીલ પ્રિયા સાથે જીવનનો લાવો લઇએ કે જે આપણું અવળું સાંભળતાં વેંત પોતાને હાથે જ કટાર ખાઇને મરે અગર ઝેર પીને જીવ દે.

આમ પ્રેમીનું કહેવું સાંભળી તે માત્ર બડાઇ જ છે એમ માની તેના મિત્રમાંથી કોઇએ તેને ઘેર જઈ તેની વ્હાલી સ્ત્રી શેણને કહ્યું કે તારો પતિ તો મરણ પામ્યો. આ સાંભળતાં વેંત "હેં એં!" કરી તુર્ત જ શેણુ બિચારી મૃત્યુ પામી. આ જોઈ મિત્ર ઝંખવાણો પડી ગયો ને શેણુના પતિ તથા બીજા મિત્રોને કહ્યું કે શેણુ તો "હેં એં!" કહી મૂઈ.

પતિનો પોતાની વ્હાલી શેણુ પર અનન્ય ભાવ હતો. તેની છાતી આ સાંભળી ભેદાઈ ગઈ. તેના મનમાં થયું કે હવે તો મિત્રોને બરાબર પરચો દેખાડવો કે પ્રેમ તો આનું નામ! બિચારો શેણુ વિના ગાંડો થઈ ગયો ને બોલ્યોઃ

ચાલો જઇએ શેરમાં, કરીએ શેણુને સાદ,
મટ્ટી ભેળી મટ્ટી મળી, તોય હોકારા દેશે હાડ.

ભલે શેણુ મરી ગઈ ને ધુળભેળી ધુળ થઈ ગઈ, પણ ચાલો આપણે શહેરમાં જઈને શેણુને બોલાવીએ અને જો કે તેની કાયા ધુળભેળી થઈ ગઈ છે, છતાં તેનાં હાડકાં જવાબ દીધા વગર નહિં રહે.

તેઓ સર્વ શેણુને જ્યાં બાળી હતી અને જે ગાંડાને મન શહેર બની ગયું હતું તે સ્મશાને ગયાં. ગાંડા પ્રેમીએ "શેણુ" કહી બૂમ પાડી ત્યાં હાડકાંઓ ઉછળી ઉછળી જવાબ દેવા લાગ્યાં. સર્વ દેખતાં ગાંડા પ્રેમીએ મિત્રોને પોતાના પ્રેમનો પરચો બતાવી, "શેણુ"નાં જ હાડકાં સાથે ત્યાં ને ત્યાં બાથ ભીડી પ્રાણ છોડી દીધા. એ તો ખરૂં જ છે કે,

મું મન લાગી તુંમનાં, તું મન લાગી મું,
લૂણ વળુંભ્યાં વારીએ, વારી વળુંભ્યાં લૂણ.

મારા મનની તાલાવેલી તારા મન સાથે ને તારા મનની તાલાવેલી મારા મન સાથે લાગી રહી છે; તે જેમ પાણી મીઠાને અને મીઠું પાણીને ઓતપ્રોત થઈ વળગી રહે છે તેમ. શુદ્ધ પ્રેમમાં એવો ભિન્ન ભાવ હોય જ નહીં કે એક જાય ને બીજું પાછળ રહે. એ તો બન્ને સાથે!

———:o:———

# નાગવાળો ને નાગમતી

કચ્છમાં કાનમેર નામે કિલ્લો છે; ત્યાંના ઠાકોર કાન સૂવા ભેડાને નાગમતી નામની પુત્રી હતી; નાગમતી પિતાની બહુ લાડકવાઈ હતી; કચ્છમાં દુશ્કાળ પડવાથી કાન સૂવો ભેડો પોતાનાં માણસો ઢોરઢાંખર રાચ રચીલું વગેરે લઇને કાનમેર તજી જ્યાં સારો વરસાદ થયો હોય ત્યાં જવા નીકળ્યો. કાઠિયાવાડમાં સમીયાણા ગામના કાઠીરાજા ધમ્મરવાળાના રાજ્યમાં સારો ઘાસ ચારો જોઈ ત્યાં નેસ બાંધી પડાવ નાખ્યો. તે નેસની પાસે એક વાવ હતી અને શંકર તથા દેવીનાં દેવળ પણ હતાં. ધમ્મરવાળાને નાગ નામનો અતિ ખુબસુરત યુવાન પુત્ર હતો; નાગ ઘણો ચતુર, ઉદાર અને ચિત્તાકર્શક સ્વરૂપવાન હતો; અને તેનાં રૂપ, ગુણ અને યૌવનનાં સ્થળે સ્થળે વખાણ થતાં હતાં. કાન સૂવો ભેડો પણ પોતાના ઘરમાં નાગના ગુણ ગાયા કરતો. આથી જુવાનીની ખિલતી ભભક ભરી નાગમતી નાગને જોવા તલ્પી રહી હતી; તે વીર યુવાન પર તેની પ્રીતિ જામી હતી. નાગનું લગ્ન તેના પિતાએ કોઈ આલણદે નામની કન્યા સાથે કિશોર વયમાંથી જ કરી નાખ્યું હતું. હવે થયું એવું કે એક દિવસ નાગમતી પોતાને નેસથી ઘીનાં બે બોઘડાં ભરી બીજી સ્ત્રીઓ સાથે સમીયાણે વાણીયા વેપારીને ત્યાં આપવા આવી. તેના મનમાં કે વખતે નાગનાં દર્શન થઈ જાય તો થઈ જાય. એ આશાએ જ પિતાની

આજ્ઞા લઈ ત્યાં ઘી વેચવા આવી હતી. બીજી સ્ત્રીઓએ ઘી તોળી દીધું અને હવે નાગમતીનો વારો આવ્યો. બોઘરું લઈ છાબડામાં જ્યાં તે મુકવા જાય છે ત્યાં પોતાની સહીયરોને માંહોમાંહે બોલતાં નાગમતીએ સાંભળી કે "જુઓ જુઓ, બે'ન, પેલો રૂપાળો નાગવાળો આવે." આ વાક્ય કાને પડતાં નાગમતીએ પાછું વાળી જોયું ને હાથનું બોઘરું છાબડા સાથે અથડાવા લાગ્યું ને વાંકું વળી ઘી નીચે ઢોળાવા લાગ્યું. આ જોઈ વાણીએ નાગમતીને કહ્યું કે "ત્યાં શું જુવો છો? આ ઘી ઢોળાઈ જાય છે. આંહીં નજર રાખોને." આ વાક્યો તો નાગમતીને વજ્ર સમાન લાગ્યાં, તેણે ક્રોધભરી આંખો તાણી વાણિયાને કહ્યું:—

**ઘોળ્યાં જાવરે ઘી, કોઈ આજુણાંય આ તાવણાં,**
**લેખે આજુઓ દી, નિહાળ્યો વાળા નાગને.**

અરે આ આજની તાવણનું સર્વ ઘી ઘોળ્યું જાય. મારે તો આજનો દિવસ સફલ થયો, કારણ કે મેં આજે નાગવાળાનું દર્શન કર્યું.

આમ બોલી વાણિયાને તિરસ્કારતી એક જ નજરે નાગમતી નાગને જોઈ રહી; પણ નાગના મનમાંય નહીં કે ત્યાં કોણ છે. તે તો પોતાના વિચારમાં આમતેમ જોતો સર્વ કોઈને રામ રામ કરતો ચાલ્યો જાય છે. આ જોઈ અધીરી નાગમતી બોલી:—

**નાગ નજર કરે અમારા પંડ પર પાલવ નૈં,**
**અછતનાં અમે, આજ દુબળ કીં આગળ દાખીએ:**

હે નાગવાળા, આ મારા પર નજર તો કર, મારા પંડ ઉપર પુરાં વસ્ત્ર નથી. હું એ તે ધણી મારાં મા બાપની મોંઘી છું, પણ આજ ગરીબ થઈ જવાથી કોની પાસે જઇને કહું ?

નાગવાળો આ સાંભળી ચમક્યો. અચાનક એક સ્ત્રી તેને આમ સંભળાવે તેથી તે વિસ્મિત થયો; પણ લાજનો માર્યો બોલ્યા ચાલ્યા વિના ત્યાંથી ચાલી ગયો. બીજે દિવસે વળી ફરતો ફરતો નાગમતીના નેસ પાસે આવ્યો. પોતાના ઘોડાને પાણી પાવા ત્યાં તળાવ કાંઠે ગયો. નાગમતી પણ અત્રે પાણી ભરવા આવી હતી. એણે તેને ત્યાં જોયો. ઘોડાની સરખ તાણતાં નાગવાળાનો વેઢ પાણીમાં પડી ગયો અને નાગવાળો અંદર વેઢ ગોતવા લાગ્યો. નાગમતી પણ આમ પોતાના હૃદયવલ્લભને પાણીમાં મેહનત કરતો જોઈ તેને મદદ કરવાના હેતુથી પાણીમાં ઉતરી, અને બન્ને વેઢ શોધવા લાગ્યાં. શોધતાં શોધતાં હૃદયની લ્હેર લાગી ને વેઢનું ગોતવું લંબાવા લાગ્યું.

આ સમાચાર નાગની સ્ત્રી આલણદેને પહોંચી ગયા ને ત્યાં તળાવ કાંઠે આવી. આવી જુવે ત્યાં બંનેને જળમાં ડુબકી મારી ગમત કરતાં જોયાં. ઘડી ઘડી નાગમતીનાં નયન નાગપર ઠરીને મોં મલક્યા કરતું હતું તે તેણે જોયું. સ્વાભાવિક રીતે તેના હૃદયમાં ઇર્ષા આવી ને બોલી:–

**જળ તરસ્યો જુવાન, જળ દેખી જળમાં પડ્યો,**
**ભીંજે પાખર ને પલાણ તોય નેણ ઠરે નાગમતીનાં.**

અરે, પાણી વિના પીડાતો આ નર પાણી જોઈ અંદર પડ્યો, ને પાગડાં તથા પલાણ પાણીથી ભીંજાય છે તોય નાગમતીનાં નયન એને નિહાળી રહ્યાં છે. આમ મનમાં ને મનમાં બોલી તે નાગમતી તથા પોતાના પતિને સંભળાવવા બોલી:-

**આભા મંડળ વીજળી, ધરતી મંડળ મે,**
**નરા મંડળ નાગડો, એમ સ્રીયાં આલણદે.**

આકાશમાં જેમ વીજળી ઉત્તમ છે, ધરતીપર જેમ વરસાદ ઉત્તમ છે, પુરૂષોમાં જેમ આ નાગવાળો ઉત્તમ છે, તેમ જ સ્રીઓમાં હું આલણદે ઉત્તમ છું.

આ ગર્વ ભર્યું વચન નાગે સાંભળ્યું. અદેખી આલણદે એ આ નાગમતીને સંભળાવવા કહ્યું તે તે પાઇ ગયો અને તેને જવાબ વાળ્યો:-

**આલણદે એંકાર, કાયાનો કરીએ નૈ,**
**ઘડેલ કાચો ઘાટ, માટીશું જાશે મળી.**

રે આલણદે, આ કાયાનો અહંકાર કરવો જ નહીં; કારણ કે એ કાયા તો કાચા ઘડાની જેમ ઘડાઇ છે તે ઘડીકમાં ધુળભેળી મળી જવાની.

આમ નાગવાળે તો આલણદેને ચોખ્ખો જવાબ દઈ દીધો પણ નાગમતીએ તેના હૃદયને દુઃખ ન થાય માટે "પ્રિયતમનું કાર્ય બન્ને સાથે મળી, આવને, કરીએ" એમ કરી તેને આવકાર આપ્યો. નાગમતી બોલી:—

**વાળા તણો વેઢ, આ પાણી માંહી પડી ગયો,**
**આલણદે ઓરી આવ, આજ ગળે બથું લઇ ગોતીએ.**

રે આલણદે, આ વાળાનો વેઢ પાણીમાં પડી ગયો છે, માટે બેન, તું અત્રે આવ, ને આપણે બન્ને સાથે, ગળે બાથ ભીડીને, તે શોધીએ.

અહાહા કેવો ઉમદા ભાવ! અદેખાઇ કરતી અહંકાર કરતી આલણદેને! તેના પણ વ્હાલાનું આ કામ છે, માટે બન્ને જણી બેન સમાન હળીમળીને તેનું કામ કરીએ એમ મીઠું મીઠું બોલી મનાવી લેવાનું કેવું મોટું મન! પણ આલણદે તો ઉલટી ચીડાવા લાગી ને નાગમતીને સખ્ત વચન કહી વઢવા લાગી. આથી નાગવાળે કહ્યું:—

**આલણદે અનાણુ, વણુ પુછી વેઢયુ મ કર,**
**માંડલીયુ મ તાણુ, નાગમતી નાની છે.**

રે અજ્ઞાન ને જડ આલણદે, તું વિના કારણ વઢવાડ કરી આ નાગમતી સાથે કલહ કર નહીં. તારી તીખી આંખ તેના તરફ તાણ નહીં, કારણ કે આ બિચારી નાગમતી નાની છે.

પણ અદેખી આલણદેએ કશાપર ધ્યાન આપ્યું નહીં એટલે નાગે તેને સખત ઠપકો દીધો તેથી ધુવાં ફુવાં થતી ઘેર ગઇ. આ સર્વ હકીકત નાગમતીના પિતાને કાને પડી; વળી કચ્છમાં વરસ પણ વળ્યું તેથી કાન સૂવો ભેડો પોતાનો પડાવ ઉપાડી નેસ તજી પોતાના દેશ તરફ પ્રયાણ કરવા લાગ્યો.

હવે નાગમતી તથા તેનો પિતા રસ્તે પડયાં ત્યાં નાગવાળો વળી સામો મળ્યો. કાનસુવા ભેડાને નાગે રામ રામ કર્યાં ને પછી નાગમતી પાસે થઇને પસાર થયો. નાગ બિચારો તેની સાથે બોલતાં–તેને રામ રામ કરતાં–ક્ષોભ પામ્યો. આ જોઈ નાગમતી બોલી:–

આવ્યાં હલે દેશ, કોઈ ગંજો ગમ્યો નૈં,
નાગડા તારે નેસ, મનડે માળો ઘાલીયો.

અરે નાગવાળા, અમે સર્વે લાંબે દેશથી ચાલ્યાં આવ્યાં તેમાં મને કોઈ ગામ પર જરાય ભાવ થયો નહીં. પણ તારી ભૂમિના આ નેસમાં–ખરેખર મારૂં મન, પક્ષી જેમ માળો કરી વિશ્રામ મેળવી ઠરીઠામ બેસે તેમ, ઠરી ઠામ બેઠું.

ખરેખર શહેર કરતાં આ નેસડું તારે લીધે મને અતિ વ્હાલું થયું. વળી તું શું મને નાની છોકરી જાણી–થોડી બુદ્ધિની જાણી–મારી સાથે બોલતો નથી? તો:–

નાગડા નાની મ જાણ, મોટાંથી પણ મત ઘણી,
જ્યારે પડશે કામ ત્યારે નોરા કરશો નાગડા.

રે નાગ, તું મને નાની ગણી કાઢય નહીં. મારામાં મોટાં માણસ કરતાં પણ વધારે અક્કલ છે. એ મારી બુદ્ધિનું જ્યારે તને કામ પડશે ત્યારે તું મને ઘણીય મનાવીશ હો.

આ હું કાંઈ છોકરૂં નથી. હૃદયના સર્વ ધર્મો જાણું છું. પણ હવે તો, હે વ્હાલા નાગ, હું જાઉં છું, ને:–

**જાતાના જુવાર રે વળતાંના વળામણાં,**
**વાળા બીજી વાર અમે અવારો તો આવશું.**

રે વ્હાલા, જ્યારે આપણે જુદાં પડતાં ત્યારે રામ રામ કહેવાને તું પાછો આવતો ત્યારે હું તારૂં વલામણું કરતી. એ વલામણું તો હવે બીજી વખત પ્રભુ ઇચ્છાએ મારાથી થશે ત્યારે કરીશ.

આમ બોલી નાગવાળાના હૃદયપર મીઠી નજરથી ઘા કરતી નાગમતી ચાલતી થઈ. નાગવાળો તે ઉજ્જડ નેસ પાસે આવ્યો ને તે જોઈ બોલ્યોઃ–

**પરદેશી ચાલ્યાં પરદેશ, આ પોઠીડા પલાણેય કર્યે,**
**નાગમતીને નેસ, આજ ઓડેલ ખણવાં રે.**

અરેરે, પોઠીયાપર માલ બાલ લાદી તે પરદેશી કાફલો તો ચાલ્યો ગયો. રે નાગમતી આજ તારા નેસમાં તો ઓડેલ વસ્તુઓ ઉપાડી લેવાની રહી.

આમ નિશ્વાસ નાખી બિચારો પ્રેમી ઉભો રહ્યો. હમેશની જેમ વળી નેસમાં કશોય ઉજમ-રવાઈ વલોણાનો ધ્રમકાર-પણ સંભળાયો નહીં ને બોલ્યોઃ–

**નૈ નેસમાં વલોણું, રે નૈ પરભાતી રાગ,**
**નાગમતીના નેસમાં, આ કળેળે કાળા કાગ.**

અરે આ નેસમાં કોઈ વલોણું ફરતું નથી, પ્રભાતીયાં પણ કોઈ ગાતું નથી. રે વાલી નાગમતી, આ તારા નેસમાં માત્ર કાળા કાગડા કકળી રહ્યા છે. અને વળી જુઓનેઃ–

**આ નદી કિનારે નેસ, માળિગા માંગ્યા રહ્યા,**
**વેરણ ગઈ વદેશ, ચાળો લગાડી ચિત્તને.**

અરે જુઓ જુઓ, આ નદીને કાંઠે નેસ છે તેનાં ભીંતડાં બિતડાં, માંગ્ય બાંગ્ય, એમ ને એમ રહ્યાં છે. અરેરે તે વેરણ નાગમતી મારા હૃદયને થનગનાવી વિદેશ ચાલી ગઈ.

આમ અનેક ઉંડા નિશ્વાસ ત્યાં ઉભા ઉભા મૂકી નાગવાળો ઘેર આવ્યો. ઘેર જરાય ગોઠયું નહીં. નાગમતી પોતાને આંગણે આવી હતી ત્યારે તેના દિલની ઉમેદ પોતે પૂરી કરી શક્યો નહીં તેને માટે પશ્ચાતાપ કરવા લાગ્યો. પોતાનું ગામ, પોતાનું રંગભુવન તેને કડવાં લાગવા માંડ્યાં; અને થોડા રોજ ગયા નહીં ત્યાં હૃદયની ઉલટ તથા વ્યાધિ વધવાથી ઘોડો પલાણી નાગમતીને શોધી કાઢવા ઉપડ્યો. નાગમતી તો પોતાના પિતા સાથે પોતાને ગામ આવી હતી; નાગ પણ ખબર અંતર ઠેકઠેકાણે પૂછતો, તેના વાવડ મેળવતો, કાનસૂવે આવ્યો. પોતાના ઘોડાને એક વડલા પાસેની વાવના અવેડામાંથી પાણી પાવા નાગ ત્યાં ગયો, ને કંઈ મનગમતું જોઈ ચમક્યો ને બોલ્યોઃ-

**વડલા હેઠે વાવ્ય હાલે ને હીલોળા કરે,**
**નાગમતી નાની નાર, ભેંડાની પાણી ભરે.**

આ વડ નીચે વાવ છે ને તેના પાણીમાં મોજાં ઉઠે છે; કાં જે ભેડાની પુત્રી નાની નાજુક સુંદરી નાગમતી

પાણી ભરી રહી છે ને આનંદ ઉડાવતી ચાલી જાય છે.

હવે નાગમતી નેસ તજી પોતાના પિતા સાથે કાનસૂવે આવી ખરી પણ નાગનાં દર્શન વિના તેને જંપ વળતો નહોતો. તે બિચારીને એટલું તો થઈ ગયું હતું કે નાગ કોઈ દિવસ પણ દર્શન દેશે. તેથી ઘરમાં કામ કાજ હોય તે કરી એક દેવળ ઉપર ચડી જતી ને છેક સાંજ પડતાં વટેમાર્ગુ આવતાં બંધ થતાં ત્યારે નીચે આવતી. તે બોલતીઃ—

દી ઉગ્યે દેવળ ચડું ને જોઉં વાળાની વાટ,
કાળજમાં ડાગાં કરે ને નાડે નાડે નાગ.

રે વાળા, હું આ દિવસ ઉગે છે ત્યાં દેવળ ઉપર ચડી જાઉં છું ને તારી વાટ જોયા કરૂં છું. મારા હૃદયમાં તનમનાટ ઉઠે છે ને મારી પ્રત્યેક નાડીના ધબકારમાં “નાગ નાગ” થઈ રહ્યું છે.

આમ નાગવાળાની ઘેલી નાગમતી વડલા પાસે વાવે પાણી ગઈ ત્યાં ઘોડે સવાર થયેલ વાળાને જોયો. જોયો કે તુર્તજ તેને ઓળખી કાઢ્યો. સૈયરો સાથે હતી તેથી જરા પછવાડે રહી વાળાને સમસ્યામાં સમજાવી દીધું કે ‘રાત્રે આજ ઠેકાણે શંકરનાં મંદીરમાં, વાળા, હું તને મળીશ.’ ઘેર આવી, રાત્રિ થઈ, ને સર્વ સુઈ ગયાં ત્યારે વાળાને મળવા નાગમતી ઉપડી. અત્રે નાગે મંદિરમાં નાગમતીના નામનો જપ આદર્યો. રાત્રિ પડી. મોડી રાત્રિ ગઈ પણ પ્રિય દેવી આવી નહીં. રખે તેને કંઈ આવરણ આવ્યું

હોય કે રસ્તામાં સર્પદંશ થવાથી તે મૃત્યુ પામી હોય એમ સંકલ્પવિકલ્પ નાગ કરવા લાગ્યો પણ નાગમતી આવી નહીં. અન્તે તે વાટ જોઈ થાક્યો ને શંકર પાસે જઈ કેડે ખોસેલ કટાર બહાર કાઢી પેટમાં મારી ઓઢીને સૂતો. અંદરથી દેરાનાં બારણા બંધ કરી દીધાં હતાં. ત્યાં નાગમતી આવી. જુએ છે તો બારણાં બંધ; "ઉઘાડો ઉઘાડો" કરી ઘણુંય ખખડાવ્યું પણ કોણ ઉઘાડે? છેવટે વાળાની વાટ જોતી થાકી ને બોલી:—

**વાળા જોતાં વાટ આ નખતર પતિ નમી ગયો,**
**કરમે રહ્યો કચવાટ નર નિરખું નૈં નાગડો.**

રે વાળા, તારી વાટ જોતાં જોતાં આ ચન્દ્રમા તો આથમી ગયો. અરેરે મારા નસીબમાં તો ઝુરવું જ રહ્યું; કેમકે હું નાગ નરને જોતી નથી. વળી કહ્યું:—

**દરશાનીયાં દે નાગ, હું મોહન વગાડું મોરલી,**
**પણ કરમે કાળો ડાગ, કે નર ન નિરખું નાગડો.**

હે નાગ, તું દર્શન દે. હું આ મનહરમોરલી તું સર્પ-રૂપી નાગને બહાર આવી દર્શન દેવા લલચાવવા વગાડું છું. પણ અરેરે મારા નસીબમાં માત્ર મને કાળો ડાગ જ બેસવો લખેલ કે હું વાળા નાગને જોતી નથી.

વળી બોલી:—

**નીકળને નાગ, કાં શાફડમાં રૂંધાઇ રે,**
**લાગશે મોરલીયુના માર, નાણુ તુટે નાગની.**

રે નાગ, તું રાફડામાં શા માટે છુપાઇ રહે છે? ભુંડા, બહાર આવ ને, નહીં તો તને હું–વાદણ મારા હૃદયની મોરલીનો એવો તો માર લગાવીશ કે તારી નાડે નાડ તુટી જશે.

જો, જો, વાળા,

**કાંધે કંડીયો લૈ હું વગાડું છત્રીશ રાગ,**
**નીકળ બારો નાગ, આ વેશ જોવા વાદણુનો.**

રે નાગ, હું મારી કાંધપર કંડીયો લઇ વાદણ બની મારી મોરલીમાં છત્રીશ રાગ બજાવું છું. આ હું તારી વાદણ બની, તેનો વેશ જોવા તો તું બહાર આવ ભલા.

વળી જો, જો, મેં તો,

**મનની બનાવી મોરલી તનના કીધા ટેર,**
**જોવા જનમની જોગણી નીકળ બારોય નાગ.**

રે નાગ, હું જન્મથી જ તારી જોગણ છું. મેં તારૂં નામ ભજવા મારા હૃદયની મોરલી બનાવી છે ને આ શરીરનાં તે મોરલીનાં ટેર બનાવ્યાં છે. આ તારી વાદણને જોવા ભુંડા બહાર આવ્યને.

આમ ઘણોય હૃદયનો ઉભરો, દે'રા બહાર ઉભાં ઉભાં બારણું ઉઘડાવવા, નાગમતીએ બહાર કાઢયો; પણ કશો ઉત્તર અંદરથી કોઇએ દીધો નહીં. વળી જાણે નાગ અંદર સંતાઇ, પહેલાંની જેમ કોઇ કારણથી વળી પાછો પોતાને મુંગો મુંગો તજી જવા માગતો હશે એમ કલ્પી બોલી:–

**નહીં છોડું નાગ હવે કંડીએ ઘર કર્યા પછી,**
**લઈ ભગવો ભેખ હવે વાદણુ થઇ વેંઢારશું.**

રે નાગ, આ મારા હૃદયરૂપી કંડીયામાં તને સ્થાન આપ્યા પછી હવે તને કદી પણ હું જતો કરનાર નથી. હું તો ભગવાં લુગડાં પ્હેરી તારી પાછળ વાદણ બની તને ચારે કોર લઇને ફરીશ.

અહાહા! સ્ત્રીઓ એકવાર હૃદય આપે છે પછી કશાની દરકાર રાખતી જ નથી. કેટલી હદ સુધી સ્વાર્પણ કરવા તૈયાર થઇ જાય છે! મૂઢ પુરૂષ તે ક્યારે તેનું હૃદય બરાબર ઓળખતાં શીખશે? નાગમતીએ ઘણાય કાલાવાલા કર્યા, પણ બારણાં અંદરથી ઉઘડયાં જ નહીં. પછી મેણાં, મીઠાં મેણાં દઇ અંદરના નાગને પાનો ચડાવવા બોલી:—

**નાગણ્યનો ઇ નાગ, ખીખવીયેય ખસે નૈં,**
**પણ જળનો જળ સાપ, ડેડાં ઉપર ડાંખરો.**

રે, જો શુદ્ધ ખરેખરી નાગણીનો જાયો નાગ હોય તો તો તેને ગમે તેટલો દુઃખવીએ પણ પાછું પાસું કરે નહીં. તે કદી પણ પીઠ બતાવે નહીં. પણ જળનો જે જળ સાપ છે તે મારા જેવાં ગરીબ ડેડકાં ઉપર પોતાનું જોર બતાવે છે.

વળી મેં તો તને ઉત્તમ નાગ જોઈ મારૂં હૃદય આપ્યું ત્યાં તું તો,

**સેલી નીકળ્યો સાપ, પાણીમાં પાસું દઈ,**
**નીકળ્યો જળનો જળ સાપ, નોળીનાં વાઢયાં વાળે નાગડે.**

રે, પાણીમાં સેલા દેતો નાગ બહાર તો આવ્યો પણ તે શુદ્ધ નાગણુ જાયો ન નીવડતાં જળ સાપ નીકળ્યો અને તે તો ડુબકી મારી ભાગેડુ થઈ બેઠો; કાંજે–

**નવ કુળનો નૈં નાગ વાળો મારી વિનતીએ વળ્યો નૈં,**
**બોરીંગ ભાગ્યો જાય નોળીનાં વાઢયાં વાળે નાગડે.**

રે, તું નાગ શુદ્ધ લોહીનો ન જ ઠર્યો; જબરો નવકુળનો નાગણી જાયો નાગ હોય તે ટેકી હોય ને મારી વિનતિથી વળી નીકળે. પણ આ તો કોઈ બોરીંગ ભાગી નીકળે તેમ તું પણ ભાગેડુ થઈ બેઠો.

આમ મેણાં ટોણાં દેવળ બહાર નાગને પાનો ચડાવવા ને બારણું ઉઘડાવવા, ઘણાં દીધાં પણ કાંઈ વળ્યું નહીં. છેવટે થાકીને દેવળપર ચડી. ત્યાં તુટી ગયેલ ગોખલાને જરા મોટો કરી અંદર ઉતરી જુએ છે તો લોહીમાં તરબોળ વાળો સોડ ઢાંસી મહાદેવ પાસે સૂતો છે. આ જોઈ નાગમતી બોલી:–

**સુતોય સોડ તાણી કાંઈ પાંડરીએય પછેડીએ,**
**બોલાવ્યો બોલ ના દે, નીભર થ્યો વાળો નાગ.**

અરે, આ નાગવાળો તો મજાની સફેદ પછેડી ઓઢીને સોડ ઢાંસીને સૂતો છે ને મેં ઘણોય બોલાવ્યો પણ ઉત્તર આપતો જ નથી. એ શું ડઠર–કોઈ જડ જેવો થઈ ગયો છે!

આમ બોલી પછેડી તાણી હલાવી જોયું, પણ વાળો ઉઠી ઉભો થયો નહીં. ત્યાં મહાદેવની આસપાસ લોહીની

નદી વહેતી જોઈ. પછેડી તાણી લીધી ત્યાં પેટમાં કટાર ખોસેલ વાળાનું શબ પડ્યું દીઠું. પછી તેના માથાને ખોળામાં લઈ કલ્પાંત કરવા લાગી.

મરવાની મોકાણુ રે સવારે સૌ રોશે,
કોણુ રોવે સારી રાત રે નાગડા નાધુ વીણુ.

રે નાગ, આજ સવારે તો બધાંય કાંણુ માડીને તારૂં રોણું રોશે પણ આ તારી વ્હાલી નાગમતી વિના બીજું કોણ આખી રાત્રી રૂવે ?

હવે જીવવું મને ઘટારત નથી; કારણુ કે તારાં પિત્રાઇઓ-

નાગડા તારી નાર પિતરીયાં પાણી ભરાવે,
જોયું કિસે જાય નાગડા નાધુ વિણુ;

રે નાગ હું તારી સ્ત્રી છું તે જીવું તો, તારાં સગાં વ્હાલા તારી પછવાડે ઘડા ભરાવશે, એ, તારી વાલી પ્રિયા, હું થી કેમ જોયું જીરવાય ? માટે હે વ્હાલા નાગ તું-

નાગ નીસરણી નાંખ્ય, અમે કયે આરે ઉતરીએ ?
આમાંથી ઉગાર તો વરીએ વાળા નાગને.

રે નાગવાળા, તું ઉપરથી નીસરણી નાંખી મને ઉપર તેડી લે. હું તે આમાં કેમ કરી, કયે પાર, ઉતરી શકું ? જો તું મને આ જગત્માંથી બચાવી લે તો હું ત્યાં (સ્વર્ગમાં) તને જરૂર જરૂર વરૂં જ. કારણુ કે વ્હાલા વાળા,

તમે પાણી અમે પાળય, આડે પોર અટકીએ,
તે દુની ટાઢાળય, વરવું વાળા નાગને.

રે વાળા, તું પાણી (પ્રેમ સાગર) છો ને હું તારી કાંઠાની પાળ્ય છું. તું મારા હૃદય સાથે અહો રાત્ર પ્રેમનાં મોજાં અફાળ્યે જતો, તે દિવસથી મારા હૃદયને તારા નામની શાન્તિ ઢળી ગઈ હતી, અને હવે વરવું તો વાળા નાગને જ વરવું.

આમ વ્હાલા નાગ પ્રેમીનું માથું ખોળામાં લઈ કલ્પાંત કરે છે; પણ શબ કંઈ ઉત્તર દેતું નથી. દિવસ ઉગી ગયો ને કાન સુવાનાં માણસો દેવળે આવી એકઠાં થયાં. સર્વે આ જોઈ બહુ જ દિલગીર થયાં, ને નાગમતીને સમજાવવા લાગ્યાં કે 'બેન! શબને છોડી દો તો અગ્નિ સંસ્કાર કરીએ.' આ સાંભળી નાગમતીએ તે સર્વને કહ્યું:—

અગર ચંદણનાં રૂખડાં ચોટે ખડકાવો ચે'
નાગો હું કારણ મૂઓ, ઇચે'માં બળશું બે.

રે પિતા, રે લોકો, અગરચન્દનનાં લાકડાં મંગાવીને બજાર વચ્ચે ચિત્તા ખડકાવો. હવે મારે કોઇની તમા નથી, લજ્જા નથી. આ નાગવાળો મારે માટે મૃત્યુ પામ્યો. અમે બન્ને એક જ ચિતામાં સાથે બળી ભસ્મ થશું.

તે હવે આમ બોલી કલ્પાંત કરી વ્હાલા શબને ચુંબન કરતી મરવા તૈયાર થાય છે ત્યાં શિવલીંગ ફાટે છે, ને મહાદેવ પ્રકટ થાય છે. હૃદયની ખરી કસોટી તો દેવ જ કરી શકે. મહાદેવજીએ તથા પાર્વતીએ દયા કરીને વાળા નાગને સજીવન કર્યો, પછી સર્વ સમક્ષ સ્વહસ્તે નાગવાળા તથા નાગમતીનો હસ્તમેલાપ કરાવી આશીર્વાદ આપી પ્રભુ અંતર્ધાન થયા.

૯૯

# કાનુડો અને દેસળ



કાનુડો તથા દેસળ બંને જાતના કોળી હતા. નાનપણમાંથી જ બંને વચ્ચે ગાઢ મૈત્રી જામી હતી. પ્રથમ તો બંને એક જ ગામમાં વસતા હતા ને હંમેશાં મળતા, પણ પાછળથી ઘરસ્થિતિને લઇને બંને જુદા જુદા ગામડામાં રહેવા લાગ્યા. એક દિવસ કાનુડો કંઇ કામ પ્રસંગે કોઇ બીજે ગામ જવા ઉપડયો, ને રસ્તામાં દેસળ જે ગામમાં રહેતો હતો ત્યાં સાંજ પડી ગઇ. મિત્ર ઘેર હશે ને મળશું, સાથે વાળુ કરશું વગેરે ધારી કાનુડો દેસળને ઘેર આવ્યો.

સ્ત્રીઓ હંમેશાં પતિના મિત્ર ઉપર અતિ ભાવ રાખે છે. ઉમદા કુળવાન સ્ત્રી પતિની ગેરહાજરીમાં કોઇ પણ મેમાન ઘેર આવી ચડે તો ઘરમાં ગમે તેવી દુબળાઇ હોય છતાં તેને સંતોષી ઘરની લાજ વધારે છે. તો પછી તે સ્ત્રી પોતાના પતિનો જ મિત્ર જ્યારે ઘેર મેમાન થાય ત્યારે તેની આગતાસ્વાગતા કરવામાં શી કચાશ રાખે? મિત્ર દેસળ પરગામ ગયો હતો તેની ઉણપ દેસળની વહુએ જણાવા દીધી નહીં.

સવાર પડીને કાનુડો રજા લઇ પંથે પળ્યો ત્યાં રસ્તામાં જ સામે દેસળ મળ્યો. બંને મિત્ર મળ્યા, ને દેસળે કાનુડાને છાશુ બાશુ પીને પછી જવા પાછા વળવા બહુ જ

આગ્રહ કર્યો. "હું નો'તોને તારી ભાભીએ તારી બરાબર બરદાસ નહી કરી હોય.," વગેરે મીઠાં વિવેક ભર્યાં વેણથી તેને કાંડે ઝાલી પાછો વાળવા લાગ્યો. "તારી બરદાસ નહીં રખાઇ હોય." એ શબ્દ જ્યાં કાનુડાને કાને પડ્યા ત્યાં તો તે બોલી ઉઠયોઃ—

**દીઠાં મેં દેસળ તણાં, ઘર ઠાવકાં ઘરે,**
**બીજાં બાથ ભરે, આ પરદેશે પુંજા ઉત.**

હે પુંજાના દીકરા ! મેં તો દેસળને ઘેર જ એક ઠાવકું ને ભલું માણસ (સ્ત્રી) જોયું છે. આ દુનિયામાં તો બીજા પોતાના ઘરને છોડી પરદેશમાં બાથ ભરે છે. પરદેશમાં તે ભટકી રઝળી જીંદગી પૂરી કરે છે. તેમને ઘેર સ્ત્રીનું સુખ નથી.

પોતાના જ મિત્રને મોંએ પોતાની જ વ્હાલી સ્ત્રીની આમ સારપ સાંભળી તેના ગુણ ગવાતા સાંભળી દેસળ પ્રેમી પોતાના ભાગ્યને કેવું ઉંચું માનતો હશે ? તેને પછી કઈ બાદશાહીની ઇચ્છા રહે !

## નાગરી તથા નાગાજણ



મીને પ્રેમ પાત્ર વિના શાન્તિ નથી. વ્હાલી તેની દષ્ટિમાં રમતી હોય તો પ્રેમીને સુખનો પાર જ નહીં, નહીં તો દુઃખના દરીઆ ઉછળ્યા સમજવા.

માશુક નાગરી પોતાના વ્હાલાની નજરે ઘણાય વખતથી પડતી નથી. નાગાજણ નાગરીનાં દર્શન કરવા અતિ તલપે છે, પણ ક્યાંય તે વ્હાલું મુખ તેની નજરે પડતું નથી. તેનાં માતાપિતાએ તેને બહાર નીકળવા મના કરી છે. પ્રેમી નાગાજણ વ્હાલી વિના ટળવળ્યા કરે છે, તે તો હ્રદયજ્વાળા, નાગરીના વિયોગથી ઉઠતી જ્વાળા, બિચારો એકલો એકલો કાઢે છેઃ-

**એકલડાં અમે મેડીમાં મણાય નૈં,**
**કેદીકના તમે નજરે નાવો નાગરી.**

રે વ્હાલી નાગરી, આ મેડીમાં મારાથી એકલાં આનંદ થતો નથી, અને હે નાગરી, તમે તો ઘણાય સમયથી મારી નજરે પણ પડતાં નથી.

ખેર પોતાની મેડી ગમે તેવી શણગારેલ છે, તેની અંદર ચિત્રચિત્રામણ ગમે તેવાં મોહક છે, પણ હ્રદયરંજિકા દેવી નાગરી વિના તે સર્વ, તેને સ્મશાન જ, આ વખતે થઈ બેઠાં છે. ભલે ને મિષ્ટ પકવાન્નોની ભરેલી થાળી પ્રેમીને જમવા આપો, ભલે ને દુધના કટોરા, સાકર એલચીથી

સુવાસિત રસભર્યા તેની સન્મુખ ખડા થાય, પણ તે સર્વે તો આ પ્રેમીને કડવું ઝેર લાગે છે, હૃદયમાં આગ ઉઠાડે છે અને તેથી તે બોલે છેઃ-

ગળ્યું ગોઠે નૈં, દુધામાં લાગ્યો દા,
તું વગરનાં નાગરી મારે કાળજ વાગ્યો ઘા.

રે વ્હાલી નાગરી ! તારા વિના મને મીઠાં પકવાન્નો ભાવતાં નથી, અરે આ ખુશબોદાર મીઠા દુધમાં અગ્નિ સળગી ઉઠ્યો છે. વ્હાલી તારા વિના આ હૈયામાં મોટો ઘા પડ્યો છે.

ભોજનમાં ભળવા માટે સાથે વ્હાલી નથી તેથી પ્રેમાને ભોજન ઝેર થઈ ગયું, ને નિદ્રા લેવાની શય્યા પણ વ્હાલી નાગરી વિના, શૂળાભરી લાગી તે બોલ્યોઃ-

સેજુમાં ચોરી થઈ, ખાવો કડવો ઝેર,
તું વગરનાં નાગરી મારે ઉજડ થયું બધું શેર.

મારી આ શય્યામાં ચોરી થઈ, ને વ્હાલી નાગરી ચોરાઈ ગઈ, અરે મને ભોજન ઝેર જેવું થયું. અરેરે નાગરી, તારા વિના મને આ મનુષ્યભર્યું શહેર ઉજ્જડ વેરાન થયું દેખાય છે.

પ્રિય વાચક, શય્યાની ચોરી પ્રેમીના હૈયામાં કેટલો હચમચાટ ઉપજાવી રહે છે? તે તેવી સ્થિતિનું ભાન જેને થાય તેનાથી જ સમજાય. પ્રેમીને પોતાની પ્રિયા વિના આ અખિલ મોહક આલમ ઉજ્જડ થઈ પડે છે, તેનાથી જ સર્વ જગત્ જીવનમય લાગે છે, તેનાથી જ સર્વ સૃષ્ટિમાંથી

કંઈક પ્રભુત્વ ઉડતું દેખાય છે. તે બિચારો ખરે જ કહે છે કે કોઈરીતે પોતે હૈયાને હાથ રાખી શકે તેમ નથીઃ—

**હૈયું હોય જો હાથ, તો વિગતે વિગતે વારીએ,**
**પણ ચાલે પિયારે સાથ, નત્ય નત્ય ઉઠી નાગરી.**

રે નાગરી, જો આ હૃદય મારા કબ્જામાં હોય તો તો તેને હું સમજાવીને ઠેકાણે લાવું; પણ આતો અહર્નિશ ઘડીએ ને પ્હોરે, તારી જ પાછળ ચાલી નીકળે છે, તેને શું કરૂં ?

પ્રેમી નાગાજણની સ્થિતિ ન સમજનાર તો આ તરફ હાસ્ય કરશે; પણ પ્રેમીની કિંમત તો પ્રેમી જ કરી શકે, અને તે તો કહી દેશે કે પ્રિયા ખોઈ બેઠો છે એવા પ્રેમીને સમજાવવા, તેનાં હૃદયને વાળવા ન્યાયશાસ્ત્ર, ધર્મ, સિદ્ધાન્ત સર્વ વૃથા છે. પ્રેમીને તે, હૃદયદેવી વિના મૃત્યુ જ ખરું થાય છે. નાગાજણ બિચારો ખરૂં જ કહે છેઃ-

**ઘટડો ઘડી તાલ, જીવડો જમે નૈં**
**વાયેલ ચો દિશના વા, નેણમાં અમારી નાગરી.**

રે નાગરી, હવે આ જીવ ઘડી બે ઘડીનો જ મેમાન છે. તેને ક્યાંય જંપ નથી. અરેરે મારી આંખોમાં ચારે દિશાના તોફાની વા વાઈ રહ્યા છે.

આખર સ્થિતિનો આથી વધારે ભેદક ઉદ્દગાર શો હોય! પ્રેમીનો વલખાં મારતો જીવ હવે ઘડી બે ઘડીનો જ મેમાન છે. આંખમાં કંઈ ઠેકાણું નથી, સન્નિપાતનાં સર્વ લક્ષણ થઈ ચૂક્યાં છે, ને નાગરી, નાગરી, કરતો છેવટે કાળને વશ થાય છે.

## રાખાયત અને સોન કંસારી

શં ખોદ્ધાર બેટના રાજા જામ દુદણશીને કંઇ છોકરૂં નહોતું. કોઇ જોશીએ કહ્યું કે તારે એક દીકરી થશે; અને તે જ પ્રમાણે એક દીકરી થઇ પણ ખરી. તે જ જોશીએ દીકરીના જન્મ વખતના ગ્રહ જોઇ કહ્યું કે આ દીકરી જો ત્રણ દિવસ રાજ્યમાં રહેશે તો આખું રાજ્ય ખેદાન મેદાન થશે. પ્રજાપાલક રાજાએ તેથી તે બાલકીને એક પેટીમાં ઘાલીને મહાસાગરમાં તણાતી મૂકી. પેટી તણાતી તણાતી મીયાંબંદર આવી. મીયાંબંદરમાં પ્રભાત ચાવડો રાજ કરતો હતો. પેટી દરિયા કાંઠેથી એક કંસારાને હાથ આવી. કંસારો વાંઝીયો હતો. પેટી ઉઘાડીને જુએ છે તો તેમાં તરતનું જન્મેલ બાળક જોયું, તેને ઘેર લાવ્યો; અને તે તથા તેની સ્ત્રી તેને પોતાના જ બાળક માફક ઉછેરવા લાગ્યાં. તેનું નામ તેઓએ સોન પાડયું. સોન હવે કંસારાની છોકરી લેખે ગણાવા લાગી. ઊમરમાં વધતાં સોન ઘણી જ ખુબસુરત થવા લાગી. તેનું સૌંદર્ય દિવસે દિવસે પૂર બહારથી ખીલતું ચાલ્યું. રાજા પ્રભાત ચાવડે તે અલૌકિક સૌંદર્યવતી કન્યા વેરે વરવા ઇચ્છા કરી અને કંસારા પાસે માગું મોકલ્યું. કંસારે તેને સાફ ના કહી ત્યાંથી સોનને લઈ નાઠો ને ઘુમલીમાં આવી રહ્યો. આ વખતે ઘુમલીમાં ભાણ જેઠવો રાજ કરતો હતો. આ

ભાણુ થાન કંડોરણાના રાજા મિયાત બાબરીયાની બેન વેરે પરણ્યો હતો. આ મિયાત બાબરીયાને રાખાયત નામે એક અતિ સુંદર ધીર વીર પુત્ર હતો. એક દિવસ રાખાયત પોતાની ફૂઇને મળવા ધુમલી આવ્યો છે. સોને ઘણાય વખતથી રાખાયતનાં પરાક્રમનાં વખાણુ સાંભળ્યાં હતાં અને તે વીરને પરણુવા ઇચ્છતી હતી. સોનનું દિલ રાખાયતનું વેચાણુ થઈ ગયું હતું.

એક વખત રાખાયતે સોનને ધુમલીમાં પાણી શેરડે જોઈ. જોતાં વેત વીર રાખાયત સોનનો દાસ થઈ ગયો. વરૂં તો સોનનેજ વરૂં એમ બાબરીયો હૈયામાં સજ્જડ માંડી બેઠો. ભત્રીજાના દિલની ઇચ્છા ચાલાક ફૂઈ જાણી ગઈ. તેણે કંસારાને તેડાવી રાખાયત વેરે સોનનું વેશવાળ કર્યું. બંને પ્રેમી આ ફૂઈનાં દાસાનુદાસ થઈ ગયાં. હવે તો માત્ર શુભ સમય આવે ને લગ્ન થાય એ જ બાકી રહ્યું. એ સમય પણુ આવ્યો. શુભ મુહૂર્ત જોઈ લગ્ન આરંભ્યાં. માંયરૂં થયું અને વર વહુ હસ્તમેળાપ કરતાં બેઠાં. પણુ અરે અહીં આ રજપૂત વીરની કસોટી ઉભી થઈ. હથેવાળો થયો ને વરમાળ બંનેની ડોકમાં નાખી ત્યાં તો ખબર આવ્યા કે ધુમલીનાં ઢોર કાળીયો ભીલ ઘોળી જાય છે. ઢોર ઘોળી જાય છે, એ વેણુ શુદ્ધ રજપૂતના કાનને માટે અસહ્ય છે. ગૌબ્રાહ્મણુનું રક્ષણુ કરવું એ તેને મન ખુદ સ્વર્ગ જીતવા બરાબર છે. વીર રાખાયત

વરમાળ દૂર કરી, નાગી તલવાર હાથમાં લઈ, દુશ્મનની પાછળ પડવા ઉતાવળો ઉઠયો; પણ જ્યાં ઘોડાપર રાંગ મારવા જાય છે ત્યાં સ્નેહઘેલી સોને તેના ઘોડાની લગામ પકડી. રજપૂતાણીને નછાજતું આ કર્મ જોઈ રાખાયત વીર બોલ્યો:—

> **જો વોરી હત જાત તો વાઘેય વળગત નૈં:**
> **અરે અવડી શી અભાગ્ય કે કશ્મે લાગ્યાં કંસારાં.**

અરેરે, જો મેં શુદ્ધ રજપૂતની જાત જોઈ મારૂં લગ્ન તેની સાથે કર્યું હોત તો આમ મારા ઘોડાની લગામ કદી તે પકડત નહીં. ખરે, હું કમનસીબ, કે મારે આ કંસારાં સાથે પાનાં પડ્યાં.

ધર્મપાલક રાખાયત સ્નેહને લીધે આમ થાય છે તે ભૂલી ગયો. વીરની નસેનસમાં ધર્મ તથા રજપૂતત્વ વસતું હતું. શુદ્ધ રજપૂત સ્ત્રી જો તેને પોતાની ભાર્યા તરીકે મળી હોત તો તે આ વખતે પોતાને ઉલટો ધન્યવાદ આપત. આમ ગણી તે પોતાના ભાગ્યનો વાંક કાઢવા લાગ્યો. વીરકુળની સ્ત્રી વીરત્વની કીમત સમજે; બીજાં બધાં વૃથા છે એમ ધારી જરા ઝંખવાણો પડી ગયો. પણ સોન તો ખરે વીર નારી જ હતી. તે આમ જોઈ બોલી:—

> **આવ્યાંય ઓવાળે, અમને રત્નાગરેય રોક્યાં નૈં,**
> **પણ ઘેનાણું હોડે, રાખાયત તો કાશ્ણુ રહ્યાં.**

રે રાખાયત, હું તો આ દરિયાના લોઢમાં ચડી ઘસડાતી ઘસડાતી કાંઠે આવી ચડી છું. મને તો મહાસાગરેય પોતાના ઉદરમાં રાખી નહીં. અરેરે લોઢમાં લેવાતી હું, હે વ્હાલા, ખરેખર તારે માટે જ જીવી.

આલણદેની દીકરી, છે સોનલ મારૂં નામ,
અમેય જાતનાં જામ પણ કરમેં લખ્યાં કંસારાં.

હું આલણેદની દીકરી છું, મારૂં નામ સોન છે. વળી હું જામના કુળની છું; પણ મારા કર્મને યોગે હું કંસારાને ત્યાં રહી છું.

હે રાખાયત, હું કંઈ બીજી જાતની નથી. તારા જેવું જ રજપૂત લોહી મારામાં પણ છે, પણ અરે આ હૈયાનો કોઈ ભાવ મારી પાસે આમ કહાવે છે. તારાથી છુટવા દેતો નથી. આમ રાખાયતને નવોઢા સોને કહ્યું પણ રાખાયતે કંઈ માન્યું જ નહીં; તે તો ચાલવા માંડ્યો. રણ-ક્ષેત્રપર જતા વીરને પછી સતી આશીર્વાદ દેવા લાગી:—

ઘણી ઝાલું વાઘ પણ ગૂઢો નર ગણકારે નૈં
રાખાયત તને રખ્યાય મ્યાવતના મા'દેવની;

હું ઘણીય આ ઘોડાની લગામ પકડું છું. પણ આ ઉંડો માણસ મને મુદ્દલ લેખવતો નથી. હવે તો, હે રાખાયત, તને રણમાં ખમા હોજો, અને મ્યાવત કુળના મહાદેવ તારૂં રક્ષણ કરજો.

મહા શૂરવીર હૃદયવલ્લભને મેળવી પોતે ભાગ્યશાળી

થઈ તેથી ઉછાળા મારતું હૈયું, આનન્દમાં વિલસે છે, ત્યાં આમ અણધાર્યો વીર યુદ્ધ કરવા જવા તૈયાર થાય છે; તેથી સોનના હૃદયને શું શું થતું હશે? પણ સર્વ ઉછળતાં મોજાંને દાબી રાખી રજપૂત નારીને યોગ્ય આશીર્વાદ ઉચ્ચારતી સતી શાન્તપણે, અશ્વે ચડી જતા હૃદયવલ્લભને પછવાડે મીટ માંડીને જોઈ રહે છે. રાખાયત ગયો. શેલાવડપાસે યુદ્ધ થયું, ગાયોને પાછી વાળી. દુશ્મન નાઠો, ગાયો વાળી, મર્દાની દાખવી, એકજ હૈયાપાસેથી સાબાશી મેળવવાની અનહદ આકાંક્ષા ભર્યો પ્રેમી પાછો વળ્યો; પણ ત્યાં તો ઓચિન્તા ત્રણ ચાર દુશ્મનના માણસો તેના પર તુટી પડ્યા. તેઓ તો મરાયા પણ રાખાયતને સખત વેતરી નાંખી ભોંપર પટકતા ગયા. આ સર્વ માઠા સમાચાર ગોવાળીયાઓએ આંસુભર્યે મોંએ ગામમાં આવી કહ્યા. વીજળીનો ઝટકો માથા પર પડ્યો હોય તેમ સોન એકાએક ચોંકી ગઈ. તેને જમવા માટે તેનાં સગાં કહે છે ત્યાં ગોવાળીયાનાં વિલાપ કરતાં મુખ જોઈ અને તેમનાં દુઃખી વચન સાંભળી તે બોલીઃ

રંડાપો દીધો રાખાયત બાંધ્યે મીંઢાળે બાબરીયા,
કેમ જમું કંસાર મારે રણુ શોધવું રાખાયતનું.

અરેરે રાખાયત તેં મને આજ આમ રંડાપો દીધો. મારો મીંઢાળ મારે હાથે જ બાંધ્યો રહ્યો. હવે તે હું કંસાર બંસાર કેમ કરીને જમી શકું? મારે તો રાખાયત વીરને શોધવો છે.

ગોવાળીયાનાં વિલાપ કરતાં મુખનાં વચન સાંભળી સતી સોન એકાએક ઉઠી, ને યુદ્ધક્ષેત્રપર રાખાયતને શોધવા સજ્જ થઈ. કોઇએ તેને કંસાર જમી જવા કહ્યું ત્યારે જ પોતાની જે સ્થિતિ થઈ હતી અને પોતાના હૃદયમાં જે જે ભાવ ઉછળી રહ્યા હતા-હવે તો માત્ર પ્રેમી બાલાને માટે રંડાપો જ છે, મીંઢોળ હાથે બાંધ્યો જ રહ્યો, હવે કંસાર આ મુખમાં હોય જ નહી, મારે તો મારા વાલમ રાખાયતને રણમાં મળવું છે-એ લવતી લવતી તે તો ચાલવા માંડી. ગામ બહાર નીકળી ત્યાં તો તેણે ભાણુ જેઠવાનાં માણસો શોકાતુર મોઢે નાસી આવતાં જોયાં, અને બોલી:-

> આ વારૂ વયુ જાય, ભુંડે મોંએ ભાણુની,
> કોઈ સારા દ્યો ને સમાચાર, મારે રણ ગોતવું રાખાયતનું.

આ ભાણુના યોદ્ધાઓ વીલું મોઢું કરી નાસી આવે છે. અરે મને કોઈ મારા રાખાયતના સારા સમાચાર આપો; કારણ કે મારે આ રણક્ષેત્ર ગોતવું રહ્યું છે.

કોઈ બોલતું નથી. હવે શું કરવું? એવામાં કાગડો ઉડતો આવે છે, તેને જોઈ સતી સોન બોલી:

> કળેળી ઉઠયો કાગ રે ગોઝીરો ગજબ થયો,
> નોધારાનો આધાર મારો રાખાયત રણમાં રહ્યો.

આ એકાએક કાગડો કકળાટ કરતો ઉડે છે. અરે આ ગજબની બૂમ સંભળાય છે, અરેરે અશરણનું શરણ મારો વ્હાલો રાખાયત રણમાં મરાયો.

કાળા ગમગીન રણક્ષેત્ર પર વીર નાયક પડ્યો હોય, ને તેની જ માશુકને કાને કાગડાના કળકળાટ તથા ઘવાઈ પડેલ યોદ્ધાના કરૂણુ સ્વર, તેમાંય વળી પોતાના જ હૃદય-વલ્લભના કપાઈ જવાના ભેદક ખબર પડે એ, ખરેખર, પ્રેમ-મુગ્ધાને માટે અસહ્ય છે. જરૂર તે ભાનભૂલી થઈ જાય, તેમાં શી નવાઈ? અરે ત્યાં વળી તે જ વિરહવ્યાકુળી પ્રેમ-ઘેલી આંખે સમળા, ગીધ આદિ હિંસક પક્ષીને વ્હાલા ઉપર હલ્લો કરતાં જૂએ પછી હૃદયની સ્થિતિ શી થાય? પણ વીરનું ત્યાં પડ્યાં પડ્યાં પણ ગૌરવ અને વીરત્વ જોઈ તે બોલી:—

**કપડ માટુ ને લોહધણુ, ઇ નીવડીએ જ વખાણુ,**
**શખાયત ઘાએ સંધીઓ, તોય ન મેલે માણુ.**

કપડું, માણુસ, અને લોઢું એ તો ખરેખર જ્યારે કસોટી ઉપર મૂકાય ત્યારે જ તેની ખરી ખબર પડે છે. આ શખાયત ઘાથી વેતરાઈ ગયો છે છતાં પોતાની ખુમારી પોતાના હૈયાનો કાંટો-તજતો નથી; અરે જુઓ તો! આ પોતાના શરીર પાસે એક પણ પક્ષીને છબવા દેતો નથી. વીર ઘાથી વીંધાઈ ગયો છે, પોતાને ઉઠી ઉભાં થવાની જરા પણ શક્તિ નથી, છતાં જ્યાં સુધી પોતાનામાં જીવ છે, ત્યાં સુધી હિંસક પક્ષીઓને અડકવા દેતો નથી. એક મહાન યોદ્ધાના હૃદયબલનું આ કરૂણુ અને હૃદયભેદક ચિત્ર ખરેખર આપણુને ગળગળા કરી નાંખે છે, તો તે

યોદ્ધાની પ્રિયા જ્યારે તે જુએ ત્યારે તેના હૃદયપર શા શા પ્રવાહ ચાલતા હશે? આમ જોતી આગળ જાય છે ત્યાં:—

સમળા સરેરી જાય, પાંખડીયોય પસોરીને,
ગરજડીયુ કરે ધમસાણુ, રણુ માથે રાખાવતના.

આ સમળાઓ પહોળી પાંખ કરીને સરરર કરતી રાખાવતના શરીર પર ઉડે છે, આ ગીધ પક્ષીઓ હવે તો એના શબ પર ધમસાણ (અથડાઅથડીવાળો હલ્લો) મચાવી રહ્યાં છે. અન્તે ગીધ ફાવ્યાં. સમળા ફાવી. યોદ્ધાના શરીરમાં પ્રાણ હતા ત્યાં સુધી તો તેમને ન છબવા દીધાં. ઘડીતાલ જીવ રહ્યો ત્યાં દૂરથી આવતી પ્રિયાને નીહાળીને પ્રેમી જીવ ઉડી ગયો. સતી એકદમ આવી જુએ છે તો વીરનું શબ જ છે. તેણે વળી જોયું કે તેની નજીક અને અમુક અમુક રસ્તે ભમરાઓ ટોળે મળી ભોંપર ઉડી, બેસી રહ્યા છે. આ જોઈ બોલી:

ઝાટકતે ઝણે, કણુ ઉડે કેસરના,
ઈ ભોં ખાધી છ ભમરે, મ્યાવતના માટી જેમ.

અરેરે! અહાહા! આ વીર ચાલ્યો છે, ને કપડું ઝટકાયું છે, તેમાંથી કેસરના કણ ઉડી રહ્યા છે. તેથી જો જો આ ભમરાઓ આ ધૂળને ખાતા ખાતા ઉડે છે.

કેસરીયા વાઘાભર્યો વીર, વરમાળને તજી સમશેર કરમાં ધરી, યુદ્ધક્ષેત્રપર ધૂમ્યો, ને તેના વાઘામાંથી, કડે બાંધેલ પછેડીમાંથી, કેસરની ઝણો ઝટકાઈ પડી, ને ભમરાઓ

ભોંને ચાખવા લાગ્યા. આ કરૂણાજનક ચિત્ર કયા કવિને પોતાની કલમ નીચે મૂકાવી વિચારમાં નહીં બોળી દે? સોન બિચારી આ સર્વ જોઈ હૈયું હાથ રાખી શકી નહીં, કલ્પાંત તેના હૃદયમાંથી ઉછળવા લાગ્યું. તે વિલાપ કરવા લાગી:—

> શાખાયત રોળ ન હોય, બાબરીયો બીજો નૈં,
> પાંજર પડ્યું પરોળ, શાખાયત શેલાવડ રહ્યો.

અરેરે આ રાખાયત કદી પણ જો જીવતો હોય તો આમ રોળાય નહીં. મને જોતાં તે આમ બીજો બની જાય નહીં. અરેરે! આ તેનું શબ આમ રખડતું પડયું છે. મારો રાખાયત શેલાવડ પાસે મરાયો. વળી બોલી:—

> લુવારી ત્યાં નીપજે, સુતારી ત્યાં શેશય,
> ઈ તિતલીયુ તનમાંય, બ્યાવતની માણ્યાની રહી.

અરેરે, મારા વ્હાલા બ્યાવતકુળના વીર સાથે મન ગમતી મજા કરવાની તીવ્ર ઇચ્છા મારા હૈયામાં રહી રહી શારડીની જેમ શારી રહી છે, જે શારડી લુવારને ત્યાં ઘડાઇને બને છે ને સુતારને ત્યાં શારવાનું કામ કરે છે. વળી બોલી:—

> બથ્થુ બાબરીયા, રે લાખેણા લીધી નૈં,
> હેલ હૈયામાં ઈ, બ્યાવતને માણ્યાની રહી.

રે બાબરીયા, રે લાખેણા, રે સર્વગુણભર્યા, તારા અંગને મેં મારા બાહુમાં ભીડ્યું નહીં! અરેરે, એ ઇચ્છા, તારી

સાથે માણવાની મનકામના એમને એમ જ ભરી રહી. તેને પૂર્ણ થવા વારો આવ્યો જ નહીં.

**હૈયામાં હતી હામ, જાણે હાલરડાં હીંચોળશું;**
**નૈં સુવાવડનો સોહાગ, બાબરીયા બાળકુંવારી.**

રે વ્હાલા રાખાયત, મારા હૈયામાં એવી હામ હતી કે હું પુત્રવાળી થઈ, ઘેર પારણું બાંધીને તેને હીંચકાવીશ. પણ અરેરે મારે સુવાવડ ભોગવવાનો અવસરે આવ્યો નહીં. હું તો બાળકુંવારી જ રહી.

સ્ત્રીઓને પોતાના હૃદયનાથના સંયોગથી પુત્ર પ્રાપ્ત કરી તે જ વ્હાલાની પ્રતિમાને સદાય રમાડવાની અનહદ વાંચ્છના હોય છે; અને એવા સમયને તેઓ પોતાનું અહોભાગ્ય માને છે; પણ જો તે હૃદયવલ્લભ પાસેથી તે તૃપ્તિ ન મળે, મનની મનમાં રહી જાય, તો પછી પોતાના જીવનને ખારૂં ઝેર જેવું તેઓ માને છે. સોનને પણ તેમ જ થયું. તે બિચારીની રાખાયત પાસેથી તૃપ્ત થવાની અનેક ઇચ્છા નષ્ટ થઈ; અને ઘરસંસારમાંથી મળતા શુભ ફ્લોની આશા તો તેને રહી જ નહીં, પોતે તો કોઈ છેક બચપણમાંથી કુંવારી હોય તેમ જ રહી. વધુવરના યોગથી ઉત્પન્ન થતાં અનેક સુખોની તેને હવે જરાય આશા રહી નહીં. નિરાશાથી ભેદાયલી તે પોતાના વ્હાલાના શબને ખોળામાં લઈ બોલી:—

**અડધાનું અફીણ, પાવું'તું તું અમારા પંડને;**
**તો સુખે રેત શરીર, આ રખડત નૈં રાંક જેમ.**

રે રાખાયત, તારે આમ નહોતું કરવું. તારા ગયા પહેલાં તારે મને અડધા રૂપિયાનું અફીણ લાવીને પાવું હતું; જેથી આ મારૂં શરીર સુખેથી પડ્યું રહેત, ને આમ રાંકાટની જેમ રખડત નહીં.

વળી રાખાયતના શબને ઠપકો દેતી બોલી કે, હે રાખાયત! હું આમ તને ઠપકો આપું છું તેનું કારણ એ જ છે કે:—

**દુઃખે એને દાઝ, દુઃખ્યા વિણ દાઝે નૈં,**
**કવણ કીયાને કાજ, મરવા આવે મીયાઉત.**

રાખાયત, જેને હૈયે દુઃખે તે જ આમ પ્રજળે. અરે, જેને દુઃખ નથી તેના હૃદયને બળતરા હોય જ નહીં. કહે, વ્હાલા, દાઝ વગરની કઈ સ્ત્રી કોને માટે મરવા આવે? માટે, હે મારા વ્હાલા રાખાયત, હું તો હવે મરવાની જ. વળી કોઈ ઉભરો આવતાં બોલી:—

**ધરસકતે ઢોલે, પડ પોંખાણો નૈં,**
**એની હામ હૈયામાં, રહી ગઈ રાખાયતની.**

રે રાખાયત, ઢોલ વાગી રહ્યા હોય, ને આપણે પરણીને ઘેર જઈએ, ત્યાં આપણને પોંખે, અરેરે, એ તો અવસર ન જ આવ્યો; અરેરે એ મારા મનની મનમાં જ રહી. આમ કલ્પાંત કરે છે ત્યાં ભાણ જેઠવો ત્યાં આવ્યો. પોતા સાથે પરણી પોતાની પટરાણી થવા તેને કહ્યું. સતીએ પોતાની વિકરાળ આંખ તેના સામી કાઢી. તેનો પિતા

કંસારો તથા અન્ય વીરમર્દો ભાણુ જેઠવાની આ પાપી મુરાદને વખોડવા લાગ્યા. ભાણે અંગબળથી સતીને હાથ કરવા પ્રયત્ન કર્યો. યુદ્ધ થયું. કંસારો તથા અન્ય યોદ્ધા મરાયા. સતી સોન સર્વ દેખતાં જ અગ્નિ પ્રકટાવી વ્હાલા રાખાયતનું શબ ખોળામાં લઈ બળી મૂઈ. કામાન્ધ જેઠવો મોં વિકાસી ઉભો થઈ રહ્યો. મહાન્ યોદ્ધાથી પણ કદી સતીઓના હૃદયદુર્ગ જીતાયા છે શું?



# પીઠો હાટી અને વેજલ.

મર્દને તો મર્દજ પિછાણે છે. તેની કિંમત તેજ કરી શકે. હાટીના માળીયાનો પીઠો હાટી પોતાની બહાદુરી માટે ચારે દિશામાં પોતાનું નામ પ્રખ્યાત કરી રહ્યો હતો. મોટાં મોટાં શહેર લૂટવાં ને મૂછે તા' દેતાં ચાલ્યાં આવવું; પણ કોઈ પીઠાનું નામ લઈ શકતું નહીં. પીઠો જેમ બહાદુરીમાં જગજાહેર હતો તેમ જ ભંડારીયાનો ભોજો કામળીયો પણ મર્દાઇમાં તેનાથી જાય તેવો નહોતો. તેની પણ હેરત પમાડે એવી બહાદુરી લોકમાં ગવાઈ રહી હતી. હાટી જેવો સ્વરૂપવાન, ગૌર વર્ણનો હતો તેવોજ કામળીયો કાળો શીશમ જેવો તથા ખડબચડો વિકાળ હતો. બહાદુરીમાં તો બંને એક બીજાથી જાય તેવા નહોતા; પણ રૂપમાં, ગુણમાં તો બંને એક બીજાથી તદ્દન જૂદા પડતા. હાટી, સૌન્દર્યનો પૂજારી હતો. ભોજો સ્રીને ઘરનું એક વાસણ ગણતો. પણ ભોજાના મનમાં એટલો તો પોરસ કે પોતાની સ્રીનું કોઈ નામ લે તો તેનું માથું જ વાઢે. બંને વીરની પ્રશંસા ઘેર ઘેર થવા લાગી. પીઠાના મનમાં કે આવા વીર કામળીયાને કોઇવાર જોવો, ને કામળીયા ભોજાના મનમાં કે પીઠાને કોઇવાર મળવું. આમ એક બીજા એક બીજાના ગુણાનુરાગી બન્યા. વગરદર્શને મિત્ર બન્યા. વીરત્વ તે મૈત્રીને દૃઢ બનાવી રહ્યું હતું.

એક વખત ભોજો કોઈ ઠેકાણે લૂંટ કરવા ગયો હતો ને એક બે દિવસ થઈ ગયા, પણ ઘેર આવ્યો નહોતો. તેવામાં ભંડારીયા પાસે થઇને પીઠો હાટી કાંઈ મારણ કરીને નીસર્યો. તેણે સાંભળ્યું કે આ ભોજાનું ગામ છે એટલે તેને રામ રામ કરી પછી ચડી જવાનો પીઠે વિચાર કર્યો. તે ભંડારીએ આવ્યો. અનુચરને મોકલી ભોજાને ખબર કહાવ્યા કે પીઠો બહાર ઝાંપે છે ને મળવા આવે છે. ભોજો ઘેર નહોતો પણ તેની સ્ત્રી વેજલે તે અનુચરના મુખથી સાંભળ્યું કે પીઠો આવ્યો છે. ભોજાના નોકરે ઘરમાં બાઇને પૂછ્યા વગર જવાબ આપ્યો કે કામળીયો ઘેર નથી અને તેના જવાબમાં પીઠાનો અનુચર હજુ તો જવાબ દે છે કે 'કામળીયો આવે ત્યારે પીઠા હાટીના રામ રામ તેને કહેજો' ત્યાં તો વેજલે કહાવી મોકલ્યું કેઃ—

ઇ હાટી હાલ્યો જાય, કાં પાદરથી અમારા પીઠીયો?
પીઠો તો અમારા પ્રાણ, રે સગો નાડ્યુ સાસની.

અરે, એ હાટી અમારા ગામને પાદરથી શાને માટે ચાલ્યો જાય છે? એ પીઠો તો અમારા પ્રાણ સમાન છે; તે તો અમારા પ્રાણુની નાડી છે; જીવનનું જીવન છે.

પોતાના પતિનો તે મિત્ર છે, વીર છે, આમ અચણુચ ચાલ્યો જાય તે ઠીક નથી થતું ગણી વેજલે એકદમ પોતાના નોકરને હાટીને રોકવા દોડાવ્યો.

હાટી આવ્યો. મર્દ ભોજાની ગેરહાજરીમાં પણ એક

રાતવાસો રહી પછી સવારમાં ચડી જવામાં તેણે સારૂં માન્યું. ઘરધણીની ગેરહાજરીમાં પોતે તેને ઘેર રાતવાસો રહેવું એ ખોટું એવો ખ્યાલ પણ ખરા મર્દને થતો નથી. વેજલે તેના ઉતારાની ઉત્તમ સગવડ કરી. હાટી પોતાના મિત્રને આવું સારૂં સ્ત્રીરત્ન મળ્યું છે જાણી બહુ જ પ્રસન્ન થયો. વેજલ પણ હાટીનાં રૂપ, ગુણ, પ્રસન્ન મુખ, મર્દાઈ જોઈ તુંહિ તુંહિ થઈ ગઈ. પોતાના પતિને જોઇએ તેવો જ મર્દ વીર મિત્ર મળ્યો છે જોઈ તે આનંદથી ઉભરાવા લાગી. તેના હૃદયમાં 'વ્હાય પીઠો વ્હાય' થઈ રહ્યું. એક તો પીઠો ને વળી પોતાના પતિનો પ્રિય મિત્ર, પછી વેજલ તેના ગુણની અનુરાગી બને તેમાં શી નવાઈ? ઘણીએ વાર વેજલે પોતાના જ પતિના મુખથી હાટીની મર્દાઇનાં વખાણ સાંભળ્યાં હતાં. તે એવા વીરનું દર્શન કરવા ઉત્સુક હતી ત્યાં આમ સહેજ તે બની આવ્યું. સ્ત્રીઓ હરહમેશાં પતિના મિત્રને બહુ જ ભાવથી ચાહે છે. તેમાં, તેથી પતિ વધારે પ્રસન્ન રહેશે, એ, અને મિત્ર પોતાના મિત્રનું સારૂં ભાગ્ય જોઈ પ્રસન્ન થશે, આદિ ઉંડા છૂપા ભાવો હોય છે. વેજલે ભોજાની ગેરહાજરીમાં પોતાથી બની તેટલી હાટીની મેમાનગતી કરી. મિત્રનું મહાભાગ્ય ગાતો પીઠો વેજલ ભાભીની રજા લઈ સવારમાં ગયો, ને ભોજો આવે ત્યારે તેને રામ રામ કહેવાનું કહી, એક વખત માળીએ આવવાનું આમંત્રણ પણ દેતો ગયો. પીઠો ગયો, તે દિવસે

ભોજો સારૂં મારણ કરી આવ્યો. વેજલ પ્રસન્ન થઈ. હાટી આવી ગયાના, ને એક રાતવાસો રોકાઈ ગયાના સમાચાર તેને આપ્યા. ભોજો પોતે ગેરહાજર હતો એ બદલ દિલગીર થયો પણ વેજલે તેને ઓછું નહીં આવવા દીધું હોય માની સંતુષ્ટ થયો.

પણ જુઓ. સ્ત્રી કોઈ અન્ય પુરૂષનાં વખાણ કરે તે અણસમજુ વીર પુરૂષને માટે અસહ્ય છે. વગર કેળવાયલા વીર હૃદયને તો તે છૂપા છૂપા વજ્રપાત સમાન થાય છે. ભલેને પોતાનો વ્હાલો મિત્ર હોય, છો ને તે શુદ્ધમાં શુદ્ધ હોય, છતાં સ્ત્રી તેને સારો કહી તેના ગુણ ગાય તો તુરત અણસમજુ પતિના હૃદયમાં છૂપો અગ્નિનો ડામ લાગે છે. ભોજો પણ આવા પોરસેલ વીરમાંનો અજડ નર હતો. રાત્રે ભોજે વેજલને ઉંઘમાં સ્વપ્નમાં "વ્હાય પીઠા, વ્હાય પીઠા" એમ બોલતાં સાંભળી, ને આશંકાનો અગ્નિ તેના હૃદયમાં સળગ્યો. "અરે મારી સ્ત્રી પીઠાને વખાણે! તે તો તેનાપર મોહી પડી છે. હવે મારે તે કામની નથી" એમ અનેક તર્કવિતર્ક ભોજો કરવા લાગ્યો, નિદ્રા તેનાં નયનમાંથી ચાલી ગઈ, ને અગ્નિ જળવા લાગ્યો. ભોજે વેજલને ત્યાં ને ત્યાં પૂરી કરવા તલવાર લીધી હોત; પણ વેજલનું સૌંદર્ય, તેનું વ્હાલ, આ બધું મારકણા ભોજાને તેમ કરતાં અટકાવી રહ્યું. સવાર થઈ. વેજલ જાગી. પતિની આંખમાં કંઈ વિચિત્રતા જોવા

લાગી. પતિના બોલમાં કંઈ ઢંગધડો જુએ નહીં. પતિનું મુખ સદાય પોતાને જુએ કે પ્રસન્ન પ્રસન્ન થઈ રહેતું. તે આજ મંદ મંદ, કાળુંમશ જોયું. તેની નજર વેજલની પછવાડે જ ભમ્યા કરતી તે ખીલાની જેમ જડાઈ જતી તેણે જોઈ. વેજલ કંઈ સમજી શકી નહીં. પોતે શુદ્ધ હતી એટલે પોતાના સંબંધમાં કંઇ હશે એવી તેને શંકા થઈ નહીં. ત્યારે હશે શું? છેવટે વેજલે ભોજાને પૂછ્યું; 'કામળીયા શું થયું છે?' ઘડીભર એક નજરે ટગર ટગર જોઈ રહી ભોજે જવાબ દીધો: 'વેજલ કંઈ નહીં, પણ તું હવે મારે કામની નથી. તું પીઠાને ત્યાં જા.' આ વચન શુદ્ધ સતીને વજ્રપાત સમાન લાગ્યું. આ તે કામળીઓ શું બોલે છે? એમ તેને વિમાસણ થવા લાગ્યું. છેવટે તેણે કહ્યું; કામળીયા કારણ? પણ ત્યાં તો ભોજે કહ્યું: 'કારણ બારણનું કંઈ કામ નથી. તું મારે હવે ખપની નથી.' 'અરે કામળીયા મારી બાબતમાં શંકા ન લાવો; આમ સાહસ ન કરો; પછી પસ્તાશો' એમ કરુણ વચનથી વેજલે કામળીયાને ઘણોય વીનવ્યો; પણ હઠીનો હઠ ગયો નહીં. તે એક મટીને બીજો થયો જ નહીં. છેવટે વેજલ એક દાસી લઈને ચાલી નીકળી. પોતાના બાપને ઘેર ન જતાં તેણે જો પીઠો માને તો તેના જ ઘરમાં બેસવાનો દૃઢ સંકલ્પ કર્યો. ભોજે તેને પીઠાને ઘેર જવા એક વેલડું પણ આપ્યું હતું. સાથે હેલ પણ લઈ લીધી; ને થોડા વખતમાં હાટીના માળીયાને પાદર આવી.

વેજલે હવે વેલડાને માળીયાને પાદર રાખ્યું, ને હેલ ભરી મોટો ઘુંઘટ કાઢી દાસીને આગળ કરી તે હંસગતિથી માળીયામાં દાખલ થઈ. જે જે કોઈ તેને સામું મળતું તે આવી અસાધારણ સૌંદર્યની મૂર્તિને જોઈ રહેતું. વેજલનું ચન્દ્રમુખ તો સાળુમાં ઢંકાયલ હતું, પણ જેમ આછી આછી વાદળીની ચાદરમાં શરદપુનમનો ચન્દ્ર ઢંકાય તેવું; અંદરથી તેજસ્વી ગુરૂને શુક્ર સમાન નેત્રના ચમકારા ચાલતા હતા. વેજલ ધીમે ધીમે ચાલતી હતી પણ સ્વાભાવિક રીતે તેની કોમળ પાની લાલ રંગ ધારણ કરી રહી હતી. આ સર્વ જોનારને સાનંદાશ્ચર્યમાં ગરકાવ કરે તેવું હતું. ચાલતી ચાલતી હીંચ લેતી વેજલ હવે ચોરા પાસે આવી. હકડે ઠઠ ભરાયલો દાયરો આ અલૌકિક સૌંદર્યવતી કામિની માથે હેલ લઈ ચાલી આવે છે તે કોણ હશે!-એમ વિસ્મય પામી રહ્યો. ત્યાં તો વેજલ ચોરા પાસે આવી ઉભી. સર્વ કોઈ તેને જોઈ રહ્યા. દાસી પડખે ઉભી રહી. પીઠો ઉઠી ઉભો થયો. સર્વ કોઈ તેની સાથે ઉઠયાં ત્યાં તો વેજલ બોલી:–

**ઉજળમાંથી આવતી, મેં વાટે નથી કરી વેલ;**
**હાટી તું ઉતારને હેલ નૈં તો પગમાંથી નીકળી જા પીઠીયા.**

અરે મર્દ પીઠા હાટી, હું મારી મરજીથી–હોંશેથી–આવી છું. મેં કાંઈ મારગમાંથી વેલડું ભાડે કરી લીધું નથી. હે હાટી, તું મારે માથેથી આ હેલ ઉતાર; અને જો તેમ

કરવા તારી હિંમત ન ચાલે તો મારા પગ નીચેથી નીસરી જા.

એક સ્ત્રીનાં "પગ નીચેથી નીસરી જા" એ વચન તો પોરસેલ મર્દને અસહ્ય છે. ગમે તે થાય, માથું જાય, તો ભલે પણ સ્ત્રીનાં આવાં વેણ વીર મર્દ છાનોમાનો સાંભળી ન રહે. પીઠો ઘડી બે ઘડી વિમાસી રહ્યો. અરે વેજલ, તું આમ ન બોલ, ભોજો મારો મિત્ર. તેની તું ઓરત, તેને આમ ઘરમાં બેસારાય નહીં. વેજલ આમ કાં? વગેરે વાકયોથી પીઠો વેજલને સમજાવવા લાગ્યો; પણ વિના કારણે અપમાન પામેલ વેજલે કશો જવાબ ન દેતાં કહ્યું. 'કાં તો આ હેલ ઉતાર, નહિ તો તું તારી સમશેર તજી દે. શું થયું? કેમ આવી? એ સર્વ હું તને પછી કહીશ.' પણ પીઠો કાંઈ માનતો નથી. તે તો વિચારમાં પડી ગયો. 'હવે કરવું શું? આ સ્ત્રી હઠ લઈને ઉભી છે. દાયરો સર્વ હાજર છે, ભોજાની ઘરવાળી છે, ને ભોજો મારો મિત્ર! હવે શું થાય? ત્યાં દાયરામાંથી કેટલાક બોલી ઉઠયા. ઉતારો હેલ, ને જોઈ લેશું કામળીયો શું કરે છે? 'અરે ભાઈ તમો સમજો નહીં. એ તો એરૂના રાફડામાં હાથ નાખવા બરાબર છે, હું ભોજાને જાણું છું. તે મારો મિત્ર છે. નહિ તો વળી માનું કે ભલે થાય તે ખરૂં.' આમ પીઠે જવાબ આપ્યો ત્યાં વેજલે કહ્યું: 'રે હાટી, તું મારી અવગણના કરે છે? તું મરદ થઈ

આમ બીએ છે? તારી મૂછ જે ફરકી રહી છે તેનું પાણી હવે ઉતરી જવા વારો આવ્યો.' આવાં તીખાં ઝેરભર્યાં વાક્બાણ વેજલે પીઠાને વીંધવા છોડયાં છતાંય પીઠે હજુ વેજલને કહ્યું; 'વેજલ, તું આમ ઘેલાં કાઢ માં; પાછી ભોજાને ઘેર જા; હું તારી સાથે આવી કામળીયાના મનનું સમાધાન કરૂં.' વેજલ કોઈ વાતે માની નહીં; તેણે તો ઉલટું દ્રઢતાથી કહ્યું:—

કર કરગઠીએ ઇ મડાં પોંચે મસાણ,
ઇ તું લે એંધાણ કોઇ પાછું આવ્યું પીઠીઆ.

રે પીઠા, જે મડદું મેલીપર ચડયું છે એને તો મસાણે જ પહોંચ્યે છુટકો. એ તે કાંઈ પાછું ઘેર આવે? કોઈ પાછું આવ્યું છે? ના નહીં જ.

ત્યારે તું આ દ્રષ્ટાંત ધ્યાનમાં લે ને પછી મને આમ સમજાવવાની મહેનત લે. હું તારા વીરત્વની કસોટી જોઉં છું. મને ભોજે તારા ઘરમાં બેસવા મોકલી છે. તો હવે તું કેમ ડરે છે? ખરેખર કામળીયાની તલવારનો તને ભય છે. તું આમ નામર્દ જેવું કેમ બકે છે?

સ્ત્રીનાં મુખથી છૂટતાં આવાં વજ્ર સમાન વચનો મર્દ પીઠાને બીજો કંઈ પણ વિચાર તજાવી વેજલને રક્ષણ આપવા પ્રેરવા માટે પૂરતાં હતાં. સર્વ દાયરા સમક્ષ પીઠે હેલ ઉતારવા પોતાના બન્ને કર લાંબા કર્યા. ત્યાં તેના હૃદયની વળી કસોટી કાઢવા વેજલ બોલી:—

કાંગરાળા કોટ પીઠા તેં કૈં પાલટ્યા,
આ ઘાઘરીયો ઘેર વેજીનો વસમો છે.

સાંભળ પીઠા, તેં તારા બાહુ બળથી કૈંક મહાન કિલ્લા તોડી નાંખ્યા, પણ આ ભોજાની વેજલના ઘાઘરાનો ઘેર બહુ જ વશમો છે. મને રાખવી સ્હેલી નથી.

મર્દ પીઠો કંઇ તેથી ડરે તેમ ન હતો પણ ભોજાનું નામ તેને બહુ જ આડું આવતું હતું. ભોજા કરતાંય કોઇ વધારે સમર્થની સ્ત્રી જો આવીને મને કહેતી હોય તો હું તેને ઘરમાં રાખું; પછી જોઇ લઉં. પણ આતો ભોજો મારો મિત્ર. આમ વીરત્વ તથા મિત્રધર્મ પીઠાને કંપાવવા લાગ્યાં. પીઠો વળી જરા વિમાસણમાં પડી ગયો. ત્યાં વેજલે કહ્યું:—

વગાડ્યું વાગે નૈં અવળો કરે અવાજ,
રૂવે તારૂં રવાજ આજ પાણા પર જે પીઠીયા.

રે પીઠા, તારા હૃદયનું વાજું હું ઘણીય કયારની વગાડવા મથું છું છતાં અવાજ જ કાઢતું નથી. તે તો કુંઠ થઈ ગયું છે ને ઉલટો બેસૂરો અવાજ બહાર કાઢે છે. અરે, આ હૃદયનું વાજું પત્થર આગળ જાણે રડતું હોય તેમ લાગે છે!

હવે તો હદ વળી ગઇ. થાય તે ખરૂં કરી પીઠે હેલ ઉતારી વેજલને પોતાને ઘેર મોકલી દીધી.

આમ પીઠે પોતાનો સત્કાર કર્યો, પોતાનું વેણ રાખ્યું

તેથી પીઠાનો ઉપકાર માનતી વેજલ તેને ઉમંગ ચડાવતી બોલી:—

વાઢે કર વેરી તણા જાતાં વળતાં જેમ,
એ કરમ તારાં કોઈ પાણ ફોડ રે પીઠીયા.

રે પીઠા, તારાં નસીબ એવાં સારાં છે કે તું જય જ પામે છે. તારા શત્રુનાં ઘરબારને તું આવતાં જતાં ખેદાનમેદાન કરે છે; તેના હાથ કાપી તલવાર તજાવે છે. અરે તારૂં નસીબ તો કઠણ પત્થરને પણ તોડી ચૂર્ણ કરે તેવું છે.

હવે, ભોજે વેજલને ઘરમાંથી કાઢી મુકતાં શું મૂકી, પણ તેના ગયા પછી તેને જરાય સોરવ્યું નહીં. તેણે વેજલ તથા પીઠાની કસોટી કાઢવાનો વિચાર કર્યો. હવે વેજલ વિના જીવતર મિથ્યા છે; ને તેને રાખનાર પીઠાને આ હાથ બતાવ્યા વિના જીવવું મિથ્યા છે. એમ ભોજો માનવા લાગ્યો. એક વખત ભોજો તલવાર લઈ ઘોડો તૈયાર કરી માળીએ જવા ઉપડ્યો. કોઇને પણ પોતાની સહાયમાં લીધા વિના એકલા જવાનો સંકલ્પ તેણે કર્યો હતો. આમ ભોજાને જતો જોઈ તેના ભાણેજે તેની સાથે જવાની માગણી કરી. ભોજે ઘણુંય તેને સમજાવ્યો કે 'ભાણેજ, હું કાંઈ પાણીયારી બાણીયારી લૂટવા કે વાણીયાની બજાર લૂટવા નથી જતો. આ તો પીઠાને માળીએ જાઉં છું; મર્દની સામી બાથ છે. ત્યાં તારૂં કામ નથી.' ભાણેજે છતાં માન્યું નહીં ત્યારે તેને સાથે લીધો. ભોજો માળીએ

આવ્યો. મામો ભાણેજ અતિતને વેશે એક શિવાલયમાં અડંગા નાંખી પડ્યા. અત્રે પીઠો હમેશાં સંધ્યા વખતે દર્શને આવતો. ઘણીએ વાર ભાણેજને થઈ જતું કે પીઠાને ટાળી દેવો. પણ મર્દ ભોજો તેને અટકાવતો કે હજુ વાર છે. આ મર્દની મર્દાઈ તથા વચન પાળવાની ટેક કેવી છે તે તો તું જોજે, તને દેખાડીશ તે. આમ કેટલાક દિવસ ચાલ્યું. એક વખત પીઠો રાત્રે જરા મોડો દર્શને આવ્યો; કારણ કે તેને ઘેર જાન આવી હતી. જાનૈયાને માટે ઉતારા વગેરેની તૈયારી કરી જમવા ઉઠવાનું કહી પીઠો મહાદેવને દર્શને આવ્યો. તેને ટેક હતી કે દર્શન પછી વાળુ કરવું. પીઠો આવ્યો. લાગ બહુ જ સારો છે એમ ભાણેજે જોયું. પીઠો માથેથી મોળીયું ઉતારી હાથમાં લઈ શંકરની સ્તુતિ કરવા લાગ્યો. આ તો અતિ ઉત્તમ લાગ છે કહી ભાણેજ મામા પાસે પોતાની મર્દાઈ બતાવવા ઉંચો નીચો થવા લાગ્યો. ભોજે તેને હાથ તાણી બેસાડ્યો. ત્યાં પીઠો સ્તવન પુરું કરી માથે મોળીયું મૂકી તે બાવાઓ પાસે આવ્યો. પીઠો ઘુસપુસ પરથી જાણી ગયો કે આ ભોજો છે. ભોજા, રામ રામ, કહી પીઠે ભોજાને નમસ્કાર કર્યા. ભાણેજ તલવાર ઉગામવા જાય છે ત્યાં તેની તલવાર હાથમાંથી ઝુંટી લઈ ભોજે પીઠાને આપીને કહ્યું. 'હાટી, વેજલ ગઢ રક્ષવો મુશ્કેલ છે. લડવા તૈયાર થા.' 'રે ભોજા, તું મને ઓળખે છે, તેમ હું તને ઓળખું છું.

હું તારો અપરાધી છું, માટે પહેલો તું ઘા કર ને પછી તારા ભાઇના હાથ જો.' આ વચન બોલતાં પીડાના હૃદયથી કંઈ ઉંડો નિઃશ્વાસ ધીમેથી બહાર આવ્યો. એ જોઈ વીર ભોજો બોલ્યો. 'મરદ હાટી, કાંઈ ઇચ્છા હોય તો હજુએ પૂરી કરી આવ. આ બાહુનો ઘા થયા પછી મનની બધી મનમાં રહી જશે. માટે હજુ જા.' ના, ભાઈ ના. મને આ જગતમાં કશાની ઇચ્છા નથી. મૃત્યુ તો મારે રમકડા સમાન છે. તું તે સારી પેઠે જાણે છે. માટે હવે ઘા કર, ને પછી આ તારા ભાઇનું બળ જોઈ તું રાજી થા.' આ સર્વ બોલવામાં પણ ભોજો કંઈ ઉંડું દુઃખ પીડાને થાય છે એમ જોવા લાગ્યો. 'પીડા, તને કંઇક છે. કહી દે. તું મને ઓળખે છે. માટે કહી દે.' ભોજાના દિલને બરાબર ઓળખનાર પીડે કહ્યું. 'ભાઈ, મારે બીજું કશું નથી. પણ ઘેર જાન છે. કન્યાદાન અપાઇ રહ્યા પછી આપણું યુદ્ધ થયું હોત તો ઠીક થાત. પણ કંઈ નહિ, તું ઘા કર. હું તારો ગુન્હેગાર છું.'

'આ ભોજો એવો નથી કે કોઇના મનની મનમાં રહી જવા દઈ તેનો વધ કરે. તું તારે જા. કન્યાદાન દઈ અત્રે યુદ્ધ માટે નીરાંતે આવજે.' એમ કહી ભોજે તલવાર મ્યાન કરી. પીઠો તેનો ઉપકાર માનતો સત્વર ઘેર આવ્યો. 'ભુંડું કર્યું મામા' કહી ભાણેજ ભોજાને ઠપકો દેવા લાગ્યો. 'હવે પીઠો માણસો લઈ આવશે; આપણા

ટુકડેટુકડા કરી નાંખશે' એમ કહ્યું. કારણ કે હમેશાં બીકણ ને બાયલા બડાઈ મારવામાં શૂરાપૂરા હોય છે, તેમને મર્દની કીંમત હોતી નથી. પણ ભોજો તો મર્દ હતો. તેણે ભાણેજને ધિક્કારતાં કહ્યું: 'તને બાયલાને પીઠા-હાટીની શી ખબર? એ મર્દ છે. વચન પ્રમાણે એ નક્કી આવશે. કોઇને આ વાત જણાવા પણ નહીં દે. આપણે બે છીએ પણ ભારે થઈ પડશે. ફક્ત વેજલ જ જાણશે કે ભોજો ભેટ્યો.'

પીઠો ગયો. જરા વાર થઈ તે બદલ મેમાનોની માફી માગી જાનને જમાડી. વરરાજા ઘેર આવ્યા. કન્યા-દાન દેવા વેજલ તથા પીઠો બેઠા. શાન્ત મને પીઠો સર્વ ક્રિયા કરવા લાગ્યો. પણ વેજલ વરતી ગઈ કે હાટીને કંઈ છે. સદાય મર્દની કુખ સેવનાર સ્ત્રીઓ પતિના હૃદયની આછી આછી જણાતી વૃત્તિને પણ ઓળખી જાય છે. વેજલ જાણી ગઈ ને ધીમેથી બોલી: 'કેમ હાટી, ભોજો ભેટ્યો' આ અન્ય કોઈ સાંભળી પણ શક્યું નહીં. કન્યા-દાન પૂર્ણ થતાં પીઠો ઉઠયો. વેજલ સામું જોઈ તલવાર લઈ તેની રજા લઈ ત્યાંથી ગયો. કોઇને ખબર ન પડી કે હાટી ક્યાં ગયો.

હાટી આવ્યો. બોલ્યો: 'ભોજા ભાઈ ઉઠ; તૈયાર થા. તારો હું ભવોભવનો ઋણી છું. તારો ગુન્હેગાર છું. તું ખરો મર્દ છે, દાતાર છો કે મને તેં આમ રજા આપી. મારા

ઘા કર. હું તો તારા સામે તલવાર તાણ્યા સિવાય હાથે મરવામાં મહા પુણ્ય માનું છું. પણ તું મને . તારા મિત્રને ધિક્કારે માટે જ આ તલવાર લાવ્યો છું. કર. ભોજો બોલ્યો: "કાં ભાણેજ, જોયું? એકલો છે વચને આવ્યો ના? હું કહેતો હતો તે ખરૂં ના? ની કીંમત તને ન આવે. હવે જો."–કહી ભોજો ઉભો તલવાર મ્યાનમાંથી બહાર કાઢી. પીઠે પણ તલવાર ી, પણ જુઓ. ભોજાના હૃદયમાં કંઈ અકથ્ય ભાવ રી ઉઠ્યો. ઉગામેલી તલવારનો પીઠા પર ઘા કરવાને લે તે પોતાના વહાલા મિત્રને હૈયે હૈયું દબાવી બાઝી ો. તેની આંખમાંથી આંસુની ધારા ચાલી. "અરે પીઠા, સ્ત્રી માટે હું આવા વીર રત્નનો નાશ કરૂં? મર્દ ને હણું? ના નહી જ. ભાઈ ભલે, વેજલ તારે ઘેર . મેં મારે પોતાને હાથે જ તેને તારે ત્યાં મોકલી છે. લ સુખી છે ના? આમ કહી કામળીઓ ગદ્ગદ્ થઈ . પીઠાની મર્દાઈએ તેનું હૃદય હલમલાવી દીધું. વેજ- વ્હાલે હૈયાને પીગળાવી દીધું. પીઠો પણ રડી પડ્યો. એકદમ ભોંયપર ઢળી ભોજાના પગમાં પડ્યો. ભોજે તેને ઝાલી ઉઠાડ્યો. પછી ભોજે પીઠાને ઘેર જવા કહ્યું 'જો કામળીયો સાથે આવે તો જ જવું નહીં તો આ ર ખાઈ અત્રે જ શંકર પાસે મરવાનો મારો દૃઢ ઠરાવ એમ પીઠે કહી દીધું. 'ભાઈ ભોજા, વેજલ રાંધે

ને આપણે જમીએ.' એ જ મારા મનની અભિલાષા છે. ભોજે પહેલાં તો આનાકાની કરી પણ અન્તે તે પીઠાની આજીજીને તાબે થયો. તેના હૃદયમાંથી ખોટી મર્દાઈ તો કયારની નષ્ટ થઈ ગઈ હતી. પ્રેમે તેનું સ્થાન લીધું હતું. હવે પીઠાનો હાથ ઝાલી તે ખુશ થતો તેને ઘેર આવ્યો.

વેજલે પોતાને જ હાથે રસોઈ તૈયાર કરી. બંને મિત્રો એક ભાણામાં જમવા બેઠા. ઘણા વખતથી વેજલના હાથની રસોઈ કામળીએ નહોતી ચાખી તેથી અત્યારે પ્રફુલ્લ હૈયે તે જમવા લાગ્યો. હવે ભોજાને ભાન થયું. વેજલનું પોતે અપમાન કર્યું તે ખાતર પોતે પસ્તાવા લાગ્યો. એ સાંભળી વેજલ હજુ કામળીયાને જરા ચટકો લગાડતી બોલી:

ઉતાર્યું અડુડના થડ એકજ થે,
નૈં મળે મેથડના વેગળુ રેશે વેજી ભાણે.

રે ભોજા, વડલાની વડવાઇઓ જૂદી જૂદી હોય છે છતાં પૃથ્વીના પડમાં મળી સર્વે એક જ થઈ જાય છે પણ ઉંટનું ટોળું સાથે હોય છતાં જુદું જુદું પડી ખેરૂ ખેરૂ થાય છે એમ આ વેજીનું કહેવું છે.

આમ સમાન કુમળાં હૃદય એક બીજાની કીમત કરી સાથે મળી છુટાં છુટાં હોય છતાં એક થઇ રહે છે; પણ અણસમજુ પ્રેમ વિનાનાં હૃદય તો સાથે હોય તે પણ જુદાં પડી જાય છે. આ વાક્ય વેજીના મુખથી નીકળતું

જોઈ કામળીઓ ઘડીક તો દુઃખી થયો. પોતાને ઉંટ સમાન વેજીએ ગણ્યો. તેની કીમત ન કરી જાણી તે દુઃખી થયો. પણ પીડો પૂરો પ્રેમી હતો. કામળીયાને તેણે સમજાવી પોતા સાથે જ રહેવા વીનવ્યો. પોતાની ભત્રીજી જે વેજલને પાણી ભરાવે તેવી રૂપગુણયૌવનમાં હતી તે કામળીયા મિત્રને દીધી. આમ પ્રેમી મર્દ મિત્રો સાથે રહી સુખી થયા.



## બાનરો.

પ્રેમની કીંમત લઈ હૃદય તો વેચાઈ ગયું. પછી વિવેક, લોકલજ્જા વચ્ચે આવી પ્રેમી પાત્રોને અથાગ મૂંઝવે છે. ઘડીકમાં પ્રેમી પ્રિયાને મળવા, તેનું ચન્દ્રમુખ નિહાળવા, પ્રિયાના ઉદાર ઉરને ઉર સાથે દાબવા ઉઠે છે, ચાલવા માંડે છે, ત્યાં વળી કંઈ વિવેકના વિચારો આવી તેને અટકાવે છે.

બાનરો ઉરવલ્લભા મૂળદેને મળવા ઘેરથી નીકળે છે. બંનેએ નક્કી કર્યું છે કે લગ્ન કરવાં જ; પણ વચ્ચેથી વાત બગડી જાય છે. બાનરો જતો અટકી જાય છે ને હૃદયનાથ બાનરાને ભેટવા તલસી રહેલ બાલા વિરહજ્વાળામાં સળગે છે. છેવટે પથારીવશ થાય છે. આ ખબર બાનરાને પડે છે, ને બાનરો એક ફકીરનો વેશ લઈ પોતાની પ્રિયાને મળવા જાય છે, પણ ફળીયામાંથી જ મળ્યા સિવાય પાછો વળી જાય છે. વિરહઘેલી ઇશ્કબિમારી સહતી બાલાને આ ખબર પડતાં બોલે છે:—

**ફળીયામાંથી ફકીર રે, ફેરી દઈ પાછો ફર્યો,**
**આયર અમથી આજ, બાનરો બીજો થયો.**

અરેરે, એ ફકીર મારા ફળીયા સુધી આવી આંટો ખાઈ પાછો વળી ગયો; ખરેખર એ આયર બાનરો હવે તો પલટી ગયો જ.

આમ આવેલ પ્રેમી કદિ પણ પાછો ગયો જાણ્યો નથી. પણ તેના મનમાં કંઈ અંદેશો ઉત્પન્ન થયો. કાં તો કોઈ અન્ય હૃદયે તેને પાછો ખેંચ્યો. ગમે તેમ પણ એ બદલાઈ તો ગયો જ.

આમ પ્રેમઘેલી બાલા તર્કવિતર્ક કરે છે. પછી કોઈ સૈયર સાથે કહાવી દીધું કે હે સગા,

**જેસે મળ્યા તમે બાન થઈ બેઠાં છીએ,**
**સગપણ કરને સાર, વેલી તું વરસાવને.**

રે વ્હાલા સગા, જ્યારથી તું મને મળ્યો છે ત્યારથી તો હું તારી ગુલામ બની ગઈ છું. રે પ્રેમી, તું હવે મારી તાકીદે સંભાળ લે ને, સ્નેહની ઝડી વરસાવ ને. વળી કહાવી મોકલ્યું:

**બસળાં હતાં ને બોલતો, સગા સંધીએ હતી સાન,**
**મધદરીએ મેલ્યાં એકલાં, હવે બાનરા કેનાં બાન?**

રે વ્હાલા, જ્યારે નાનાં બાળક હતાં, ને તું કાલાં કાલાં વેણ વદતો ત્યારે પણ તને સર્વ વાતનું ભાન હતું. અરે પ્રેમી બાનરા, આજ આ મધદરીઆમાં આ મારા જેવી કેદ પકડાયલને શા કારણથી છોડી દીધી.

**સળીયો મોટો મેરામણ બારે હળ બોટી થયું નૈં,**
**વા'લા તારાં વા'ણુ બારે બુડ્યાં બાનરા.**

રે પ્રેમી, આ મહાસાગર ઉછળી ઉઠ્યો છે અને તેમાં મારૂં વહાણ એક ઠેકાણે ઉભું રહી શકતું નથી. રે વ્હાલા આજ તો તારાં સર્વ વહાણ બુડી ગયાં છે.

આમ પોતાના હૃદયની અકથ સ્થિતિ બાનરા પ્રેમીને જણાવી કે: મહાસાગર રૂપી હૈયામાં અગણિત મોજાં ઉઠે છે ને તેમાં પોતાના જીવનું સુકાન હાથ રહેતું નથી, કારણ કે સુકાની પ્રેમી પાસે નથી. વળી કહાવી મોકલ્યું:

બંદુકડીથી બીનો, આમ લગી આવ્યો નૈં,
આવ્ય ને અલબેલા, બખતર પેરી બાનરા.

રે પ્રેમી, તું બંદુકથી બીનો કે રખેને મારાં સગાં કોઈ તને વીંધી નાંખે, તો રે ફાંકડા તું લોઢાનું બખતર પેરીને આવ; પણ આવ તો ખરો જ.

સૈયરે બાનરાને આ સર્વ સમાચાર કહ્યા પણ બાનરો પોતાની વ્હાલીને મળી શકયો જ નહીં. અત્યંત દુઃખને લીધે તે તો ઘર છોડી ચાલી ગયો, ને ગયો તે ગયો.

હવે પ્રેમઘેલી બાલાને કોઈ અન્ય સાથે પરણાવી દેવા તેનાં સગાંએ તદબીર કરી. આ સર્વ સમાચાર તેને કાને પડ્યા. તેણે હજુ બાનરાને કહાવી મોકલ્યું:

આંબેથી ઉઠી બાવળ બેસવું પડે,
કાંઇ કણ ખુટયો, બાનરા બીડ ખાવો પડે.

રે બાનરા, આજ મારે મજાનાં તુંરૂપી આંબાને તજી શળોભર્યા બાવળનો આશ્રય લેવો પડે છે. અરેરે, અનાજના દાણા ખુટી જવાથી મારે હવે ખડ ખાવું પડે છે. અમૃત વૃક્ષ બાનરાને તજી શળોભર્યા વીંધી દેતા અન્ય સાથે પોતાને જોડાવું પડે છે, રે અનાજને અભાવે ઘાસ

ખાવું પડે છે, વગેરે ઉપમા આપી બાનરાને ભલે મનાવી લેવા તે મથે; પણ બાનરો ક્યાં છે? સૈયરે આવી કહ્યું કે તારો પ્રેમી તો અચાનક ઘર તજી ચાલ્યો ગયો છે. આ તો પ્રેમવશ બાલાને વજ્રપાત સમાન હતું. પોતે પ્રેમીની પાછળ ઘર તજી નીકળી પડી. પોતે લવતી જાય છે:

**આ વખુટયું વા'ણુ મને સંધ આરો સુજે નૈં,**
**સમૂળાં જાય શરીર તોય બાનરો બીજો થાય નૈં.**

અરેરે, આ મધદરીએ વ્હાણ વીફર્યું. હવે મને કોઈ દિશા કે કિનારો, કશું માલમ પડતું નથી. મને તો ખાતરી છે કે મારો બાનરો મરે તો પણ મારાથી જુદો થાય જ નહીં. ફરી બેસે જ નહીં.

**ઉંચે જોઉં ત્યાં આભ, રે નીચે ધરતીના ધરા,**
**મધદરીએ વધ જાણુ બારે બુડ્યાં બાનરા.**

હું તો હવે ઉંચે જોઉં તો અગાધ આકાશ છે ને નીચે અગાધ પાણી છે. રે વ્હાલા બાનરા આ મધદરીઆમાં તારૂં પ્રેમનું વ્હાણ આજ બુડયું જ.

**વખુટી વિધવા ફરૂં મને સંધ સુઝે નૈં આરો,**
**મધ દરીએ વધ જાણુ બારે બુડ્યાં બાનરા.**

રે પ્રેમી, હું આજ તારાથી વિખુટી પડી શુદ્ધબુદ્ધ વગરની ભટકું છું. રે વ્હાલા, આજ મધદરીઆમાં મારે તો હવે બારે બૂડ્યાં. હું પાયમાલ થઈ.

આમ લવતી લવતી જંગલમાં એક નદી કિનારે આવી

ચડે છે. તેની નજરે એક પુરૂષના મડદા જેવું કંઈ પડે છે. તેને ઓળખી કાઢે છે, અને પોતાનો પ્રેમી આમ કેમ મુંગો થઈ ગયો છે એ જાણવા કહે છે:

> ડાડડીયુ દેતેય સગા કાં સાંભળ્ય નૈં,
> કેદુકનો કાનેય બાનરા તું બેરો થયો.

રે બાનરા પ્રેમી, હું તને કરગરતી કહું છું તોય તું કેમ સાંભળતો નથી? આ તે તું કયા દિવસથી આમ બેરો થઈ ગયો છો? તું જો' તો ખરો પ્રેમી,

> ટાઢયુ ને તડકા, લુ અમને લાગે નૈં
> વાંસા ગયા વળી બાનરા બેવડ થયા.

રે બાનરા, આ સખત ઠંડી અને તાપ અને આ બાળી નાખતો પવન પણ મને કંઈ કરી શકતાં નથી. આ મારી સામું તો જો-મારી પીઠ વળી ગઈ છે ને હું બેવડ વળી ગઈ છું.

> પોટો પાંખુ વિના માળા વિણુ કયાં મેલીએ,
> બે દીની વાતુમાં બાનરો બીજો થયો.

અરેરે, આ પાંખ વગરનું ચકલીનું બચ્ચું, વળી તે માળા વગરનું, તેને કયાં આશ્રય મળે? અરેરે, બે દિવસમાં જ આમ બાનરો ફરી બેઠો.

જ્યારે પ્રેમી પોતાની દરકાર નથી કરતો ત્યારે પ્રેમવશ બાલાઓ પોતાનું સર્વસ્વ ગયું જ ગણે છે. પોતે હવે આ જગતમાં તદ્દન નિરાધાર છે, એમ દુઃખી બાલાએ બા-

નરાની પાસે બેસી વિલાપ આદર્યો. પણ બાનરો ઉંચું જોતો નથી.

ઘણીએ વાર પ્રેમી જોડાંઓમાં કંઈ વૈમનસ્ય–નોખાં મન થાય છે ત્યારે તેઓ એક બીજાને આપેલ વચનોની યાદ આપી મનાવી લેવા પ્રયત્ન કરે છે. આથી જ તે બોલી:

**પેલા દઇ બોલ પછી પતળીએ નૈં,**
**કાપે કાળજની કોર, બાનરા બીજું કેમ બોલીએ.**

અરે વ્હાલા, પહેલાં વચન આપી મારા જેવી ભોળીને ભરમાવી હવે ફરી બેસવું ન જોઇએ. અરેરે બાનરા, એ વચનો તો ઉંડા ઉંડાં કાળજામાં કાપ કરે છે. હવે તે ફરી બેસાય?

આ કરૂણાજનક ટાણો સાંભળી મૂઢ પ્રેમી ચમકયો ને ઉઠી ઉભો થયો. 'રે ઘેલી, તું આમ મારી પછવાડે શાને આવી!' આ વચન સાંભળી જાણે પોતાનો પ્રેમી કોઈ બીજીની શોધમાં હશે ને પોતાની આમ અવગણના કરે છે એમ ધારી પ્રેમભર્યાં માર્મિક વચનો બોલી:

**મોંઘેરાં મળતે સોંઘેરાં સાટવીએ નૈં,**
**લઇએ લખ ખરચે બાનરા બે પખે સરખાં.**

રે પ્રેમી, જો ખરેખરૂં હૃદયરત્ન મોંઘું હોય પણ તે જો મળતું હોય તો સોંઘા કાચનાં કટકાને લેવાં નહીં હો. અરે બાનરા, લાખ રૂપિયા ખરચીને પણ બંને બાજુએ ઉત્તમ હોય તેની જ સાથે પ્રેમ કરવો. આમ પ્રેમ તથા વિકારનો

ભેદ પાડી કહે છે કે, રે પ્રેમી, જાતવંતી મને તજી તું કોઇ કજાતમાં ફસીશ તો પછી તું દુઃખી થઇશ. વળી બોલીઃ

**ખળાંશે ને પાંદડે ગુંડાંની સળીએ,**
**ખાધાની ખપતે બાજુ વાળે બાનરો.**

જુઓને, આ ખાખરાનાં પાંદડાંને ઘાસની સળી વતી, બાનરો, ભુખ્યો થયો છે તે પડીયા વાળીને ખાય છે.

આમ ઉત્તમ કાંસાની થાળીમાં જમવાનું મૂકી આ પાંદડામાં જમવા બેઠો આદિ મીઠા ટાણા મારી, છેવટે તે બોલીઃ

રે વ્હાલા બાનરા સાંભળઃ—

**એક હતું તે હર ગયું નવા ન કરવા નેગ,**
**ભવના ભવ હરે બામણી શંડી બાનશા.**

મારે તો હે પ્રેમી, તું એકજ રત્ન હતું તે હરાઈ ગયું. હવે કંઈ કોઇની સાથે નવો સંબંધ થનાર નથી જ. ભલેને હું મારે જન્મના જન્મ હારી જાઉં તોય શું? આ તો બ્રાહ્મણીનો રંડાપો સમજવો.

આ સબળ પ્રતિજ્ઞા હવે બાનરા પ્રેમીથી જીરવી શકાઈ નહીં. એકાએક ઉછળી ઘેલી બાલાને બાથમાં લીધી ને જંગલમાં ઝુંપડી વાળી ત્યાં ઘરવાસ શરૂ કર્યો. શા બિસાતમાં રાજ્યભુવન આ ઝુંપડી પાસે?



# રા' હડીયાસ.

કાઠિયાવાડના જુનાગઢ શેહેરમાં રા' નામની ઉત્તમ રજપૂત જાત રાજ્ય કરી ગઇ છે, તેમાં ઘણાય હેરત પમાડે એવા વીર રાજા થઇ ગયા છે. કોઇએ સ્ત્રી-સન્માન ખાતર તો કોઇએ એક વચનની ખાતર પોતાના રાજ્યનો ભોગ આપ્યો છે; એટલુંજ નહીં પણ ખુદ પોતાના પ્રાણનાં પણ બલિદાન દીધાં છે. ઘણાય દાનેશ્વરી વીર નૃપાલે ગૌ બ્રાહ્મણને, ચારણ ભાટને ખાતર પોતાનાં માથાં આપી દીધાં છે. ઇતિહાસ તેવાં વીર ચરિત્રોથી ભરપૂર છે.

આ વાર્તાનો નાયક રા' હડીયાસ એ વીર કુટુંબનો એક ઉત્તમ નમૂનો થઇ ગયો છે. તેણે એક ચારણને પોતાનું માથું, યાચતાં આપી દીધું. હિંદુસ્તાનમાં અનેક હિંદુ મુસલમાન રાજાઓને જુનાગઢ સર કરવાની ઇચ્છા થઇ છે, અને તે માટે અનેક ખુનખાર લડાઇઓ, લાંબા વિગ્રહો પણ થયાં છે. પણ જુનાગઢના દુર્ભેદ્ય કિલ્લાને તેઓ તોડી શકેલા નહીં; અને જ્યાં તેઓ ફાવી શકેલા છે ત્યાં તો ખુટામણ થયું હશે, અગર દગલ થયું હશે જ. રા' હડીયાસને નમાવવા પાટણનો રાજા દુર્લભસેન ઘણાય પ્રયત્નો છતાં ફાવી શકયો નહીં. પોતે મહાન્ રાજા છે એવો જેને પોરસ હોય, તે જ્યારે ન ફાવે ત્યારે તેને મૃત્યુ સમાન દુઃખ થાય છે. પોરસેલ વીરને ભોંઠામણ

એ બીજું મૃત્યુ જ છે; પણ કોઈ સાચો વીર તે ઇચ્છા બર લાવવા હલકા પ્રયત્નો કરતો નથી. દુર્લભસેન તેવો ખરો વીર નહોતો. યુદ્ધમાં ન ફાવ્યો તો હવે યુક્તિ પ્રયુક્તિથી, પછી તે વાજબી કે ગેરવાજબી તેનો વિચાર કર્યા સિવાય, તેણે રા' હડીયાસને નમાવવા અનેક કૃત્ય આદર્યાં. પોતે સાર્વભૌમ રાજા થવા ઇચ્છે, ને આવા એક નાના રાજા પાસેથી મતલબ બર લાવ્યા વિના પાછું ફરવું પડે એ દુર્લભસેનને શરમ ભર્યું લાગતું હતું. કોઇ પણ પ્રકારે રા' હડીયાસને નમાવવા હવે તે ઘાટ ઘડવા લાગ્યો. એક વખત હકડે ઠઠ કચેરી ભરાયેલ છે, તેમાં તેણે જાહેર કર્યું કે, "જો કોઇ રા' હડીયાસનું માથું લાવી આપે તો તેને હું મોટું ઇનામ આપું." આમ કહી તેણે બીડું ધર્યું. સર્વ નીચું માથું કરી રહ્યા. કોઇએ તે બીડું હાથ ધરવા હામ બીડી નહીં; કારણ કે સર્વ કોઇને વીર રા' હડીયાસના ઘા સાલતા હતા. આ જોઇ રાજા દુઃખી થયો. સર્વ સભાસદો નીમાણા થઇ ગયા. આ વાત ગામમાં વાયુવેગે પ્રસરી ગઈ; પણ એક ચારણ સ્ત્રીથી આ સાંખી શકાયું નહીં. તેને પોતાના પતિના પર પૂર્ણ વિશ્વાસ હતો કે તે નક્કી માથું લાવે જ. તેણે આ બીડું રાજસભા વચ્ચે ઝડપ્યું. તેને એ તો દૃઢ વિશ્વાસ હતો કે પોતાનો પતિ બીજલ, પોતાના બિનના પ્રભાવથી રા'હડીયાસને નક્કી રીઝવશે, ને જ્યારે તે "માગ માગ" કહેશે ત્યારે તેનું માથું માગી

લેવું. આમ થશે તો સર્વ મુરાદ બર આવશે. બીજલ વાદ્ય વગાડવામાં એક્કો હતો. તેણે ઘણાય રાવરાયાને તેમ જ ખુદ પાટણેશ્વરને પોતાના બિનથી તુંહિ તુંહિ કરી દીધા હતા. આમ પોતાના પતિની કળાના બળમાં પૂર્ણ શ્રદ્ધા હોવાથી તે સ્ત્રીએ રા' હડીયાસનું માથું લાવવા બીડું ઝડપ્યું, અને તે બીજલની સંમતિ લીધા વગર જ. બીજલ તે વેળા બહાર ગામ ગયો હતો. જ્યારે તે ઘેર આવ્યો ને આ સર્વ બિનાથી વાકેફ થયો ત્યારે તે બિચારો ઘણો જ દુઃખી થયો. તેણે પોતાની સ્ત્રીને આવું અવિચારી પગલું ભરવા માટે ઠપકો દીધો. "અરે, રા' હડીયાસ જેવા પ્રાતઃસ્મરણીય વીરનું માથું મારે હાથે લાવવા તું મને પ્રેરે છે! અરે, એ તો અઘોર પાપ છે." એમ તેણે પોતાની સ્ત્રીને કહ્યું. પણ સ્ત્રીહઠને કોઈ પહોંચતું નથી. લીધી વાત કદી તે જાત મૂકે જ નહીં. પોતાના હઠ આગળ તેઓ સત્ય અસત્યનો, વાસ્તવિક અવાસ્તવિકનો વિવેક રાખતી નથી. મૃગચર્મની કાંચળી બનાવી તે પહેરવાની ઇચ્છા થતાં રામે સીતાજીને ઘણુંય સમજાવ્યાં પણ સીતાજી એક ટળીને બે થયાં જ નહીં. બીજલને પણ તેમ જ થયું, ને ઉલટો તેની ભીરુતા માટે તે સ્ત્રીએ તેને ઠપકો આપ્યો. બીજલ બિચારો છેવટે આ અઘોર કર્મ કરવા તૈયાર થયો, ને સ્ત્રીની રજા માગી ત્યાંથી ઉપડ્યો. રસ્તે જતાં એક સુંદર નદીનું ઝરણ આવ્યું. તેના કાંઠા

રળિયામણી તરૂઘટાથી શોભી રહ્યા હતા. બીજલ ત્યાં બેઠો. પોતે વીર તેમ જ ધર્મી રાજાનું માથું લેવા જાય છે એ તો પાપ છે, માટે પોતાની દૈવી વીણામાંથી પ્રભુત્વ ચાલી ગયું હશે, તે પૂર્વવત્ ઉચ્ચ પ્રભાવવાળી નહીં રહી હોય, એમ માની તેને અજમાવવા છેડી ત્યાં વીણાનો મધુર રવ રેલી રહ્યો; અને તે ઝરણનું પાણી પીતાં હરણ પણ થંભી ગયાં. આમ ચાલે છે ત્યાં કોઈ શિકારીએ આ લાગ જોઈ હરણ પર શર છોડ્યું. હરણ ધબ દઈ ભૂમિ પર પડ્યું. આ પાપ જોઈ, વીણા બંધ કરી ખિન્ન હૃદયવાળો બીજલ તે ઘાયલ હરણ પાસે ગયો. મરતા હરણે તેને તે સમયે કહ્યું:

અંતીકો તંતી કરો મુજ મૃત શય્યા બિછાઓ,
જબ લગ ઘટમેં પ્રાણ તબ લગ બિન બજાઓ.

હે જંતરી, આ મારો અંત પાસે છે, તેને તું જરા રોકી રાખી શાન્તિ આપ. અત્રે જ મારો સાથરો બનાવ ને મારો જીવ જ્યાં સુધી મારા શરીરમાં રહે ત્યાં સુધી તું વીણાને બજાવ્યે જા.

જેણે સુખ અમુક પદાર્થમાં માન્યું હોય છે તેને ખાતર મરણ પણ શું હિસાબમાં છે? મહાભયંકર મૃત્યુસ્થિતિ આગળ આવી ઉભી છે છતાંય છેવટની ઘડીએ વાદ્ય સાંભળતાં સાંભળતાં મરવાની ઇચ્છા વીણાપ્રેમી મૃગને થાય છે ને વીણાપ્રેમી બીજલ તેને સુખી કરવા પોતાથી બનતું કરે છે.

બીજલે વીણા પોતાના હાથમાં લીધી ને મરતા મૃગને શાન્તિ વાળવા, પોતે તેની એ સ્થિતિનું કારણ, તેથી તેનો દાસાનુદાસ બની, તે વીણાને પૂરી ભભકથી બજાવવા લાગ્યો. મૃગ સાંભળતાં સાંભળતાં જેમ પૂર્ણ ચન્દ્ર અસ્તાચળે ગળાય તેમ મૃત્યુની જાળમાં ગળાયો, ને શબવત્ થઈ પડ્યો રહ્યો. મૃગનો પ્રેમી આત્મા ગયો ને બીજલ વીણા લઈ ચાલતો થયો. તેને ખાતરી થઈ કે વીણાનો પ્રભાવ તો હજુ જેવો ને તેવો જ સબળ છે; જો કે તેનું પરિણામ તો અનિષ્ટ જ છે. ખરેખર એમ જ છે; કારણ કે • એક મહાન્ પ્રાતઃસ્મરણીય રાજાનું માથું પણ તે જ પ્રભાવથી જવાનું છે. આમ સખેદ મનવાળો બીજલ જુનાગઢ આવ્યો. દરવાજા બંધ જોઈ બીજલે દરવાનને કહ્યું:

**દરવાણી દર ખોલ, અસાં પરદેશી મંગણાં,**
**કોઇ માગે લખ કરોડ અસાં શીરસા સવાલી છું.**

હે દરવાન, તું દરવાજો ઉઘાડ. હું એક પરદેશી માગણ છું. કોઈ માગણ તો લાખ કરોડ રૂપિયા માગે પણ આ તો હું માથાનો માગનાર છું.

આ વિચિત્ર માગણી સાંભળી દરવાને રા' હડીયાસ પાસે જઈ કહ્યું કે આવો સવાલ કરનાર માગણ આપ પાસે આવવા માગે છે. રા' હડીયાસે જરા પણ વિચાર કર્યા વિના અગર વિસ્મય પામ્યા વિના,તેને પોતા પાસે લાવવા કહ્યું. બીજલ કચેરીમાં રા' હડીયાસ પાસે આવ્યો. રા' એ

તેની ઉત્તમ રીતે આગતા સ્વાગતા કરી, અને પછી આવવાનું કારણ પૂછ્યું. પ્રથમ તો બીજલે પોતાની વીણા સાંભળવા રાજાને કહ્યું, ને મંજુરી મળતાં વીણા છેડી. સર્વ ડાયરો સાંભળીને અત્યંત ભાનભૂલો થઇ ડોલી ગયો. અને રા'એ "માગ માગ" કહી દીધું. તુર્ત જ વીણામાં તેણે ગાયું.

**કોઈ માગે લાખ કરોડ, અસાં શીશ્સા સવાલી છું.**

અરે, કોઈ તો લાખ કે કરોડ રૂપિયા માગે પણ હું તો શીરનો માગનાર છું. રે રાજા, તે મને આપ.

આ સાંભળી હર્ષમાં ડોલતાં સર્વ માથાને દુઃખનો પ્રત્યાઘાત થયો. સર્વ હેં હેં કરી ઉઠયા; પણ રજપૂત વીર હડીયાસ કંઈ પાછો ફરે તેવો કે કસાણું મોં કરે તેવો નહોતો. તેણે "હા" કહી ને ડાયરો વિખરાયો. આ દુઃખદ માગણીની વાત તો પલવારમાં રણવાસમાં પ્રસરી ગઈ. રાણીઓ તથા રા'ની મા વગેરે તેથી દુઃખી થયાં ને રાણીઓએ, પોતે માથું આપે તે પહેલાં એક ઉંચા મહેલ પર પોતાને મળી જવા રા'ને કહાવી મૂકયું. રા' ત્યાં ગયો, ને સંકેત પ્રમાણે દરવાને બારણાં બંધ કરી દીધાં. અમુક વખત પછી રા'એ તે ઉઘાડવા કહ્યું, પણ કોઇએ તે સાંભળ્યું નહી. બુમ મારી પણ સર્વ બ્હેરાં. 'અરે વેળુ જાય છે, ઉઘાડો' પણ કોણ ઉઘાડે? હવે શું કરવું? અત્રેથી કુદકો મારૂં કે શું કરૂં? અરે, તે માગ-

નાર ચારણ મને જૂઠ્ઠો ગણશે, બીકણ ગણશે. હું વચન આપી પતળ્યો, એમ મારી ખોટી ગિલા થશે. આવું આવું રાજા હૈયામાં લાવવા લાગ્યો. પણ શું થાય? છેવટે એક બારી પાસે આવી હાક મારી. ત્યાં નીચે બેઠો બેઠો બીજલ તો દુહા બોલતો હતો. રાજાએ એક લાંબું સિંચણીયું નીચે ફેંક્યું. બીજલ તેને વળગ્યો. રા'એ તેને ઉપર ખેંચી લીધો. બીજલ ઉપર આવ્યો ને માથું માગ્યું.

**ચારણ ચઢીયો લોઢ, મથો ગઢે માગણે,**
**સોરઠ રા' હડીયાસ સેંહણે ન કદી કહાડે.**

ચારણ તો લોઢને વળગી ઉપર સિંચણીયાવડે ચઢ્યો અને તે વળી કિલ્લામાં માથું માગવા માટે. પણ સોરઠનો ધણી રા' હડીયાસ તે તેને નિરાશ કરી કેમ કાઢે?

ભાઈ વાંચનાર, પોતાનુંજ માથું માગનાર માગણને દોરડું આપી પોતેજ તેને ઉપર ખેંચી લે છે, એવા વીર હડીયાસનો ખ્યાલ આપણા મગજમાં ઉતરી શકે તેમ નથી.

આ તે કોઈ રાક્ષસ છે કે ચારણ? પણ ગૌબ્રાહ્મણ ભાટચારણને તો સદા પૂજનીય માનનાર રા' હડીયાસે પ્રસન્ન મુખે માથું આપવા કબુલ્યું, ને તલવાર ઉઘાડી થાળ ખોળા પાસે રાખ્યો. રા'ની મુખ્ય રાણી સોરઠાણી બીજલ સામે હાથ જોડી ઉભી રહી, બીજલને વીનવવા લાગી. સતી હમેશાં પોતાના પતિને માટે સર્વસ્વનો ત્યાગ કરતાં આંચકો ખાતી નથી. સોરઠની અર્ધી પૃથ્વી બીજ-

લને આપવાનું કહી આ અઘોર કૃત્યમાંથી અટકવા રાણીએ તેને ઘણોય વિનવ્યો. તે બોલી:–

**માણું તું કે મોતી દીયાં, દીયાં અરધી શોરઠ ધરા;**
**અસાં ન મંગ્રા મારણાં, રા' રખ જીવતરાં.**

હે ભાઈ ચારણ, તું કહે તો તને આ સોરઠની અર્ધી પૃથ્વી આપું, અરે તને મોતીનાં માણાં ભરીને આપું, હે ચારણ, તું આવું માગ્ય નહી. રા'ને જીવતો રાખ.

પણ માથું લેવા આવેલ તે કંઈ બીજું માગે? રાણીને પશ્ચાત્તાપ થયો કે મને પ્રથમથી સ્વપ્નમાં ખબર પડી હતી કે કોઈ રા'નું માથું માગશે, અને તે પ્રમાણે ચેતી રા'ને સમજાવી થોડા રોજ કોઈ અન્ય સ્થળે ગયાં હોત તો સારૂં. પણ હવે શું કરવું? નિરૂપાય. સ્ત્રીઓને વૈધવ્ય સમાન દુઃખ નથી. તેને તો તેઓ ખુદ મૃત્યુ કરતાં પણ વધારે દુઃખદેણ માને છે. સોરઠાણીના દુઃખનો પાર રહ્યો નહીં. હઠીલો ચારણ માનતો નથી. વળી કહ્યું. અરે ભાઈ આ અરધો અરધ સોરઠની ભોંય સાથે તને વધારે–

**અધા તું અધા દીએ, ભાઇયેછ મંગણ હાર,**
**તાજી દીયાં તકડા દીયાં, હાથી દીયાં, હલકાર.**

હે માગવાવાળા ભાઈ, તું કહે તો આ અરધી સોરઠની પૃથ્વી સાથે તને ઉત્તમ ઘોડા બળદો ને હાથીઓ દોરી દઉં, પણ મારા રા'ને ઉગાર.

આમ રણુવાસમાં ચાલે છે. એકવચની વીર હડીયાસ માથું આપવા જાય છે ને રાણી રોકે છે. તે સર્વ ખબર રા'ની બેનને તથા માને પડી. રાણીએ તેમને કહાવી મોકલ્યું હતું. પણ ઉલટું થયું. તેની માએ તો કહાવી મોકલ્યું:

**મથો મંગણુહારને જ હું, હડીયાસ નહદે,**
**કેડે બંદી કીનજી કીરત કીય કરે.**

રે હડીયાસ, તું જો આ માગણ ચારણુને તારૂં માથું નહીં આપે તો તારી પાછળ બિરદ ગાનાર ચારણ ભાટ તારા યશોગાન કેવી રીતે ગાશે? અરે બેટા મૃત્યુ સર્વને છે. માત્ર કીર્તિ અમર છે, ને તેથી જ કુળ તરી જાય છે.

પ્રિય વાચક, એક વીર માતા કુળની કીર્તિને, પોતાના પુત્રની કીર્તિને કલંક ન આવે તેને માટે પોતાના જીવનથી અધિક કીમતી પુત્રનો જાન આપી દેવા તેને કેવું કહાવી મોકલે છે? જે વખતે આવી વીર માતા આ આર્યાવર્તની અંદર હશે ત્યારે પરાધીનતા દેશને વળગે ખરી! જ્યારે આવી વીર માતા આવા વીર પુત્રને જન્મ આપી રહી હશે ત્યારે કદી પ્રજાપોકારનો સંભવ પણ હોય? કદી નહીં. પણ હા, હતભાગ્ય ભારત, તે માતા, તે પુત્રો તને તજીને ચાલ્યા ગયા ને તારી અવનતિ–પરાધીનતા થઈ. રા'ની રાણીએ તો આશા રાખી કે માતુશ્રી વચ્ચે પડી આ ભીષણ કર્મ અટકાવશે. પણ તેણે તો ઉલટું કર્યું. પણ હજુ બેનને માટે તેને આશા રહી. પણ તે બેન તે

તે જ વીર માની દીકરી અને તે જ વીર બન્ધુની બેન! ભાઈ જો વચન ન પાળે ને પાછો હઠે તો માતાની કુખ લાજે તથા રા'ના કુળને નીચા જોયું થાય, તેથી તેણે પણ તુર્ત જ કહાવી મોકલ્યુંઃ

વાઢી દેને વીર મથો મંગણહારને,
દાતારાં મન ખીર, અદાતારાં કઠણ રે.

હે ભાઈ, એ માગનારને તારૂં માથું વાઢી દે. જે જે દાતાર છે તેને મન તો તે દુધ દીધા સમ છે; પણ જે લોભી છે તેને તે બધુ કઠણ પડે છે. વળી હે ભાઈ જોને,

વાઢી દેને વીર મથો મંગણહારને,
ડેરી મ કર હડીયાસ કુળને કલંક લાગશે.

હે ભાઈ, તારૂં માથું તું માગનારને કાપી દે. અરે તેમાં તું જરા પણ આનાકાની કરતો નહી ને વાર લગાડતો નહી. કારણ કે તેથી રા'ના કુળને કલંક લાગશે.

આમ બેન તથા માતાનાં વચન વીરમાં વીરત્વનું વધારે સિંચન કરતાં આવ્યાં, તે સાથે તેમણે રાણીને કહાવી મોકલ્યું કે જો તે ચારણ કોઈ પણ લાલચે માથું માગતો અટકે તો તેમ કરવું, અને તેથી જ વળી સોરઠાણીજીએ ચારણને ફરીને કહ્યું.

તાજી દીયાં તકડા દીયાં, હાથી દીયાં હલકાર,
ગિજની ચંદન હાર દે, છડીયા સરદાર.

તને વાયુ વેગી અશ્વ આપું, ઉમદા બળદો આપું, મદોન્મત્ત હાથી આપું. અરે, ચંદનહારના હાર ગણી

લેને. સોનાની હીરાજડિત છડીવાળા સરદાર આપું. અરે એને બદલે આ દેહ આપું, પણ તું મારા રા'ને જીવતો રાખ.

પણ આથી શું? બીજલ કંઈ એ લેવા આવ્યો નહોતો. સતી સોરઠાણી ગમે તે આપે પણ બીજલ તો રા'ના માથાનો જ માગણ હતો. તે વીર નૃપાલની રાણી પણ વીરત્વમાં કંઈ ઉણી ન હતી. તે પણ પોતાની નણંદ તથા સાસુજી સાથે એક મત થઈ. ઉજ્જવલ મુખ રાખી તેણે રા'ને કહ્યું. આપ સુખેથી આ માગણને માથું આપી અમર નામ કાઢો ને કુળને અધિક ઉજ્જવલ કરો.

પછી રાજદરબાર ભરી ત્યાં રા'એ આવી પોતાના ખોળામાં થાળ લઈ તીવ્ર સમશેરથી પોતાને જ હાથે માથું વાઢી તે ચારણ માગણને આપ્યું. બીજલે તે લીધું ને લઈ પાટણ જવા ઉપડ્યો; પણ દરબારમાંથી બહાર જાય છે ત્યાં સોરઠાણીએ તેને બોલાવ્યો અને પોતે સતી થવા માગે છે માટે તે માથું પોતાને આપી દેવા કહ્યું.

બીજલે પાટણ જઈ ત્યાં માથું દેખાડી પછી આપવા વચન આપ્યું ને વાયુ વેગે ઉપડ્યો. પાટણેશ્વર દુર્લભસેન આ જોઈ રાજી થયો, કારણ કે વચમાંથી કાંટો દૂર થયો; અને બીજલને ઇનામ આપવા ખજાનચીને હુકમ કર્યો. પણ બીજલ ચારણ હતો. પોરસ ને પણનો માર્યો આ અઘોર કર્મ કરવા સજ્જ થયો ને તે કર્યું પણ ખરૂં, પણ તેને પોતાની સ્ત્રી તથા પાટણેશ્વર દુર્લભસેન માટે પૂર્ણ

ધિક્કાર વછૂટ્યો. તેણે દુર્લભસેનની સર્વ ભેટ અતિ તિરસ્કાર સાથે તરછોડી ને તે માથું લઈ ચાલી નીકળ્યો. જુનાગઢ આવી સોરઠાણીને તે માથું આપ્યું. સોરઠાણી તે લઈ સતી થઈ; ને બીજલ અતિ દુઃખી થતો ગિરનારમાં ચાલ્યો ગયો. કહે છે કે દુર્લભસેને પછી જુનાગઢ પર સ્વારી કરી તે જીતી લીધું. બીજલ અંબાજીનો પરમ ભક્ત હતો. તેણે વિના અન્નજલ પોતાની વીણા હાથમાં લઈ બજાવવા તથા માતાજીની બિરદાવલી ગાવા માંડી. ત્રણ લાંઘણ થઈ, છતાં વીણાના રણકાર તથા માતામાં એક તાન સિવાય બીજલને બીજું કંઈ છે જ નહીં. માતાજી બીજલની આરાધનાથી પ્રસન્ન પ્રસન્ન થઈ ગયાં ને બીજલને કહ્યું કે "માગ માગ." બીજલે માગ્યું કે રા'ના કુળમાં જુનાગઢ પાછું આવે. માતાએ 'તથાસ્તુ' કહ્યું; ને રા' હડીયાસનો પુત્ર દુર્લભસેનના લશ્કરને હરાવી પોતાના પિતાની ગાદીએ આવ્યો. આમ રા' હડીયાસ ગયો પણ તેનું તથા રા'ના કુળનું નામ અમર રહી ગયું.



# વિજાણંદ ને શેણી.




ઠિયાવાડમાં ધારીગુંદાળી નામે ગામ છે ત્યાં આ રસિક ને હૃદયને હચમચાવી મૂકે તેવી વાત બની છે. ધારીગુંદાળીમાં વેદાઈ કુળનું એક ચારણ કુટુંબ રહેતું હતું; ચારણ પંડે શ્રીમંત હતો ને તેને એકની એક શેણી નામની લાડકવાઈ દીકરી હતી. ચારણે તેને અતિશય વ્હાલથી ઉછેરી હતી. શેણી પોતાના પિતાના મુખમાંથી પ્રેમની વાર્તા સાંભળી સાંભળીને અતિ પ્રેમવાન્ હૃદયની થઈ હતી. તેજ ગામમાં વિજાણંદ નામનો એક ચારણ હતો. તે જંતર બજાવવામાં અતિશય કુશળ હતો. તેની ઊમર ચોવીશેક વર્ષની હતી. વારંવાર વિજાણંદ જંતર બજાવતો ને શેણીને સાંભળવાનો પ્રસંગ આવતો. આથી શેણીનું હૃદય વિજાણંદ તરફ વળ્યું હતું. પણ વિજાણંદનું લગ્ન છેક બચપણથી થઈ ગયું હતું ને ખીમરી નામની કર્કશા સ્ત્રી તેના ઘરમાં હતી. શેણીએ તો પોતાની માને કહી દીધું કે મારે તો વિજાણંદને વરવું–ને આ કંઠમાં વરમાળ ઘાલું તો વિજાણંદનીજ, બીજાની નહી. વિજાણંદને આની ખબર થઇ ને ખીમરી સાથે એનાં પાના પડવાથી તેની દુર્દશા થશે ગણી, તે બિચારો બહુજ દુઃખી થવા લાગ્યો.

શેણીનું વેશવાળ તેના પિતાએ અન્ય સાથે કરી નાંખ્યું, એવું ગણીને કે "શેણી બાળક છે, તેને શી ખબર ને તે શું સમજે". જાન આવી ને માયરામાં જેવો

વરમાળ ગળામાં નાંખવા ગોર ઉભો થયો કે તુર્તજ શેણી સર્વે વચ્ચે બોલી ઉઠી.

"વિજાણુંદની વરમાળ, હું બીજાની બાંધું નૈં,
ચારણ મળે છનું લાખ, એને બાંધવ કહી બોલાવીએ.

હું તો મારા ગળામાં વિજાણંદની જ વરમાળ પહેરવાની, બીજા કોઇની પહેરનાર નથી. ભલે તે છન્નું લાખ ચારણ ભેગા થાય તો પણ હું તો સર્વને ભાઈ ગણી બોલાવીશ." આ સાંભળી સર્વ સ્તબ્ધ થઈ ગયાં. આવી વહુને લઇ જઇ શું કરીએ? ગણી વરરાજા ઉઠી ગયા ને જાન પોતાને ઘેર ચાલી ગઇ. આ તો ભૂંડું થયું, પણ બાલહૃદય–પ્રેમી હૃદયને કેમ વાળી શકાય! શેણી તો વિજાણંદનાં વખાણ કરવા લાગી કે—

જંતર વડે તું બડે, ઈ છત્રીશ રાગ લવે,
ઈ ત્રીશ લાવણ લવે, વાલા વિજાણંદને ખવે.

મારા વ્હાલા વિજાણંદને ખભે મોટા તુંબડાવાળું જંતર રહી ગયું છે, તે છત્રીશ રાગ ગાય છે, અને ત્રીશ પ્રકારની બોલી બોલે છે વળી કહ્યું:-

ગમે ગમે ગોઠડી, અને નવ તાંતુંમાં નેહ,
ઈ વાલાં વિજાણંદનાં તુંબડાં મારા હૈડામાં છે.

અહાહા, જંતરથી જે મનહર ગમ ઉઠે છે તેની સાથે મારા હૃદયની કેવી મનહર ગોઠડી થાય છે. અને તે જંતરની નવે તાંતોમાંથી સ્નેહ જ ઉભરાઈ ઉઠે છે. મને તો એ વિજાણંદનાં તુંબડાં મારા હૃદયમાં બહુ જ વ્હાલાં

લાગે છે, અન્ય ચારણ ગમે તેટલો શ્રીમાન્ હોય, રૂપવાન્ હોય, યુવાન્ હોય, પણ તે તો મારે ભાઈ છે. મને તો તુંબડાં ધરેલ વિજાણંદ હૈડામાં ચોડાઈ ગયો છે. એમ ચોખ્ખે ચોખ્ખું સર્વ સમક્ષ શેણીએ બોલી દીધું. ઘડી બે ઘડી ના હા કરી સર્વ સમાજ વિખરાઈ ગયો. વિજાણંદે આ જાણ્યું. પોતે શેણીને અનન્ત સ્નેહથી ચાહતો હતો, પણ ખીમરી ખેધો કરે માટે હવે મારે પંડેજ આ ગામમાં ન રહેવું, કરી કાંધે જંતર ધરી વિજાણંદ રાત્રિએ ચાલતો થયો. અહીં શેણી રાત્રે વિજાણંદને ઘેર આવી, એવી જ દૃઢ ઇચ્છાથી કે વિજાણંદ સ્વીકારે કે ન સ્વીકારે તોય તેના ઘરમાં બેસવું જ. ખીમરી આ સર્વ સમજી ગઈ ને હજુ શેણી આવી ઉભી રહે છે ત્યાં તેને કટુ વેણ સંભળાવવા લાગી. આથી શેણીએ કહ્યું.–

**ખેધો મ કર ખીમરી, ખેધાથી ખાટીશ નૈં,**
**જો ઉડાવીશ આકાશ, પછી ભારથીયો ભાળીશ નૈં.**

રે ખીમરી તું મારી અદેખાઈ કર નહીં, કેમકે તેથી તું ફાવવાની નથી. હું જો તને આકાશમાં ઉડાવી દઈશ તો પછી તું એ વિજાણંદ ભારથીયાને જોવાની જ નથી. વળી તું ખીમરી વિજાણંદની ખરી પ્રીતિવાન્ સ્ત્રી નથી. કારણ કે જો તેવી હોય તો પછી કદી વિજાણંદ ઘર તજી ચાલ્યો જાય ?

**ઉખડતો આ સ્નેહ, એનો ધોખો મન ધરીએ નૈં,**
**હત બાળપણનો નેહ, તો વિજાણંદને વેડત નૈં.**

અરે ખીમરી, તારો પ્રેમ તો ઉછીનો લીધેલ હતો એટલે તારે માટે મારે જરાય ખોટું લગાડવું ન જોઇએ. જો તારો સ્નેહ ખરેખરો હોત તો પછી વ્હાલા વિજાણંદને કદી પણ તું દુઃખ દેત નહી. આમ બોલી ખીમરીને ખંખેરી કાઢી. ત્યાં આસપાસનાં લોકો તેને સમજાવવા લાગ્યાં તે જોઈ આકુળવ્યાકુળ શેણી બોલી.—

મત્યુ શું દીઓ માનવી, જણુ જણુની જૂજવી,
ડાહ્યો હતો જો દેશ, તો વિજાણંદ કાં વાળ્યો નૈ.

અરે માણસો, તમો ડાહ્યાં થઈ મને શી બુદ્ધિ આપો છો! તમો જુઓ, તમારા પ્રત્યેકની શિખામણ જુદી જુદી થાય છે. તમો જો એવાં ડાહ્યાં હતાં તો પછી વિજાણંદને કાં પાછો ન વાળ્યો? માટે. હે માનવી મને તમો શિખામણ આપો નહીં. હું તો એ વ્હાલાને શોધવાની જ. જુઓ:—

મારગ કાંઠે મઢી કરૂં, લઉં જોગણુનો વેશ,
ગોતું દેશ વદેશ, વાવડ કાઢું વિજાણંદના.

હું તો હવે મારગને કાંઠે ઝુંપડી રાખીશ ને જોગણુનો વેશ ધરીશ; વળી દેશ વિદેશ તેને શોધવા માટે ભટકીશ, અને આખરે વ્હાલા વિજાણંદનો પત્તો મેળવીશ. ખરેખર ખરી સ્નેહાળ સ્ત્રી કદી પણ વ્હાલા વિના જંપીને રહેતી નથી. ત્યાં કોઇએ કહ્યું કે "તારો વિજાણંદ તો આ ચાલ્યો જાય" અને જુઓ, આ સાંભળી તે વિજા-

ણુંદ જે રસ્તે ગયો તે રસ્તે ઝપાટાબંધ ઉપડી. માર્ગમાં જતાં ટીંબા ટીંબડી ધાર ધારોડી આડી આવી તેને પણ વટાવી અને ઓજત નદી નજરે પડી. છેટેથી પ્રેમી બાલાએ ઓજતને પ્રાર્થના કરી કે.

**ચડી ટીંબા ટીંબડી ચડી ગુંદાળી ધાર,**
**ઓજત એક ઉછાળો લે, વાલમ પાછો વાળ્ય.**

હે ઓજત, હું તો આ ટીંબા-ટેકરા ચડી પસાર કરી ગઈ; અને આ ગુંદાળી ધાર છે તે પણ મેં તો વટાવી; હવે તો તું ઓજત, એક મોટો ઉછાળો ભરી-તારામાં પૂર લાવી-મારા વ્હાલા વિજાણુંદને રોકી પાછો વાળ્યને. એમ કરતી ઓજતની મદદ માગતી પ્રેમઘેલી શેણીએ એક પીંપળાને જોયો ને તેને પૂછ્યું—

**પીંપળા તું છે પીંપળો, તારાં પૂંછડીયાળાં પાન,**
**ભાઈ વીરા તને વિનવું-જોયો જંતરવાળો જુવાન?**

હે પીપળા, તું મને કહે કે તેં કોઈ જંતરવાળા જુવાનને અહીંથી જતાં જોયો છે?" અને જુઓ, જાણે પીપળો તેને એમ જવાબ દેતો હોય કે:—

**પીપળો કે હા હું પીપળો, મારાં પૂંછડીયાળાં પાન,**
**હાલી જાને આ મારગે, ત્યાં ગયો જંતરવાળો જુવાન.**

પીપળે કહ્યું કે મારાં પાન પૂછડીવાળાં છે ને હું પીપળો છું. તું તારે માર્ગે જા, ત્યાં જંતરવાળો જુવાન ગયો છે. આમ પીંપળા જેવા વૃક્ષને સજીવારોપણ કરતી અને પૂંછડીવાળો વૃક્ષ મર્કટ સમાન હોવાથી તેને વન

વગડાની ખબર હોય તેથી તેને પૂછતી બાલા રસ્તે ઝપાટ
બંધ ચાલવા લાગી. અનેક પ્રેમઘેલી બાલાઓ જડમાં ચેત
જુએ છે, ને પોતાના હૃદયને શાંતિ આપે એવું તેન
પાસેથી માગે છે. આમ શેણું સ્થળે સ્થળે વ્હાલા વિજા
ણુંદના સમાચાર પૂછતી જાય છે. માર્ગમાં પાવાનો સુ
સંભળાયો, ને એક ગોવાળીયાને મીઠે સૂરે પાવો ફુંક
આનંદ કરતો જોયો. આ જોઇ તે બોલી.—

કાંઉ વગાડે વાંસડો, રે પાવે મન પલળે નૈં,
પણુ જંતરવાળે જુવાન, રે વેરાગી કર્યાં વિજાણંદે.

અરે તું શું આ વાંસડો ફુંકે છે. તારા પાવા તર
મારૂં મન જરાય ઠરે તેમ નથી. પણ અહાહા, મારે
જંતરવાળો જુવાન કેવો? ખરેખર તે વિજાણંદે તો મ
પોતા પાછળ વેરાગી કરી છે. કારણ કે,

જંતર વાયું રાત, ભાંગતી રાત્યને ભારથીએ,
કાળજને આ કાપ સટ વાઢી ગયો વિજાણંદો.

અહહ, તે ભારથીયો વિજાણંદ મધ્ય રાત્ર સુધ
જંતર વગાડી ગયો ને સટાક દઇને મારા હૃદયપર
ઉંડો કાપ મેલતો ગયો છે. આમ ચારેકોર લવતી, હૃદ
યમાં વ્હાલા વિજાણંદની ગુંજ ઉઠાવતી શેણી ભમતી
ભમતી ભાલ દેશમાં આવી; અને ભાલના ગામને મધ્ય
ચોક આવી બોલી કે.—

કોઇ જંતરવાળો જુવાન આ ભાલમાં ભૂલો પડયો,
હું શેરીએ પાડું સાદ મને વાવડ વિજાણંદના ક્યો.

અરે, આ ભાલમાં કોઈ જંતરવાળો જુવાન ભૂલો પડી આવ્યો છે ? અરે હું શેરીએ શેરીએ સાદ પાડું છું કે કોઈ મને વિજાણંદનો પત્તો આપો. આમ તે બોલે છે ત્યાં કોઇએ કહ્યું કેઃ—

**લાલ સુરંગી ધોતીએ, કેશરભીને વાન,**
**હમણાં હતો હાટડે જંતરવાળો જુવાન.**

હે બાઈ, સુંદર લાલ રંગનું ધોતીયું પહેરેલ ને કેશરીયા રંગનો જરાક કાળાશ પડતો હજુ હમણાંજ મેં એક જંતરવાળો જુવાનીયો જોયો છે. આ સાંભળી તુર્તજ શેણી બજારે ગઇ પણ ક્યાંઈ તેને જોયો નહીં વળી બોલીઃ—

**આવળ્ય પીળે ફુલડે, કેશરભીને વાન,**
**શેરીએ પડાવું સાદ, જોયો જંતરવાળો જુવાન.**

પીળાં ફુલ ભરી આવળ્ય જેમ શોભે તેવો અને કેશરી રંગથી જરા ભીનેવાન એવો જંતરવાળો જુવાન કોઇએ જોયો છે ? હું શેરીએ સાદ પડાવું છું કે કોઇએ જોયો હોય તો કહેજો. આમ કરતી શેણી ગામ બહાર આવીને રસ્તે ચડી ચાલવા લાગી. જે કોઈ આવે તેને પૂછતી જાય કે કોઇ જંતરવાળો જુવાન મળ્યો ? ને કોઇ કહે કે "હા આ જાય" ત્યાં ત્વરાથી ચાલવા માંડે છે. છેવટે સ્ત્રી જાતિ તે કોમળાંગીજ. કેટલું ચાલે ? ચાલી ચાલીને થાકી ગઈ. શરીરમાં તાકાત રહી નહીં. પગ થાકીને સુઝી ગયા, કોઇએ કહ્યું કે 'આ જાય' ત્યાં

ઉતાવળથી ચાલવા તો લાગી પણ હવે એક ડગલું પણ આગળ ભરવાની તાકાત રહી નહી. છેવટે એક ઉંચી ધાર પર ચડી જોવા લાગી. ત્યાં દૂરથી કોઈ પુરુષ જેવું જતું જોયું ને બોલી.—

**હાલું તો હલાય નૈં, દોડું તો લાજી મરૂં,**
**આ વિજાણંદ વાગડ ઉતર્યો, હવે ઉભી પોઈ કરૂં.**

હું ચાલું તો મારાથી ચલાતું નથી. કદાચ દોડું તો મને શરમ થાય છે. અરેરે આ વિજાણંદ તો વાગડનો દેશ પણ પાર કરી ગયો. હવે તો હું તેને અત્રે ઉભી રહી હાથથી પોત કરી-ઇશારત કરી-ઉભો રાખું. આમ કહી એક કપડાને હાથમાં લઈ તેને આમ તેમ હલાવી બૂમ દેવા લાગી કે,

**ખેતર પાક્યું કણ ઝરે, મનડું ભેડું માળે,**
**વળય ને વિજાણંદા અમને રોજડા રંજાડે.**

હે વિજાણંદ; આ મારૂં યૌવન રૂપી ખેતર પાકી ગયું છે ને દાણાઓ ખરી જવા માંડ્યા રે વ્હાલા, પાછો વળી મારી ખબર લે ને; કારણ અણુસમજુ રોજ જેવાં મનુષ્યો મને સદાય પીડે છે. આમ ઘણુંય કહ્યું પણ કોણ સાંભળે. વળી તે બોલી.—

**ધખતી મેલી ધુંણીઈ અતિતડો ઉઠી ગયો,**
**આ અભાગણીનો આધાર, વિજાણંદો વયો ગયો.**

અરે, આ મારા હૈયાની હોળીને પ્રચંડ સળગતી મેલી તેને તાપનાર અતિત તો ચાલ્યો ગયો. અરેરે, મારો

અભાગણીનો આધાર વિજાણંદ ચાલ્યો ગયો. ખરેખર શેણી તારા હૃદયની ધુણીને સળગતીજ મૂકી અતિત ચાલી ગયો છે. હવે તને ઠારે એમ કોઈ નથી. તે અતિત તને ઠારે તેમ હતો તે તો ચાલ્યો ગયો. વળી તે બોલી.—

ધુણીયું મેલી ધખતી, આ અતિતડો ઉઠી ગયો,
પેરી ભગવો વેશ, વિજાણંદ વેરાગી થયો.

અરે આ અતિત તો મારા હૃદયમાં બળતી હજારો ધુણીને સળગતી મેલી ચાલ્યો ગયો. અરેરે, એ બિચારો પણ ભગવાં વસ્ત્ર પહેરી વિરાગી બની ધુણી તાપવાનું મૂકી દઈ સ્થળે સ્થળ ભટકવાનું લઈ બેઠો. ખરેખરી પ્રેમ શીલ સાધવીને અન્યનાં દુ:ખનો પણ વિચાર થાય છે. વિજાણંદ ચાલ્યો ગયો, પોતાનાં બાલકોને તજી ગયો. અરે તે તરફ પણ તેનું હૃદય ન ઢળ્યું. મારા તરફ તો રહ્યું એમ કરી બોલી.—

વિજાણંદ ચાલ્યો વદેશ, છોરૂડાં છોડી કરી,
કાપી ગયો અમારા કેશ, ભાંગતી રાત્યનો ભારથીયો.

ખરેખર વિજાણંદ પોતાનાં છોકરાં છૈયાંને તજીને વિદેશ જવા ઉપડી ગયો. અરે, એ ભારથીયો તો મધ્ય રાત્રે મારા કેશ કાપી ચાલ્યો ગયો.” હા શેણું, તે ગયો ને તેના પાછળ તું મુંડ મુંડાવી જોગણ બને એ તારા હૃદયને યોગ્ય છે. કારણ કે શુદ્ધ સાચા પ્રેમથી વશ થયેલ બાલાને પ્રેમી જતાં પછી જગતમાં પોતાનું કશું રહેતું

નથી. અન્તે હવે ઘેર જવું એ કાંઈ શેણું જેવા હૃદયને માટે હોયજ નહીં. થોડો થાક ઉતર્યો ત્યાં ઉભી થઈ બોલી—

**ખેતર પાક્યું, પોંક થીઓ, મનડું બેઠું માળે;**
**અધવચ મેલ્યાં એકલાં, હાલ્યા હેડાં હવે હેમાળે.**

અરેરે, મારું યૌવન રૂપી ખેતર તો પૂરું પાકી ગયું છે, અને તેમાં પોંક પણ તૈયાર થયો છે. મારૂં મન પણ જ્યાં શાંત થઈ ઠેકાણે બેઠું કે હવે વિજાણંદને વરશું, ત્યાં, અરર, મને બરોબર રણવગડે–અધવચ્ચ એકલી મેલી. અરે હૈયા, હવે તો તું હિમાલયે જ ચાલ્ય, ત્યાં તને શાંતિ મળશે. આમ કરી શેણી ત્યાંથી ઉઠી ઉત્તરમાં હિમાલય તરફ ચાલવા માંડી. વિજાણંદ પામવાની સર્વ આશા નિર્મૂળ થઈ ગઇ.

શેણી હિમાલયમાં તો આવી, પણ પોતે અવિવાહિત હતી તેથી હિમાલયે તેને ગળી નહીં. થોડીવાર તો તે બિચારી વિમાસણમાં પડી ગઈ; પણ તુર્તજ શાસ્ત્રની આજ્ઞા તેને યાદ આવી તેથી દર્ભનો વિજાણંદ બનાવી તેની સાથે લગ્ન કર્યાં.

હવે અત્રે વિજાણંદ ધારીગુંદાળી તજી ચાલ્યો ગયો ને શેણી પરણી સાસરે જાય પછી પાછા આવવાનો વિચાર કરી થોડા રોજ અહીં તહીં ભટકી પાછો ઘેર આવ્યો. આવ્યો ત્યાં ખીમરીની દુષ્ટ જીભ તેના હૃદયને છેદવા લાગી; ત્યાં વળી ખબર મળ્યા કે શેણી તેની

પછવાડે ચાલી ગઈ છે. બસ હવે તે વિજાણંદથી ત્યાં રહેવાય ખરૂં ? તે બિચારો તુર્તજ કાંધે જંતર નાંખી ચાલતો થયો, ને શેણીના વાવડ કાઢતો કાઢતો ઠેઠ હિમાલયમાં આવ્યો.

હાડ ન ગળે હેમાળે, સોહામણાં શેણીનાં,
કાસનાં કોઈ કરી, પછી પરાણે પરણી ઉતર્યાં.

અરેરે આ સુંદર શેણીનું શરીર હિમાલયમાં ગળાતું નથી તેથી દર્ભનો વિજાણંદ કરી પરાણે તેની સાથે લગ્ન કર્યાં, ને તુર્ત જ ગળાવા લાગી. આંહી ગળાવા લાગી ને વિજાણંદ આવ્યો. આવ્યો ને તુર્તજ કહેવા લાગ્યો. 'અરે શેણી ઉભી રહે જરા થોભ.' આ સાંભળી તે બોલી.—

કાસનાં કોઈ કરી અમે પરાણે પરણી ઉતર્યાં,
ગુડા સુધી ગળેલ, હવે હૈયે હિમાળો હલકુ દીએ,

અરેરે, હું તો ઘાસનો વિજાણંદ કરી પરાણે તેની સાથે લગ્ન કરી ઉતરી. હવે તો મારા ગોઠણ સુધી ગળાઈ ગઈ છું ને આ હિમાળાની હલક મારે હૈયે લાગી રહી છે. માટે હવે તો રામરામ, વિજાણંદ! રામરામ. કારણ કે,

ગળીયો અરધો ગાત્ર, અરધમાં અરધો રહ્યો,
હવે મસળતા હાથ, વિજાણંદ પાછા વળો.

હવે મારૂં અરધું શરીર ગળાઈ ગયું છે. અરે અરધાનુ પણ અરધું બાકી રહ્યું છે. હવે તો વિજાણંદ તું હાથ ચોળતો પાછો જા. હું હવે તારા કામની નથી. આ હિમથી મારાં

ગાત્ર પાંગળાં થઈ ગયાં છે. મને જવા દે. આ મર્મભેદક વેણુ સાંભળી વિજાણંદ બોલ્યો,—

**વળને વેદાણી, રે પાંગળી હોય તોય પાળશું,**
**કાંધે કાવડ ધરી જાત્રા બધી જુવારશું.**

રે વેદાણી શેણી, ભલી થઈને તુ પાછી વળ્યને-તું પાંગળી થઈ તોય હું તારૂં પોષણ કરીશ. અરે વ્હાલી મારા કાંધપર કાવડ ધરી તેમાં તને બેસારી દરેક જાત્રા સાથે રહી કરાવીશ પણ વ્હાલી પાછી વળ્યને. ત્યારે શેણીએ જવાબ દીધો—

**આ ભવ તો એળે ગયો, ઓ ભવ નહીં અવાય,**
**ફોકટ ફેરો થાય, વળતાં હવે વિજાણંદા.**

રે વિજાણંદ, આ જન્મારો તો મારો વૃથા ગયો છે ને આવતે જન્મારે કાંઈ આંહીં અવાશે નહીં. હવે જો હું પાછી વળું તો મારા જન્મનો ફેરો ફોકટ થાય. માટે હવે રામ રામ વ્હાલા ઘેર જા. કારણ કે હવે હું

**વળું તો રહું વાંઝણી, મુઆં ન પામું આગ,**
**આ હુકો અવતાર, લે વણુસાડ્યો વિજાણંદા.**

હે વિજાણંદ તેં તો મારો જન્મારો રદ કરી નાંખ્યો છે. હવે હું પાછી વળી શું કરૂં. જો હવે વળું તો હું વાંઝણી રહું ને મારા શબને કોઈ આગ પણ મૂકનાર નથી. તેં તો મારો જન્મારો રદ કરી નાંખ્યો છે. માટે રામ રામ. આમ બોલી વિજાણંદ સામું જોઈ વળી બોલી—

**હેડું મારૂં હેમાળામાં, ગુડા સુધી ગળેલ,**
**પાછા જાને ઘેર વાલા સગા વિજાણંદા.**

હે વિજાણંદ, હે વ્હાલા સગા, મારૂં હૈયું હિમાલયમાં છે. હું ગળાઈ ગઈ છું. તું હવે (વળી જરા રીસ કરી) પીટ્યા-ઘેર જાને-પણ રે વ્હાલા સગા, ઘેર જાને, હવે રામ રામ, આમ એ સંબંધ વચન-ઘડીકમાં "ધોળ્યા" તો ઘડીકમાં "વાલા સગા" કહી ગાંડાની જેમ હવે ગળાતી ગળાતી શેણી બોલી. પોતાની સ્થિતિ આમ વિજાણંદે કરી તેથી "ધોળ્યા" ત્યાં વળી "વાલા સગા," હૃદયનાથ, કહી બોલાવે છે—વળી હૃદયમાં જંતર સાંભળતાં સાંભળતાં મરવાનો વિચાર સ્ફુરે છે ને કહે છે;

વિજાણંદ જંતર વગાડ્ય, જળ માછલીયુ જોવા મળે,
દુ:ખનો ભાંગશુ હાર, આ હેમાળો હલકુ દીએ.

રે વિજાણંદ, તું તારૂં જંતર વગાડ્ય કે આ જળની માછલી તેને સાંભળવા ટોળે મળે, વળી આ મારા જેવાં દુ:ખીના દુ:ખ કાપનાર હિમાલય પણ હલકથી રેલી રહે. આટલું વચન-આટલી ઇચ્છા-તો વિજાણંદને માટે બસ હતી. વ્હાલીને છેલી ઘડીએ સુખ કરવા, તેના દુ:ખી હૃદયને શાન્તિ વાળવા, વિજાણંદ તૈયાર હતો. તેણે જંતર વગાડવા માંડ્યું ને મધુર રેલ ચારે દિશાએ રેલી રહી. જલમાંથી માછલીઓ સાંભળવા ટોળે મળી ને તેને પકડવા ઉત્સુક ઢીમર જાળ પકડી સ્તબ્ધ થઈ ઉભા રહ્યા. આને હજુ પાનો ચડાવવા શેણીએ કહ્યું:—

વિજાણંદ જંતર વગાડ્ય ચડાવી બત્રીશ ગમે,
મોહ્યા મચ્છીમાર, જળ માછલીઓ ટોળે મળે.

રે વિજાણુંદ, તું જંતરની બત્રીશે ગમ ચડાવીને જંતરને બજાવ્ય. જો વ્હાલા, મેલા હ્રદયના ક્રૂર મચ્છીમાર પણ મોહ પામી ઉભા છે ને આ પેલી માછલીઓ પણ ટોળે મળી સાંભળે છે. આમ પાનો ચડાવે છે. વિજાણુંદ જંતર બજાવે છે; પણ ધીમે ધીમે ગળાતી શેણીને જોઈ વિજાણુંદનું કાળજ કપાતું જાય છે. શેણીના હ્રદયપર વ્હાલા વિજાણુંદની છબી છે. મીઠા જંતરની રેલ છે, ને ગળાય છે. અન્તે ગળાઇને જુઓ,

જંતર ભાંગ્યું, જડ પડી, ત્રુટયો મોભી તાગ,
વેદાણી શેણી હલ ગઈ, હવે જંતર ન કાઢે રાગ.

આ જંતર એકાએક કટકા થયું ને જડ પડી ગઈ, મુખ્ય તાર તડ દઇને ત્રુટી ગયો. અરેરે વેદાણી શેણી બરફમાં ગળાઈ ગઈ ને જંતર મુંગું થઈ ગયું. પછી જંતરને ત્યાં ફેંકી દઈ વિજાણુંદ પાછો ઉતર્યો ને પેટમાં ભૂખ લાગતાં ભીખ માગી અન્ન ખાધું. જમી રહ્યા પછી બોલ્યોઃ

ભૂખે ખાધું ભાત પામર પેટ ભરી,
શેણી જેસો સાથ, વળાવી વિજાણુંદ વળ્યો.

હે પશુ સમાન હ્રદયશૂન્ય વિજાણુંદ! તેં તો આ શેણી જેવાનો સંગ તજી તેને એકલી વળાવી, ભૂખ લાગી ને પેટ ભરીને અનાજ ખાધું. તને ફટય છે. આમ કરી વળી હ્રદયમાં અતિ દુઃખ થયું ને પાંસરો હિમાલયમાં ગયો—ગયો તે ગયો. પાછો વળ્યો જ નહીં. પ્રેમ શા શા અટપટા ખેલ કરે છે તે પ્રેમીઓ જુઓ આ રસિક જોડાના વૃત્તાંત પરથી.



# કવિ નરહર અને મુસલમાન દાદુ.

આ રણુ કવિ નરહરની એવી પ્રતિજ્ઞા હતી કે કવિતા કરવી તો ફક્ત ઈશ્વરની જ, કોઈ પણ મનુષ્યની નહીં જ, તેમાંય વળી હિન્દુ ધર્મના વિરોધી મુસલમાનની તો વાત જ શી! નરહર કવિ હતો. પોતે ઈશ્વરનો અનન્ય ભક્ત હતો; પણ ઈશ્વરની મરજી કેવી ઉદાર છે તે તે સમજી શકયો નહીં. કવિ એટલું ન જાણી શકયો કે તે મહાન્ પિતાની નજરમાં તો હિન્દુ તથા મુસલમાન સર્વ સરખાં છે.

એક દિને નરહર પોતાના રસાલા સહિત ચિતોડ આવ્યો. ચિતોડ નરેશે તેનું ઘણી જ ભભકથી સામૈયું કર્યું. મહાન્ હાથીપર કવિરાજને બેસારી રાજાએ તેમને ભર નગર વચ્ચે થઈને દરબારમાં આણ્યા. રાજા પંડે તેને ખુશી રાખવા દરેક ઉપાય કરવા લાગ્યો. હૃદયભાવો સમજનાર કવિરાજ સમજી ગયા કે પોતાની પ્રશંસા કરાવવા માટે જ રાજા આ સર્વ કરે છે. આ કાંઈ કુદરતી હોંશને લીધે નથી.

આમ કેટલાક દિવસ કવિરાજ ચિતોડ નરેશના દરબારમાં રહ્યા. અનેક અન્ય કવિઓ આવી રાજાની બિરદાવલી ગાઈ જતા, છતાં નરહરના હૃદયમાં કદી પણ રાજાનું કાવ્ય ગાવાનો ભાવ પ્રકટ થયો નહીં. રાજાએ

કોઈ મારફત કવિરાજને લાલચ દેખાડી કે મારૂં કાવ્ય જો નરહર કવિ ભર દરબારમાં કરે તો હું તેને એક લક્ષ રૂપાનાણું ભેટ કરૂં. આથી તો ઉલટા કવિરાજ ચીડાયા. શું મારા હૃદયના ભાવને આમ તે ખરીદી લેવા માગે છે? કદીય એમ ના બને.

અન્તે રાજા નરહરને મનાવી કાવ્ય કરાવવામાં ફાવ્યો, અને જુજ શીખ દઈ કવિરાજને વિદાય કર્યા. નરહર કવિ પોતાનો માણસ તથા એક સિગરામ લઈ ચિતોડ તજી ચાલતા થયા.

રસ્તે જતાં બાલાગામ પાસે કવિરાજ તથા વાટ પાડુ લુંટારાનો ભેટો થયો. ભલભલા રાજાને માથું નમ વનાર કવિની દરકાર આ હૃદયશૂન્ય લુટારાએ ન કરી, કવિરાજના વાક્પ્રહારને લુટારાના ડાંગ પ્રહારની ઝપા વેરાન પ્રદેશમાં ઘડી બે ઘડી બોલી રહી. અન્તે કવિરાજ બેશુદ્ધ થઈ ધરણી ઢળ્યા. તેનો નિમકહલાલ નોકર પણ માર ખાઈ લાચાર થઈ પડ્યો. લુટારા કવિરાજનું સર્વ લુટી ચાલ્યા ગયા. નોકરે જોયું કે બદમાસો હવે ગ છે ત્યારે ઉઠી ઉભો થયો. કવિરાજને બેશુદ્ધ દશામાં ત્ય મૂકી તે પાસેના બાલાપર ગામમાંથી પોતાના ધણી માટે મદદ લેવા ત્યાં ગયો.

બાલાપરમાં ડાયરો ઠઠ ભરાયો છે, કસુંબો ઘુંટાઈ ર છે, ત્યાં તે આવ્યો. રામ રામ કરી સર્વ વર્તમાન કહ્યા

કોઇ ગાડું બાડું મળે તો તેમાં કવિરાજને ઘાલી અત્રે લાવવા તેણે ગરદેરા ગરાસદારોને વિનંતી કરી. પણ જુઓ. સારૂં કોઇને ગોઠતું નથી. ભલું કરનારની સર્વ મશ્કરી કરે છે. તેને કોઈ પણ પ્રકારે પાછો નાંખવાના ઉપાય અદેખા ટીખળીજનો સતત કર્યે જાય છે. કવિરાજના નોકરને પણ તેવા જ ટીખળી ને અદેખા ગરદેરા મળ્યા.

બાલાપરમાં દાદવો નામનો સંધી રહેતો હતો. દાદવો હતો જાતનો મુસલમાન; પણ હાતમ જેવો ઉદાર હતો. બે નાના ખુંટીયા ને એક ભાંગલી ગાડી ચલાવી દાદવો જે કંઈ આછું પાતળું કમાતો તેમાંથી પણ કંઇક બચાવી, સદા પરોપકારમાં તેને વાપરતો. કોઇનું પણ મનસા, વાચા ને કાયાથી ભલું કરવાનો ઉત્સાહી ભાવ દાદવાના હૃદયમાં સદા વહ્યા કરતો. દાદવાને હતું તો રહેવાને ઝુંપડું, તે વળી નળીયા વિનાનું, ચાર સાંઠીથી છાયેલું, પણ તેમાંય બે ત્રણ ગરીબ ગરજાઉ તો પડ્યાં હોય જ. સખી દાદવો યથાશક્તિ તેમનું સેવન કરતો.

અદેખા કદિ ઉદાર ભલાનું શુભ પગલું સાંખી શકતા નથી. બાલાગામમાં દાદવાની અદેખાઈ કરનાર અદેખા ગરાસદાર ઘણા હતા. પોતે કોઇનું ભલું કરતા નહીં. પણ દાદવો કોઇનું સારૂં કરે ને સારો કહેવાય તે તેમની નજરમાં ઝેર સમાન હતું. અને બાલાપરમાં જો કોઈ

ભૂખ્યું તરસ્યું આવે કે તુરત તેઓ દાદવાનું ઘર બતાવી દેતા, એવી ઇચ્છાથી કે જોઇએ તે કેટલે સુધી ટકે છે.

કવિરાજનો નોકર ચોરે આવ્યો ને દાયરા પાસે મદદ માગી. સર્વેએ તેને દાદુભાઇનો દરબાર બતાવી દીધો. નોકર દાદુભાઇનો દરબાર શોધતો શેરીએ ગયો. એક ઠેકાણે જઈ હાક મારી કે "દાદુભાઈ" ત્યાં જુઓ, પડી ગયેલ ખંડેરમાંથી લાંબી વધેલ દાઢી અને ફાટાંત્રુટાં કપડાં માથે લીરા લીરાવાળો ફેંટો, મુખ ઉપર ધૂળ બાઝેલી એવો એક માણુસ બહાર આવ્યો. 'આવો બાપુ' કહી તેણે દાદુને બોલાવવાનું કારણ પૂછ્યું. નોકરે સર્વ વર્તમાન તેને કહ્યા ને દાદુભાઇને દરબાર પોતાને લઈ જવા કહ્યું. પરાર્થ જીવનવાળો દાદવો 'હા ભાઈ, બેસો,' કહી પોતાનાં ખુંટીયા તૈયાર કરવા લાગ્યો. ફાટીત્રુટી ગોદડી ગાડીમાં ખડ પાથરી નાંખી ને ખુંટીયા જોડી ગાડી ખડખડાવતો નોકરને અંદર બેસારી ચોરા પાસે થઈ તે નીકળ્યો. સર્વ તે જોઈ હસવા લાગ્યા. બેશુદ્ધ કવિરાજને ધીમેથી ઉચકી દાદવે ગાડીમાં સુવાડ્યા ને પોતાને ઘેર લાવ્યો. ઘાયલ માણુસને ટાઢ-તડકો પવન વગેરે ન લાગે એ હેતુથી દાદવે કવિરાજના શયનગૃહ ઉપર ચાર વગેરે નાખીને આસપાસ ફાટલ તરફાળ વગેરે ટાંગી દીધા. હળદર તથા તેલ લઈ આવી કવિરાજને મર્દન કર્યું. ઉનું પાણી કરી કવિરાજને ઝાર્યા. ગામમાંથી દુધ લઈ આવી

રી તેના મોંમાં ટોયું. આમ કેટલોક સમય ગયો.
હાંકવી પણ દાદવે હમણાં તો તજી દીધી, ને
જની સેવામાં બારે પોર ને બત્રીશે ઘડી દાદવો
હાજર રહ્યો. અન્તે કવિરાજે આંખ ઉઘાડી ઉચું
દાદવાના પંડમાં હવે જીવ આવ્યો. તે રાજી રાજી
ાગ્યો. કવિ ઉચું જુએ છે ત્યાં તેની દૃષ્ટિએ એક
ળો મુસલમાન પડે છે. કોઈ મુસલમાનનું મુખ પણ
જોવું, એવા કવિરાજ ઘડી બે ઘડી તો વિસ્મયમાં
થઈ ગયા. પણ ભાવિની ગહન ગતિ છે એ
લાવી વળી આંખ મીચી ગયા. સમય જતાં કવિમાં
વધવા લાગ્યું. કવિ ઉઠી ખાટલામાં બેઠા થયા.
; દાસત્વ તથા પરાર્થ જીવન અર્પવાના ઉત્તમ ભાવ
હૃદયમાં કંઈ અવનવું રેલાવવા લાગ્યા. ચિતોડના
ં સ્વકીર્તિ ગવરાવવાનો પ્રયાસ, નોકરે કરેલ
ા ઘરઢેરાનાં ટીખળ, અને તે સાથે દાદવાનું
ભર્યું પરાર્થ જીવન કવિરાજના હૃદયમાં અવનવા
રવા લાગ્યાં. હવે તેનું હૃદય હાથ રહ્યું નહીં.
ાનની કવિતા ન જ ગાવી એ દૃઢ ટેક કવિરાજના
સરી ગઈ. અને તે તુંહી તુંહી થઈ દાદવા સામું
ાલ્યો:

ા ચિતોડ મન ચલ્યું નહીં લાખોમ દેતાં દામ,
ાંધ્યું બાલાગામ જ્યાં હાલ્યોપાણી દાદવા.

રે દાદવા, આ મારૂં હૃદય ચિતોડનો રાજા લાખો રૂપૈયા દેતો હતો છતાં ચલાયમાન થયું નહીં. પણ તે આ બાલાગામને વશ થયું. અરે પોતાને આ ગામના અન્નજલ લેવાં ઈશ્વિરે નિર્માણ કર્યાં, આમ પોતાની ટેક મૂકવાનો વખત આવ્યો તેથી તેને પ્રથમ તો જરા લાગી આવ્યું પણ ઈશ્વિરે જ આ સર્વ ખેલ રચ્યો છે એમ માની કવિએ સબુરી પકડીને પોતાના નૈસર્ગિક પ્રવાહને છૂટો મૂક્યો.

**ઢળીયાં આવે ઢાળ, કાંસાળી તોપર કથન,**
**કરકી કોણુ પાળ્ય ડુંગર પાણી દાદવા.**

રે કાંસાળી સંધીની ઉત્તમ જાતના, તારા ગુણ ગાવા વાણીની રેલ મારા હૃદયથી ઉભરાવા માંડે છે. જેમ કોઈ ડુંગરપર વરસાદ પડવાથી ઢળ્યો આવતો પાણીનો પ્રવાહ પાંદડાં અથવા હાથથી ખાળ્યો ન રહે તેમ આ વાણી-પ્રવાહ અટકાવ્યો રહેતો નથી.

ખરેખર ગુણીના ગુણો નૈસર્ગિક સૃષ્ટિમાં ખેલનાર કવિરાજોના હૃદયને જીતી લે જ. તે લોકો સદા ઉમદા ભાવના જ ભૂખ્યા છે. તે જ ભાવો મહાન્ કવિરાજોનાં હૃદયને પોષે છે. તેઓ પોતે ઈશ્વરની સૃષ્ટિના જ સેવક છે. તે મહાન્ પ્રભુના રાજ્યની જ પોતે રૈયત છે. અત્રેની આલમનાં પવન બવન, ઝડી ઝપટ લાગવાથી જરા કોઈ વાર તેઓ હુંપદવાળી, ધર્માંધ વગેરે દશાનો ભોગ થાય

છે, પણ જેવો ઉત્તમ ગુણભર્યો ઇશ્વરનો પ્રકાશ ઝબક્યો કે તુરત અહંતાનો હઠ આપે જ નષ્ટ થાય છે. દાદવો મળતાં નરહરજીને તેમ જ થયું. મુસલમાનની કવિતા ન જ કરવી એ હઠ આપે જ ભસ્મ થયો. તેનું હૈયું હવે હાથ રહ્યું નહી. તેણે તો દાદવા સામું જોઈ કહ્યું:–

**જેનાં સોનાં શીળ એનો વરણ કાંઇ વખોડીએ,**
**પ્રેલાદેય પવિત્ર નકર દાનવ હોતો દાદવા.**

હે દાદવા, જેના ગુણ સારા છે, તેની જાતને તે શી બાબત ધિક્કારવી જોઇએ. રાક્ષસ કુળમાં પ્રલ્હાદજી અવતર્યા તેથી તે કુળ પવિત્ર થયું. આમ ભલે તું મુસલમાન છો પણ તું પવિત્ર છો. તારી જાત કુળ સર્વ પવિત્ર છે. વળી,

**ગાળ્યો ગોંદ્ર લગે, મીઠપ તોય મેલે નહીં,**
**સોજીના સફરે દણી વખાણે દાદવા.**

રે દાદવા, ભલેને ઠેઠ બુડાબુડ શેરડીની કાતળીને ભોંયમાં ડાટી દે છે, તોય તે પોતાની મીઠપ તજતી નથી, ઉલટો મીઠો રસ આપે છે. આથી તેને આખું જગત્ વખાણે છે.

હીંદુ હોય તે સારૂં કરે ને મુસલમાન તો પાપી છે, એ માણસનું માનવું તદ્દન ખોટું છે, પણ જો તે ઉત્તમ કુળનો હોય, તેનાં માતાપિતા સારાં હોય, તો તેનાથી કદી હીણું થતું જ નથી; પછી તે ભલે મુસલમાન હોય કે કોળી વાઘરી હોય, બ્રાહ્મણ હોય અગર અન્ય ઉચ્ચ વર્ણનો હોય.

**વરણ કવરણ નોય મર કવરણ ઘેર ઉછરીયો કરણ,**
**કોયલ કસર ન હોય મર કહર ઉછેરે દાદવા.**

રે દાદવા, ભલે કોયલનાં બચ્ચાંને કાગડી ઉછેરે છે પણ તે પોતાના ઉત્તમ વર્ણને (સ્વભાવ) તજી દેતાં નથી. રાજા કરણ દાસીને ઘેર ઉછર્યો પણ તેણે તેનો ઉત્તમ ખવાસ તજ્યો જ નહીં. ઉત્તમ તો સદા ઉત્તમ જ રહેવાનાં. હવે કવિરાજ આમ સામાન્ય ઉત્તમ મનુષ્યના ગુણ ગાતા સાધુરૂપ દાદવાને વર્ણવવા લાગ્યા.

**ચારણનું ચાલે નૈં, ગાડું ગુડ ગળેલ,**
**કાઢયું કાંધ ધરેલ, તેં ડચકારે દાદવા.**

રે દાદવા, આ મારૂં ચારણનું ગાડું ગોઠણ સુધી ઉંડું ખુંચી જઈ ચાલતું ન હતું, પણ તેં તારા ખભાનો ટેકો દઈ, એક ડચકારો મારી તેને સપાટામાં બહાર કાઢ્યું. તને રંગ છે! તું એવો તો ઉદાર છે કે સંખ્યાબંધ મારા જેવા આશ્રિતો તારા ઘર તરફ કીડીની હાર જેમ ચાલી નીકળ્યા છેઃ આમ ઉદારના ગુણ કવિ ગાતાં બોલ્યાઃ—

**કીડીજી કતાર ખિગાથે આવે ચડી,**
**હળીયા માગણહાર દથુ સાંધી દાદવા.**

હે દાદવા, જેમ સાકરની કણી તરફ કીડીની હારની હાર ઉલટી પડે છે તેમ જ ચારે દિશાએથી માગનાર તારા ઉદાર ઘર તરફ ચાલ્યા આવે છે. વળી મારા હૃદયને તારા હૃદય સાથે જ ગોઠે છે, કારણ કે અંતઃકરણનો

કોઈ ભાવ આપણને એક બીજા તરફ ખેંચી રહ્યો છે. એ તો ખરૂં જ છે કે,

**મળીયો તુંથી મેળ, આ મન બીજે મળશે નૈં,**
**ભળીયો ચોખો ભેળ દુધ સાકરનો દાદવા.**

રે ઉદાર વીર દાદવા, મારા દિલનો મેળ તારી સાથે જ મળી ગયો છે; તે કેવો? કે જેવો દુધને સાકરનો ચોખ્ખે ચોખ્ખો મેળ હોય નહીં?

અને હું ચારણ છું. અમારૂં ચારણનું વચન સદા ખરૂં જ છે. જો હું કહું છું તેવો તું ન હો અગર મારૂં હ્રદય તારૂં થઈ ગયું છે તે વાત હું ખોટી કહું છું, એવું હોય તો સાંભળ:–

**ચવ પાંખે ચારણાતણું, વેણુ વશી ગત જાય,**
**દુધ અહોણું થાય, દોણે ખાટે દાદવા.**

હે દાદવા, આ મારૂં શુદ્ધ ચારણનું વેણ ખરૂં જ છે તે કદી મિથ્યા થતું નથી. અને જો ફરે તો જેમ ખાટી છાશવાળી દોણીમાં તાજું દુધ પણ બગડી જાય તેમ મારી મામાં પણ ફેર હોવો જોઇએ. હું શુદ્ધ ચારણીનો જાયો નહીં જ.

સદા શુદ્ધ કુળના સાચું જ કહે છે, તેનું વચન અન્યથા થાય જ નહીં એમ વદતા કવિરાજે વળી કહ્યું:–

**ગરૂડ વડેરા પડીયા, ધ્રુ તારે તારા,**
**મેરૂ વડેરા ડુંગરા, આડા દાદુવ દાતારા.**

રે દાદવા, ગરૂડ જેમ પંખીમાં શ્રેષ્ઠ છે, ધ્રુવ જેમ તારાઓમાં શ્રેષ્ઠ છે, મેરૂ જેમ પર્વતોમાં શ્રેષ્ઠ છે, તેમ તું દાતારોમાં શ્રેષ્ઠ છો.

આમ નરહર કવિ જેમ જેમ દાદવાની પરોણાગત ચાખતો જાય છે, તેની સેવા સ્વીકારતો જાય છે, તેમ તેમ તેના હૃદયનો પ્રવાહ ઉછાળા મારી વહે છે. પછી તો ગામના ગરઢેરા નરહરને જોવા દાદવાને ઘેર આવી તેની સાથે સાથે દાદવાના પણ ગુણ ગાવા લાગ્યા. એક દિવસ કવિરાજે કહ્યું:—

**મળ્યાંય મોટાં મૂઢ કોઈ મનસાગરો મળ્યો નૈં,**
**એની હલ રહી હૈયામાંય, દાઝ ન ભાંગી દાદવા.**

રે દાદવા, મને આજ દિન સુધી ઘણાય મોટા હૃદય શૂન્ય શઠ મળ્યા હતા; પણ કોઈ તારા જેવો મોટા મનનો મળ્યો હતો નહીં, તેને લીધે મારા હૈયામાં તેવો નર મેળવવાની ઘણી જ તીવ્ર જિજ્ઞાસા હતી—અને તે જિજ્ઞાસાનો અગ્નિ ઓલવાતો નહોતો; પણ આજ તારાથી હું સર્વ રીતે તૃપ્ત થયો. વળી જો,

**ચાંચાળો ચાંચે લીએ, આવે બુંદ અસા,**
**જેવો શેડ સા, તેવો દોણે નાવે દાદવા.**

રે દાદવા, બપૈયો તો આકાશમાંથી સ્વચ્છ વારિનાં ટીપાં પડે છે તેને જ ચાંચમાં લીએ છે કારણ કે જેવી આંચળમાંથી દુધની શેડ નીકળે તેવી જ તે પરબારી

મુખમાં જાય ને જેવું દુધ મીઠું લાગે તેવું દાણામાંથી તે મીઠું લાગતું નથી જ. આમ ઉત્તમ ભાવનાવાળા હૃદયમાંથી જે જે કૃત્ય થાય છે, તે ઉત્તમ હોય છે, ને તેના ઉપભોગમાં હૃદયને આનન્દ રહે છે, પણ પરાણે સ્વાર્થ રાખી, કાંઈ કરવા જઈએ તો તે તેવો આનન્દ આપી શકતું નથી. આમ અનેક દાખલા દલીલ વરસાવતું નરહર કવિરાજનું હૃદય, ગરદેરાને ભોંઠા પાડતું દાદવાના દરબારમાં વિકસી રહ્યું.

गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः



# દેવરો તથા ઢોલરો.

પોતાને જે ચહાતું નથી તેને પોતાના સમભાવી હૃદય સાથે જોડી સુખ લેવું એવો દૈવી ભાવ તો ખરેખર સાધુ પુરૂષોમાં જ હોય છે. એવું ઉદાર દિલ બીજા પાસેથી કંઈ જ્ઞાન લઇને તેમ કરતું નથી પણ તે કુદરતી રીતે જ તેવું હોય છે. આવાં હૃદય ખરેખર પૂજનીય છે.

ઢોલરો જાતનો તો આયર હતો પણ ઘણા જ ઉચ્ચ દિલનો પુરૂષ હતો. તેનું વેશવાળ પોતાની જ જ્ઞાતિની એક આયર કન્યા સાથે થયું હતું. પણ તે કન્યાના દિલને દેવરા નામના એક અન્ય આયર યુવાને વશ કરી લીધું હતું. એક જ ગામમાં, પાસે પાસે પડોશમાં રહી સાથે સાથે નાનપણથી રમત ગમતમાં ઉછરેલ તેથી દેવરા તથા તે કન્યાનાં હૃદયો સજ્જડ પ્રેમગાંઠથી સંકળાયાં હતાં. દેવરાને તેની મા તથા બે બેનો સિવાય બીજું કોઈ સગું વ્હાલું નહોતું. પિતા તો તેને છેક બચપણમાં મૂકી મરી ગયેલ હતો. દેવરો માતાને ઘણી જ મદદ કરતો ને તેઓ મજૂરી બજૂરી કરી પોતાનું ચલાવતાં. કન્યા પોતાનાં મા બાપને લાડકી હતી, વળી એકની એક જ, પછી તેની સ્વતંત્રતાનું શું પૂછવું ? દેવરાને તે અનન્ય પ્રેમભાવથી પોતાનો જ ગણતી હતી. તેનાં માબાપે તેનું વેશવાળ ઢોલરા સાથે કર્યું, અને કન્યાકાળ થતાં લગ્ન આરંભ્યાં.

હવે લાડકવાઈ કન્યાને ખરા ખબર થયા કે પોતે ઢોલરા સાથે પરણીને જવાની જ. હવે તેનું હૃદય અચાનક બાણુથી ઘવાયું, વ્હાલા દેવરાને તજવો જ પડશે. દેવરો બિચારો શાન્ત મુંગો થઈ ગયો. તે પણ પામી ગયો કે પોતાનું વ્હાલું હૃદય હવે બીજાના હાથમાં જવાનું. તેના દુઃખનો પાર રહ્યો નહી. પણ ગરીબના દુઃખની કોને પિછાન? પિછાન માત્ર એક નેક હૃદયને જ. લગ્નની તૈયારી થઈ. મંડપ શણગાર્યો. માંડવીયાં સર્વ ફુલ ફટાકીયાં થઇને માંડવામાં ફરવા લાગ્યાં. એક માત્ર દેવરો ત્યાં દેખાતો નહોતો. દેવરો ત્યાં ક્યારેક આવતો તો હોંશ વિનાનો, કપડાં બપડાનું પણ ઠેકાણું નહીં. એની આ સર્વ સ્થિતિ કન્યા જોઈ ગઈ. તે દેવરાને મળી અને કહ્યું કે આ જાન આવી બધાંય માંડવામાં ડોલરીયાં થઇને ભમે છે. ને તું આમ કાં? તુંય તેઃ—

**આ બાઠાળા ભમે, રૂપાળાસેં રાચું નૈં,**
**ડોલરીયો થૈને મંડપે માણને દેવરા.**

હે દેવરા, આ બધા ખડભૂત, ભાઠાં પડેલ, અહીંયાં ભમી રહ્યા છે; પણ હું કોઈ રૂપાળાથી રાજી થવાની નથી. તું વ્હાલા ફુલફટાકીયો થઇને આ માંડવામાં મજા કર ને.

**આ બોથાળા બાણું લાખ, રૂપાળાસેં રાચું નૈં,**
**ડોલરીયો થઇને મંડપમાં દેવરા માણને.**

રે દેવરા, આ બધા મૂરખ બાણું લાખ ભેગા થાય ને તેમાં ગમે તેવું રૂપ હોય તો પણ તેની સાથે મારૂં હૈયું

રાજી થશે નહીં. તું તારે આ માંડવામાં ફુલ ફટાકીયો થઇને આનન્દ કરને.

આમ તેને ઉત્તેજન ચડાવવા તે કન્યાએ ઘણું કહ્યું પણ દેવરાનું કરમાઈ જતું હ્રદય પ્રફુલ્લ થયું નહીં. તે માંડવામાં સર્વ સાથે આવતો, ઉભો રહેતો, પણ હોશ વિનાનો. અન્તે ઢોલરા સાથે લગ્ન થયાં. અને ચોરી ફરવા વખત થયો. ચોરીમાં વરરાજા સાથે બેસી કંસાર ખાવાનો વખત થયો ને નિઃશ્વાસ નાખતી કન્યા બોલીઃ–

**ચોરીના આંઠા ચાર, વોય ફરવા માંડવ માંય,**
**પણ કેમ જમું કંસાર, રે દુઃખ માને ઇ દેવરો.**

અરેરે, હું આ પરપુરુષ સાથે માંડવામાં ચોરીના ચાર આંટા ફરવાના હોવાથી ફરી. પણ આની સાથે બેસીને કંસાર તે એક ભાણે કેમ જમું? એમ કરૂં તો મારો દેવરો દુઃખ લગાડે. ઉત્સવના ઉજમને ઠેકાણે આવા નિઃશ્વાસ, આવા ઢીલા ઢીલા હાવભાવ કન્યાના હ્રદયમાંથી નીકળતા ઢોલરો જોઈ ગયો. પણ કારણ કલ્પી શકયો નહીં. "માબાપની લાડકીને પારકે ઘેર જતાં સ્વાભાવિક રીતે દુઃખ થાય જ; વળી દેવરા જેવા કોઈ સ્વજનને માટે પણ લાગે," એમ ધારી ઢોલરે મનનું સમાધાન કર્યું. નહીં તો તે એવા તો ઉદાર દિલનો હતો કે દેવરા માટે ઝુરતી કન્યાનું તો કદી પણ પાણિગ્રહણ કરે જ નહીં. લગ્ન થયાં; ચોરીએ ચડી ઉતર્યાં. હવે જાનને ઉઘલાવવાનો વખત

આવ્યો; ત્યાં દેવરો તથા તે બાલા મળ્યાં. દેવરે તેને શાન્તિ રાખી, ધીરજ ધરી, રહેવા શિખામણ આપી, અને ઢોલરાને ઘેર જઇ એ સુખી થાય એવું ઇચ્છયું પણ પ્રેમઘેલી તે બાલાએ કહ્યું. "હા દેવરા, તે ખરૂં, પણ—

**દેવરા દી નવ જાય, અરેરે જન્મારો કેમ જાશે,**
**પણ વળતવળતે વેણે, આ દોરી દીધાં દેવરે.**

રે દેવરા, તારા વિના મારે એક દિવસ પણ કાઢવો અતિ કઠણ છે; તો પછી, હે પ્રેમી, આખો જન્મારો તે મારાથી કેમ કઢાશે? પણ, અરેરે, આ દેવરે તો મને, હું તો મારે બોલતી રહીને, એક ઢોરને જેમ વેચીને દોરીગે તેમ આ ઢોલરાને સોંપી દીધી.

આવા વચન સાંભળી દેવરાનું હૃદય તો કપાઈ ગયું, પણ પોતે કરે શું? તે દુઃખનો માર્યો આ અસાધ્ય સ્થિતિને ખ્યાલે જરા મોં મલકાવવા લાગ્યો, તે જોઈ વળી તે બોલી:

**દેવરા દાંત મ કાઢય, દોખી તારાં દેખશે,**
**થાશે હાસું ને હાણય, વાતુ બેઉની વણસશે.**

અરે દેવરા, તું હસ નહીં. તારા દુશ્મન આ જોઇ જશે ને તેથી હસવું ને હાણ બેઉ થશે. આપણી ફજેતી થશે ને બન્નેની વાત બગડી જશે.

માટે, હે પ્રેમી, મને લઇને તું અત્રેથી ક્યાંય નીકળી જા તો ઠીક. પણ દેવરે કંઈ ઉત્તર દીધો નહીં. ફક્ત આ વિચારથી દુઃખી થઈ મોં મલકાવ્યું. સવાર થઈ ને જાન ઉચલાવી. ઝાંપે માગ-

ણનું ટોળું હાત્ય લેવા એકઠું થયું. ચારણ ભાટને રીઝ
મેપા નામનો ઢોલરાનો સગો દક્ષણામાં ઢોર દેવા લાગ
પણ તે સારૂં નરસું એમ કરવા લાગ્યો ને ઢોરને તાર
લાગ્યો. આ જોઈ તે બાલાના હ્રદય પર ઉદાર દે
ખડો થયો. માગણ માગવા આવતે પોતાની એકની એ
ગાય મોરી સુધાં તેને દઈ દીધી તથા તેની સાથે ઘાસ
ભર પણ ચારગણા માટે દીધો એ સઘી દેવરાનું િ
બાલાના હૈયાને પ્રફુલ્લિત કરવા લાગ્યું અને તેણે કહ્યું.-

હાત્યુ દેતાં ઢોર, ટાળાના તારવીએ નૈં,
મોરી સોતાં મેપ, દોરી દીધાં દેવરે.

હે મેપા, આમ દક્ષિણામાં ઢોર આપતાં સારૂં ન
કરીએ નહીં. જોને મારે દેવરે તો મોરી સુદ્ધાં દઈ દે
જરાય વાર લગાડી નથી.

હાત્ય દેવાઈ રહી. જાન પંથે પડી, નવી વહુની ન
રમાં મરદ ઠરવા ઘોડા પર બેઠેલ સ્વારો એક બીજા સા
સ્પર્ધા કરવા લાગ્યા આ જોઈ તે બોલી.—

ટટાં ટાળા ટાળ્ય, અણગમતાં આડાં ફરે,
માંકડીએ અસ્વાર, દશ વિરાજે દેવરો.

અરેરે, આ ટાટડાં ઘોડાં એક બીજાની આગળ ની
ળવા દોડી દોડી મારી નજર આડાં આવ્યાં કરે છે. પ
અહો મારો દેવરો જે વખતે માંકડી ઘોડી પર સ્વા
કરતો ત્યારે સર્વ દિશા દીપી ઉઠતી.

આ ઘોડાં કુદાવતી, બળદ દોડાવતી, જાન એક નેરાને કાંઠે આવી. સર્વે ટીમણ કરવા ઉતર્યાં. નવી વહુ સહિત જાનની કેટલીક સ્ત્રીએ નેરાની વેળુમાં વીરડા ગાળી ઉલેચવા લાગી. પણ તેનું પાણી આછું થયું જ નહીં. ઘણી મહેનત કરી પણ બધી ફોકટ ગઈ. આ જોઈ નવી વહુના દિલમાં કોઈ ભાવ ઉભરાઈ આવ્યો. પોતાને વ્હાલો દેવરો કઈ દિશામાં હશે તે તપાસવાનું તેને મન થયું અને તે બોલી:—

**વેળુમાં વીરડો ખુંતોય ખમે નૈં,**
**પણ આછાં આવજો નીર, દશુમાંથી દેવરાની.**

આ રેતીમાં જે વીરડો છે તેને ડખોળી ડખોળીને ઉલેચ્યો તોય તે આછરતો નથી; પણ, હે નીર, મારો દેવરો જે દિશામાં હોય તે દિશામાંથી તું આછું વહેજે.

આમ બોલી વ્હાલા દેવરાના પ્રેમની નિર્મળતાને ઉદ્દેશીને તેણે નીરને તેની કસોટી માટે કહ્યું; અને જુએ તુરત પ્રેમનો પરચો જણાયો. જે દિશામાં દેવરો હતો તે દિશામાંથી આછી સેર ફુટી. નવવધુ આમ પોતાના પ્રેમીની સાક્ષી પાણીને પુરતું જોઈ રાજી થઈ. પછી સર્વ સજ્જ થઈ ત્યાંથી ચાલ્યાં અને જાન ઘેર આવી. રાત્રિ થઈ. રસિક ઢોલરો નવી વહુને રીઝવવા રાત્રે સોગઠાબાજી કાઢી તેને રમવાનું કહેવા લાગ્યો. પણ ભલે ઢોલરો સર્વ જનોની નજરમાં પોતાનો ધણી થયો, પણ હૃદયે તેનો સ્વીકાર

કર્યો નહોતો. નિર્મળ હૃદયની વહુએ તડાક દઇને કહી દીધું કે:—

**સોનાની સોગઠીએ, પીતળીએ પાસે,**
**આ હૈયું ને જમણો હાથ, હામાં ડુબ્યાં દેવરાના.**

હે ઢોલરા, હું સોનાની સોગઠી ને પીતળના પાસા વડે મારા દેવરા સાથે રમી હતી ત્યારની આ મારૂં હૃદય ને જમણો હાથ તેની સાથેની રમતમાં હારી બેઠી છું, માટે હું તો તેની જ છું.

પ્રિય વાચક, કયો મરદ આ સાંભળી બેસી રહે? કોણ આમ ચોખ્ખું બોલી દેતી વહુને જીવતી રાખે? માત્ર એક રસિક, શુદ્ધ, ઉદાર દિલનો પ્રેમી સાધુ જ. ઢોલરો તેવો જ પ્રેમી હતો, તે ખરા જીગરથી પોતાની સ્ત્રીને ચાહતો હતો. તે હૈયાને પોતા સાથે સુખ નહોતું વળતું તેથી એ કાંઈ તેનો અદેખો ન બન્યો. અથવા તો ધણીપણું બતાવવા તેના પર સખ્ત પણ ન થયો. ઢોલરો તો દૈવી ભૂમિકાનો વિહારી હતો અલડ, ગભરૂ હૃદયને તૃપ્તિ આપવા તે સદા તત્પર હતો. તે તો વળી નવી વહુનો ચોટલો પોતાને હાથે ગુંથી રીઝવવા તૈયાર થયો. પણ આમ અન્ય પોતાના ચોટલાને સ્પર્શ કરે તે અયોગ્ય માની તેણે કહ્યું કે તે ગાંડ ઢોલરા, તારાથી છૂટવાની નથી; કેમકે:

**ચોટો ચાર જ હાથ, ગુંથ્યો ગોરે માણુસે,**
**ગુણની વાળેલ ગાંઠ, દોરો છુટે નૈં દેવરાનો.**

આ મારો ચોટલો ચાર હાથ લાંબો છે. તેને ગોરા માણસ દેવરે પોતાને હાથે ગુંથ્યો છે. અરે ઢોલરા, તેના ગુણની ગાંઠ એવી તો સજ્જડ બંધાઈ ગઈ છે કે એક દોરો પણ તારાથી છુટી શકે જ નહીં.

આમ તેને રીઝવવા ઢોલરો પ્રેમી પ્રયત્ન કરતો ગયો, તેમ વ્હાલા દેવરાને આગળ કરી નવી વહુ તો તેનાં જ વખાણ કર્યે ગઈ. આમ છતાં ઢોલરો લેશ માત્ર પણ હૃદયમાં ડંખ રાખતો નથી ને તેને રીઝવવા પ્રયત્ન કરે છે. સુવા વખત થતાં ઢોલરો પલંગ ઢાળે છે તે જોઈ વહુ બોલી:

ઢોલા મ ઢાળય ઢોલીઓ ઢોલે મન ઢળે નૈં,
મ ઝાલ મારા કપડની કોર રે દખ માનશે દેવરો.

હે ઢોલરા, તું પલંગ પાથર નહીં. મારૂં દિલ તું ઢોલરામાં કદી પણ ઠરવાનું નથી. અરે બાપુ, તું મારા કપડાની કોર પણ પકડ્ય નહીં, કેમકે એથી મારા દેવરાને દુઃખ લાગશે. મને તારી સાથે ઉંઘ પણ આવશે નહીં. કારણ કે,

કીમ સોઉં સજણા, મું સુતેય સખ નૈં,
પાંપણનાં પરિયાણ, ભમ્યા વગર ભાંગે નૈં

હે સજ્જન, હું તે કેમ સુઉં, ને મને ઉંઘ તે કેમ આવે! મને સુવામાં જરાય સુખ નથી. આ આંખને આમ જે ઝંખવાનું છે તે તેને જોયા વગર બંધ થવાનું નથી.

આમ ને આમ આ અલડ, ઘેલી નવી વહુને સુખ

દેવાને ઢોલરો જે જે સેવા ઉઠાવતો ગયો તે તે સંબંધે તેને ચોખ્ખો જવાબ મળતો ગયો. છેવટે સવાર પડી. ઉઠયાં. વખત થતાં જમવા બેઠાં, ને ઉનું ભોજન તેને પીરસ્યું, ત્યાં વળી દેવરો હૈયે આવ્યો ને તે બોલી:—

ઉનાં તે આ વાર ભોજનીયાં ભાવે નૈં,
સુતલ હૈયામાંય, રખે દેવરો દાઝતો.

મને આ વખતે ઉનાં ભોજન ભાવે તેમ નથી; કારણ કે મારા હૃદયમાં સુતેલ દેવરો તેનાથી દાઝી જાય.

આમ કરી ઉનું ભોજન પણ તેણે પાછું ઠેલ્યું. ખરેખર હૃદયમાં વિરાજતો પ્રેમી ઉનાં ભોજન જમવાથી દાઝશે એવો ભ્રમ પ્રેમવશ બાલાને થાય જ. જરા બહાર જશે ને આને સુખ વળશે એમ ગણી ઢોલરે તથા તેની માએ તેને બીજી સ્ત્રીઓ સાથે હેલ આપી પાણી ભરવા મોકલી. બીજી સ્ત્રીઓ ઝટ પાણી ભરી ઘેર આવી ને નવી વહુએ તો કુવા કાંઠે, કુવામાં ઘડો ને એક હાથમાં દોરડાનો છેડો ઝાલી વળાંભી વળાંભીને જોયા જ કર્યું. ઘણી વાર થઈ ને પછી કોઈએ કહ્યું એટલે પાણી ભરી ઘેર આવી. સાસુએ પૂછ્યું કે આમ મોડું શાથી થયું? ત્યાં તડાક જવાબ મળ્યો કે—

સિંચણ ચાળીશ હાથ, આ પાણી સાથે પુગ્યું નૈં,
જોતાં વાલમની વાટ, દી અથમાવ્યો દેવરે.

સાંભળો: આ સિંચણીયું ઘણું ચાલીસ હાથ લાંબું હતું પણ તે પાણી સુધી પહોંચ્યું જ નહીં. અરે મેં તો મારા

વ્હાલાની વાટ જોયા કરી ને એ દેવરે મને દી' અથમાવ્યો.

હવે તો ઘરમાં સર્વેએ જોયું કે આ વહુ કાંઈ ઘરમાં સુખથી રહી શકશે નહીં. એને એનો દેવરો મળે તો જ જંપ વળે એમ છે, માટે સુખેથી તેને સોંપી દેવી. પછી ઢોલરો દેવરાને ઘેર પોતાની સ્ત્રીને લઇને ગયો ને તેને સોંપી દીધી. બંને સાથે સુખી થયાં. પણ દેવરો કાંઈ જેવો તેવો નહોતો. તેણે આવા ઉદાર સાધુ જીવનના ઢોલરાને પોતાની બે બેનો દઈ દીધી, કારણ કે તેણે જોયું કે ઢોલરાના ઉદાર ચરિત્રથી પોતાની બેનો તેના ગુણની દાસી બની હતી. બન્ને સ્ત્રીઓ વરી ઢોલરો ઘેર ગયો. પણ દેવરાની માએ તેણે આમ પોતાની બે બેનો ઢોલરાને આપી દીધી તેથી જરા કચવાણું મોં કર્યું. આથી દેવરે કહ્યું, મા,—

> દીકરીયુ દેવાય, પણ વહુ દેવાય ના;
> એક સાટે બે જાય, તોય ઢાલ માગે ઢોલરો.

રે મા, દુનિયામાં માણસ લગ્નમાં પોતાની દીકરીને આપી દે છે. પોતાની સ્ત્રીને કોઈ આપી શકે જ નહીં. અરે, આ એકને બદલે મેં બે આપી તોય હું તો સદા દેવરાના દેવામાં જ છું.

ભાઈ વાચક, પંડે જ આનો વિચાર કરી લેજે. આ ઉપર વધારે ટિપ્પણ હું શું કરૂં? "જાનત હે દરદી દરદીકી." ઢોલરા જેવું દિલ હોય તો જ સમજાશે પ્રેમીની પીડા.

# વીકી તથા કમો.

વીકી અને કમો દંપતી હતાં. ક્યારે તથા ક્યાં થયાં તેનો પત્તો નથી. બન્નેમાં હેત સારૂં હતું. કાળો ઝાલ કમાનો દિલજાન ભાઈબંધ હતો. અવારનવાર તે કમાનો મેમાન થતો અને ઘણા દિવસ એ ભાઈબંધો હેત અને મઝામાં સાથે ગૂજારતા. પોતાના ધણીના આવા જીવજાન દોસ્તના સદ્દગુણો પર, વારંવાર સમાગમ થવાથી, વીકીનો પક્ષપાત થયો. સારા માણસની સારપની પ્રશંસા સ્વાભાવિક રીતે થઈ જાય એવી જાતનો પક્ષપાત થયો.

એક વખતે કાળો ઝાલ ભાઈબંધની પરોણાગત માણી પોતાને વતન પાછો ગયો. આ વખતના એના સહવાસમાં એના સદ્દગુણોની છાપ વીકી પર વધારે ગાઢ પડી. રાત્રે સ્વપ્નામાં તે કાળા ઝાલની તારીફ કરવા લાગી. મિત્રવિયોગના વિરહથી કમાને ઉંઘ ન્હોતી આવતી એટલે તે જાગતો હતો. પત્નીના શબ્દો તેણે સાંભળ્યા. પતિવ્રતા હિન્દુ સ્ત્રી સ્વપ્નામાં પણ પરપુરુષનું નામ લેતી નથી; છતાં જ્યારે વીકી સ્વપ્નામાં પોતાના ભાઈબંધ કાળા ઝાલની તારીફ કરતી કમાને લાગી ત્યારે એને સજ્જડ વહેમ ભરાઈ ગયો કે વીકી અને કાળા ઝાલને પરસ્પર અનુરાગ થયો છે.

સ્ત્રી અને મિત્રની પ્રીતિનો રસિક ભોગી ઈર્ષાથી સળગી ઉઠતો નથી, તેમનો વિનાશ કરવા તત્પર થતો નથી, માત્ર એકજ વૃત્તિ થાય છે; પોતાનું ગમે તેમ થાય પણ ભલે બન્ને સાથે રહી સુખી થાય એવી તજવીજ કરી આપવાની વૃત્તિ થાય છે.

સવાર પડ્યું ત્યારે કમાએ વીકીને કાળા ઝાલને ત્યાં જવા કહ્યું. નિર્દોષ સુન્દરી આ વજ્ર જેવું વેણુ સાંભળી સ્તબ્ધ થઈ ગઈ. જેની કલ્પના સુદ્ધાં નહીં તે સ્થિતિમાં એકદમ જવાથી જેવું દારૂણ કષ્ટ થાય તેવું એને થયું. પતિવ્રતાને આવી સ્થિતિથી વધારે વિષમ આપત્તિ કઈ હોઈ શકે? પહેલાં તો તે માનીજ શકતી નથી કે તેનો વહાલો પતિ તેને આવી રીતે પોતાની પાસેથી દૂર કરવા તત્પર થાય. પણુ કમાનો આગ્રહ સાચો લાગે છે ત્યારે તેનું હૃદય ફાટી જાય છે.

કમાની ઉદાર વૃત્તિમાં ધીમે ધીમે અદેખાઇનો અંશ ભળે છે. પરપુરુષ પર આસક્ત થયેલી સ્ત્રી પોતાને ન ખપે એવી માન્યતાથી તે કઠોર થઈ જાય છે. વીકી ન જવાને બહુ કાલાવાલા કરે છે. પોતાના પાતિવ્રત્યની ખાતરી કરાવવા જે ઉપાયો યોજી શકાય તે ઉપાયોનો આશ્રય લે છે પણુ કમો એકનો બે થતો નથી. અને જોરજુલમે તેને કાળા ઝાલને ત્યાં મોકલવા ઉદ્યુક્ત થાય

છે. જવા ન ઇચ્છતી વીકીને હાથ પકડી ઘર બ્હાર કાઢવા જાય છે ત્યાં વીકી ઘરની વળીઓ પકડી બાઝી રહે છે, તે વખતે કમો બોલે છે:

વીકી વળા મ ઝાલય, વળે ય વાસકણું નૈં,
જને જાલણુ બાર, આ કમા મન કોળે નૈં.

હે વીકી! તું આ વળાને બાઝી પડ નહીં. એથી તું આંહિ રહી શકીશ નહીં. કાળા ઝાલને ઘેર જા. હવે આ કમાનું દિલ તારા પર ફિદા થવાનું નથી.

વ્હાલા પતિનો સ્નેહ ખોવો એથી સ્ત્રી જાતિના ભાગ્યમાં વિશેષ કરુણ પ્રસંગ કયો? છતાં આવી મર્મઘાતક દારુણ સ્થિતિમાં પણ સ્નેહાળ પતિવ્રતા પતિથી દૂર થવા ઇચ્છતી નથી. ગમે તેવી દુ:ખદ, હીન, સ્નેહશૂન્ય સ્થિતિમાં પતિના સાનિધ્યમાં રહી શકાતું હોય તો રહેવા તેનું મન નિશ્ચય કરે છે અને એટલી કૃપા મેળવવા આર્ત હૃદયે પતિને વિનવણાં કરે છે:

કમા કાઢી મ મેલ્ય, કાઢયે કાઢેકુ કેવાયેં,
પાલીનું અમારૂં પેટ, અમે અધવાલીએય અલાવશું.

કમા! મને આંહિથી તું હાંકી કાઢય નહીં. તેમ થશે તો કાઢી મુકનારની નામોશી તને લાગશે. પાલી અનાજ આઇને હું ધરાઉં છું તેટલું ખવરાવવું તને ભારે પડતું હોય તો, અને તેટલા માટે તું કાઢી મુકતો હોય તો, હવેથી

અરધી પાલીથી મારૂં ગુજરાન ચલાવીશ. પણ તું મને તારી પાસે રહેવા દે.

હૃદયમાં વ્યથા છે છતાં ગ્રામ્ય જનની સાદાઈ પ્રમાણે સ્થૂલ રીતે પોતાને ન કાઢી મૂકવા સમજાવે છે-યાચના કરે છે છતાં કુમો પીગળતો નથી. હૃદયમાં છૂપાએલી આર્તિ સામાને વીંધી નાંખે એવી કરુણતાથી આવિર્ભાવ પામે છે.

કુમા કાઢી મ મેલ્ય, ખુણેથી ય ખંખેરીને,
લઈ ગરદન માર, અમે ખૂની તારાં ખરાં.

કુમા! મને તું હાંકી કાઢય નહીં, ખુણાખોચરામાંથી ઝાડી ઝપટીને કચરો કાઢવામાં આવે તેમ તું મને કર નહીં. આનાં કરતાં મને અહિં જ પૂરી કર. ખરેખર હું તારી ખુની છું-તારૂં સુખ નાશ કરનારી છું.

આટઆટલા આર્જવ છતાં કુમો પોતાના નિશ્ચયમાંથી ચલિત થતો નથી. જ્યાં સ્નેહનાં ઉદય અને વિકાસ અનુભવ્યાં અને સ્નેહ માણ્યો ત્યાં સ્નેહશૂન્ય દશામાં રહેવાને સ્હેજ પણ જોગવાઈ રહી નહીં ત્યારે કાળા ઝાલને ત્યાં જવા વિના બીજો માર્ગ રહ્યો જ નહીં. વીકી ત્યાં જવા નિરુપાયે તૈયાર થઈ. આવા સંકટના સમયે ભલભલાનાં મન ક્ષુબ્ધ થઈ જાય છે. જીવનભરમાં મહાપ્રયાસે પ્રાપ્ત કરેલી શક્તિઓ પળમાં હતી ન હતી થઈ જાય છે

અને પુણ્યને પાપમાં પલટાઈ જતાં વાર લાગતી નથી. મનુષ્યસ્વભાવ એવો ચંચળ છે. ખિન્ન, આર્ત, મુંઝાએલી, અપમાનિત, સ્નેહભ્રષ્ટ, ગૃહચ્યુત સુન્દરી એક ક્ષણ વિપથે સરી જાય છે.

કરી હત કમાઈ, તો મન ધોખો ધરત નૈં,
સ્વપ્નામાં ય સગાઈ, ઝંખી હઇશ કાળા ઝાલ શું.

અરર! ખરા જીગરથી કાળા ઝાલ પર કદી હું આસક્ત થઈ હોત તો, આમ થવાથી મારા દિલને જરા પણ ખોટું લાગત નહીં. કોણ જાણે વખતે સ્વપ્નામાં કાળા ઝાલ સાથે સગાઇની ઝંખના થઈ ગઈ હોય તો!

આમ શોચ કરતી તે કમાનું ગામ છોડી કાળા ઝાલને ગામ જાય છે અને વીતકની વાત કહે છે. બન્ને પવિત્ર હતાં. આવી સ્થિતિમાં કોઇનું શીલ ચળે એમ ન્હોતું. દુઃખી બહેનને ભાઈ આશ્રય આપે તેમ કાળા ઝાલે વીઝીને પોતાના ઘરમાં રાખી.

મિત્રને અને પત્નીને સુખી કરવા પોતાનાં સર્વ સુખનો નાશ કરવા કમો તત્પર થયો હતો. પત્ની એને વહાલી હતી, મિત્ર એને વહાલો હતો. એના જેવો સ્નેહી પોતાનાં વહાલાંઓને સુખી જોવા આતુર હોય, તેમને સુખી કરવા પોતે દુઃખી થવા, પોતાનું સુખ માત્ર હોમી દેવા તૈયાર હોય એજ સ્નેહી જીવનની પરાકાષ્ઠા. કમામાં કાંઈ અદે-

ખાઈ આવી વસેલી. પરંતુ વસ્તુતઃ એને પ્રેરનાર તો સ્નેહીને આત્મત્યાગ અને સ્નેહના પાત્રને સુખી જોવાની વૃત્તિ જ હતાં.

આ ઉદાત્ત વૃત્તિઓના આવેશમાં કાઢતાં તો વીકીને કમાએ કાઢી મૂકી; પણ સ્નેહાળ ગૃહિણીથી ઘરમાં જે સુખ, પ્રકાશ, આનંદ, સગવડ, સેવા આદિ જ્વલંત હોય છે, તે સર્વે તેની સાથે વિદાય થયાં. ઘર રાન થઈ ગયું. કમો પશુ જેવો થઈ ગયો. તેની દરકાર રાખનાર કોઇ રહ્યું નહોં: સંસારના અનુભવમાં કાચો કમો હેરાન હેરાન થયો. સ્નેહ ગયો, સુખ ગયું, આનંદ ગયો. ભૂતકાળ હમ્મેશ સાંભરવા લાગ્યો. ઘડીએ અને પલકે વીકી એને યાદ આવતી. અંતરના ઉંડાણમાં એમ થતું કે વીકી પાછી આવે તો કેવું સારૂં! કંઇક એવું પણ લાગવા માંડયું કે બન્ને પવિત્ર હતાં. વગર વિચાર્યે તેઓને પોતે અન્યાય કર્યો હતો અને ખોટી જીદથી પોતાના સુખનો ધ્વંસ કર્યો હતો. વીકીનો પ્રેમ હજુ પોતા ઉપર હશે એવી અંતરમાં ઝાંખી પ્રતીતિ થતી. વખતે પોતાની દુર્દશા જોઈ વીકી મ્હોટા દિલથી કમાનો જુલ્મ વીસરી જઈ પાછી આવે તો જ જીંદગીમાં લ્હેજત આવે.

કાઢતાં તો કાઢી પણ પત્નીનો વિયોગ નિરંતર કમાને સાલતો. દિવસ પર દિવસ જતાં સ્નેહનું ઉત્કટ સ્મરણ થતું. આવી સ્થિતિમાં તે કાળા ઝાલને ગામ ગયો. તેનું

અંતર જેવું વ્યથિત અને મૂઢ હતું તેવું જ એનું શરીર સ્વચ્છવસ્ત્રવિહીન હતું. ગામને પાદરે આવી પહોંચ્યો ત્યાં એને પાણીઆરીઓએ જોયો. કાળા ઝાલા અને કમાની દોસ્તી જગદ્વિખ્યાત હતી. એકબીજાને ગામ તેઓ જતા આવતા એટલે બન્ને ગામનાં લોકો બૈરાં છોકરાં સુદ્ધાં એમને ઓળખતાં હતાં. પાણીઆરીઓએ કમાને ઓળખ્યો ને બોલી:

નૈં સાબુ તમારે ગામડે, નૈં નીર તમારે નેસ,
કમો મેલે લૂગડે, ક્યાં આવ્યો અમારે દેશ.

રે કમા! તારા ગામમાં શું સાબુનો કાળ પડ્યો છે? નાવા ધોવાનાં પાણી ખુટી ગયાં છે? આવાં મેલાં લુગડાં પહેરી તું અમારે ગામ ક્યાંથી આવ્યો?

પાણીઆરીઓએ આવું પૂછ્યું એટલે કમો બોલ્યો:

સાબુ ઘણો અમારે ગામડે, નીર ઘણાં અમારે નેસ,
પેરી ઓઢી કોને દેખાડીએ, મારી વીકી ગઈ વદેસ.

બેનો! મારા ગામમાં સાબુ ઘણો છે, પાણી પણ પુષ્કળ છે. પણ મારી વીકી વિદેશ ગઈ છે એટલે કોને નાહી ધોઈ પ્હેરી ઓઢી મારૂં રૂપ બતાવું?

અંતરમાં છૂપાએલી લાગણી એકદમ પ્રકટ થઈ જાય છે. વીકી ગઈ અને તેની સાથે પોતાનું સર્વસ્વ ગયું; પોતે તદ્દન પાયમાલ થઈ ગયો હતો.

હાથે ચૂડી હેમની, દાંતે સોનાની રેખ.
ચલતી વખતનાં સજાણાં, ભગવો દઇ ગયાં ભેખ.

એ મારી વીકીને હાથે સોનાજડિત ચૂડી હતી. દાંતમાં સોનાની રેખ જડી હતી. જ્યારથી મારૂં ઘર તજી વીકી ગઈ છે ત્યારથી મને તો ભેખ દઈ ગઈ છે.

આમ કહેતાં કહેતાં કમાની આંખમાંથી આંસુનાં પૂર ચાલ્યાં. ખરે જ, સ્નેહનું પાત્ર જતું રહે ત્યારે વૈરાગીની જ દશા પ્રાપ્ત થાય.

પાણીઆરીઓ જઈ કાળા ઝાલને ખબર આપે છે. એકદમ કાળો ઝાલ અને વીકી પાદરે દોડી જાય છે. વિયોગથી, દુઃખથી કમો દુર્બલ થયો હતો, વ્યથિત હતો. મનમાં ઉઠેલી શંકા ક્યારનીએ સ્નેહનાં સંભારણામાં નાશ પામી હતી. મિત્ર અને પત્નીના ખુલાસા તરત જ સ્વીકાર્યા. ગૃહચ્યુત, સ્વામીસ્નેહભ્રષ્ટ વીકી પાછી કમાના હૃદયપર સ્થાન પામી. કમાને કાળો ઝાલ પોતાને ઘેર તેડી ગયો. દંપતીના પુનઃ સમાગમથી બન્નેનું અસલ રૂપ અને સુખ પાછાં ઉદિત થયાં. કાળા ઝાલની મેમાનગિરિ માણી તેઓ પાછાં પોતાને ગામ ગયાં. ખોવાયેલું સુખ પાછું ખોવાય નહીં માટે ઘણી જ કાળજીથી સ્નેહનું જતન કરતાં આનંદમાં દિવસો ગાળવા લાગ્યાં.



## રા હમીર અને પરચમ.

એક રાજાને રા હમીર નામનો એકનો એક પુત્ર હતો. ખોટનો હોવાથી હુલામણાંમાં તેને કાચબો કહી સૌ બોલાવતા. કુંવર પરણવા જેટલી ઉમ્મરનો થયો ત્યારે રાજાએ તેનું વેશવાળ કરવા બ્રાહ્મણને રજવાડામાં મોકલ્યો. પરચમ નામની રૂપવંતી રાજકુંવરીના બાપને ગામ બ્રાહ્મણ ગયો અને કાચબા માટે તેનું માગું કીધું. રણવાસમાં ખબર રાજાએ કહાવ્યા. ખબર સાંભળી પરચમની ભોજાઇએ મશ્કરી કરી: "બેન, કાચબાને પરણુશો?" લડાવેલી લાડકવાઇ નણંદે એકદમ જવાબ વાળ્યો:

ભાભી મેણું મ માર, કાચબ પરણું નૈં;
હીરામાણેક ને ઝવેર, પાણાને પરજળું નૈં.

ભાભી! મેણું ન માર, હું કાચબાને કદી પરણવાની નથી. હીરા માણેક અને બીજું ઝવેરાત મુકી પત્થર સાથે હું કદી પણ શોભીશ નહીં.

ભોજાઇ અને સહીઅરોની મજાકથી ગભરાઇ પરચમે કાચબા સાથે વેશવાળ કરવાની સાફ ના પાડી. રાજાએ બ્રાહ્મણને રજા આપી. બીજા રાજ્યમાં જઈ કાચબાનું વેશવાળ કરી બ્રાહ્મણ પોતાના રાજા પાસે ગયો અને સર્વે વૃત્તાંત નિવેદન કર્યો. રાજાએ લગ્નની તૈયારી કરી જાન ઉપાડી. રસ્તામાં પરચમનું ગામ આવતું હતું ત્યાં થઇને જાન જતી

હતી એવામાં પરયમ સાહેલીઓ સાથે પાણી ભરવા ગઇ હતી તેણે જાન જોઇ. તપાસ કરતાં જાન કાચબાની નીકળી. કુદરતી રીતે તેને કાચબો જોવાનું મન થયું.

સાંઢયું સો બસો, સોનાની સાંકળે;
પુછું તને પઢીઆર, કઇ સાંઢયે કાચબો ?

આ સોનાની તો જેને સાંકળ બાંધેલ છે એવી સો બસે સાંઢણીઓ ચાલી જાય છે. હે સાંઢણીના હાંકનાર! આમાં કઈ સાંઢ ઉપર કાચબો છે ?

પઢીઆરે જવાબ દીધો:

સાંઢયું સો બસો, સરખી દોરડીએ;
વચલી સાંઢે વણાર, કરડી સાંઢે કાચબો.

આ સરખેસરખી સાંકળે બાંધેલ સો બસો સાંઢણીઓ ચાલી જાય છે તેમાં વચલી સાંઢ પર તો વાણીઆ છે પણ પેલી કરડી સાંઢપર કાચબો છે.

કાચબાને જોતાંજ પરયમ બોલી ઉઠે છે:

કાચબ કંકુની લોળ, પગમાં રાઠોડી મોજડી;
ઝગમગ્યો હાળાની જોડ, કરણ્યું કરે કાચબો.

અહાહા ! આ કાચબો તો જાણે કંકુનાં પીંડલાનો બન્યો હોય તેવો લાલ છે, પગમાં મઝાની રાઠોડી મોજડી પેરી લીધી છે. પ્રભાતના સૂર્યની માફક ઝબકી રહ્યો છે, અને પોતાનાં કિરણ છોડી રહ્યો છે.

પરયમ કાચબાથી મોહ પામી. કાચબાએ પણ તેને ઓળખી. સાંઢણીપરથી ઉતરી તળાવને કાંઠે રા હમીર ઉભો રહ્યો.

પરયમ પાણી સાંચરી, સઘળી સાહેલી સાથ;
પરયમ ઉભી પગથીએ, કાંઠે ઉભો કાચબો.

રા હમીરનું રૂપ જોતાં જ પરયમ તેને વરવા ઉત્સુક થઇ પણ કાચબા તરીકે રા હમીરનું અપમાન કરેલું હોવાથી તે તેના રૂપથી કે સ્નેહથી મોહ્યો નહીં. કાંઠે બન્ને વચ્ચે વડછડ થઇ:

જ્યાં જોવા ગઈ ત્યાં ઇ જળમાં જાતો રહ્યો;
ભેખ્યુનો ભરથાર, કળનો રહેવાસી કાચબો.

અરે! જ્યાં હું નિરખીને જોવા જાઉં છું ત્યાં તો આ પાણીમાં ચાલ્યો જાય છે (મારી દરકાર કરતો નથી). [1]માટીની બનેલી ભેખડનો કાચબો ખરેખર ભરથાર છે એટલે તે કાદવમાંજ વસે.

આમ મેણું માર્યું ત્યારે કાચબો બોલ્યો:

અમો જળના જીવ, જળવણ જીવાય નૈં;
માથલું નામ તો રા હમીર, કોરે પાડેલ કાચબો.

ખરેખર અમે કાચબા તે જળના જીવ કહેવાયે. અમે

---

૧. દુહામાં બેવડો અર્થ સાચવ્યો છે. સુન્દરચના જળચર કાચબાને લાગુ પડે છે તેમ રા હમીરના દુહામણાના નામ કાચબાને પણ લાગુ પડે છે.

જળ વિના જીવી ન શકીએ. ઘણુંય મારૂં નામ તો શા હમીર છે. પણ હોંશથી હુલ્લામણામાં મને કાચબો કરી બોલાવે છે.

પરયમનો સ્નેહ એટલો બધો ઉભરાઇ જાય છે, શા હમીરને વરવા એ એટલી બધી ઉત્સુક છે કે હાથમાં આવેલાને તે છટકવા દેવા તૈયાર નથી.

તમો જો જળના જીવ, તો મૂળની સરજું માછલી,
શોધું તમારાં શરીર, કેડ મૂકું નૈં કાચબા.

રે કાચબા! જો તમે જળના જીવ છો તો હું જળને મૂળ ગણનારી માછલી થઇશ અને તમને શોધી કાઢીશ. પણ તમને જવા તો નહીં દઇશ.

આ આર્દ્ર શબ્દો શા હમીરને અસર કરી શકતા નથી. તેના હૈયામાં અપમાનનો ડંખ હજૂ રૂઝાયો નથી. સામું મેણું મારે છે. પરયમના શબ્દો એના મ્હોં પર પાછા મારે છે:

વેળુમાં અમ વાસ, રે કાંઠાનો કરીએ નૈં;
શેવાળ અમારો સાથ, હું તો કળનો રેવાશી કાચબો.

પરયમ ગળી ગઇ છે. મેણાં દેવાનો કે સાંભળવાનો પ્રસંગ રહ્યો નથી. હૃદય મોકળું મૂકી કાલાવાલા કરવાના જ રહ્યા છે. પરયમ વિનવે છે:

મે પડે, માટી ગળે, વીધર શાણીયું વાણ;
કાંઇ સુજે ના કામ, કડ્યું આંગી કાચબા.

જેમ જેમ વરસાદ પડે છે તેમ તેમ માટી ગળીને નરમ થાય છે. મારાં હૃદયનું વ્હાણુ ઠેકાણા વગરનું બન્યું છે. કાંઈ કામ મને સૂજતું નથી. અરે! મારી કેડ ભાંગી ગઈ છે. તારા જેવા રત્નને ગૂમાવતાં મારી આ દશા થઈ છે.

રા હમીર હજૂ અક્કડ ઉભો છે. કુંવરી અંતરમાં કકળાટ કરે છે.

સમપણુમાં સ્નેહ, રા શું રાખેલ નૈં;
અવળો પડયો દા, કરમે અમારે કાચબા.

અરર! કાચબા! જ્યારે વેશવાળ કરવા માણુસ આવ્યો ત્યારે કાચબો રા હમીર છે એમ ન જાણવાથી તારી સાથે પ્રેમ કર્યો નહીં. મારા કરમના યોગે મારી બાજીના બધા દાવ અવળા પડ્યા.

કાચબાને જરાએ અસર થઈ નહીં. માથે તડકો પડે છે, ફરતી લુ વાય છે, રાજકુંવરી કરમાય છે પણ રા હમીરનું મન એના પર ઠરતું નથી. તેના કઠણુ હૈયાને પીગળાવવા પરયમ પોતાની દશા કહી બતાવે છે.

નૈં તડકો નૈં ટાઢ લુ પણુ લાગે નૈં,
રોમ્યાં વાઢુ વચાળ, અમે કેળ્યું જેવાં કાચબા.

રે કાચબા! આજ મને ટાઢ કે તડકો કાંઈ પણુ લાગતાં નથી. આ અગનભર્યાં વાયરા પણુ મને લાગતા નથી. તે

મને રસ્તા વચ્ચે રોકી છે, નહીં તો કેળ જેવી કોમળ હું ઘણીય કરમાઉં.

સ્વભાવે કોમળ રમણીમાં સ્નેહ જાગે છે, ત્યારે તે કુદરતના ટાઢ તડકા ગણકારતી નથી–ટાઢ છે કે તડકો છે તેનું ભાન એને રહેતું નથી. કોઈ પુરૂષના સ્નેહ માટે તલસતી સુંદરી તે પુરુષ સમક્ષ આવી રીતે પોતાનો સ્નેહ પ્રગટ કરે ત્યારે તે સ્નેહથી ગળ્યા વિના તે પુરુષ નિશ્ચલ રહી શકે તો તે કેવા કઠોર હૃદયનો હોવો જોઇએ? રા હમીરમાં હૃદય નથી, અભિમાન છે; ગફલતથી થએલી અવગણનાનો ડંખ છે. એનું અભિમાન પરયમ જેવી સુંદરીના સ્નેહની કદર કરાવી શકતું નથી તો પછી સ્વીકાર તો કયાંથી જ કરાવે? પાષાણુની મૂર્તિ પેઠે તે નિશ્ચલ ઉભો રહે છે.

રા હમીર કોઈ રીતે પણ સ્નિગ્ધ થતો નથી ત્યારે પરયમ તદ્દન હતાશ થાય છે. જેને સ્નેહ અર્પીયો તેને અર્પીયો. તે તેનો સ્વીકાર ન કરે તો તે સ્નેહ અન્યને અર્પી શકાતો નથી. પરિણામે એ સ્નેહને વશ રહી એકાકી જીંદગી ગાળવાનો સ્વાભાવિક સંકલ્પ પરયમ કરી લે છે. છતાં એકવાર ફરીથી પોતાનાં નિરાશા અને સંકલ્પથી રા હમીર વખતે પીગળે એમ ધારી તે બોલે છે:

પાસા પોબાર અમે રા સામા રોડવ્યા નૈં;
આ અવળો પડયો રા કુંવારાં રાખ્યા કારમા.

અરરર! રા હમીર તારી સામે બાજી માંડીને મેં દાવ માટે પાસા રેડવ્યા જ નહીં, પોબારની રમત હું રમી જ નહીં. અરેરે! મારો દાવ તો તદ્દન અવળો પડયો, ને તેં મને કુંવારી જ રાખી.

આશાભંગ થએલી પરચમ પોતાના સંકલ્પનો જુમ્મો રા હમીરને માથે નાંખે છે છતાં તે ચૂપ જ રહે છે. આખરે પરચમથી સ્નેહભંગ સહેવાતો નથી. પ્રણુયીને હાથે મરવાનું પ્રણુયિનીનું પરમ સુખ મળી શકે તો તે મેળવવા તે પ્રાર્થે છે.

પેલાં દૈને બોલ, હવે પહોળાં મન પાથરીએ નૈં;
તરીઆ માથે તગ, હવે કાપીને જા કાચબા.

રે કાચબા! પેલાં વેણુ આપી મન મોકળું મુકી પછી આમ કરવું લાયક નથી. આ સ્ત્રી પર તરવારનો ઘા કરી તેને મારીને તારે જવું હોય ત્યાં જા.

હદ આવી. એક સુંદરીથી થઇ શકે એટલા કાલાવાલા પરચમે કર્યા. રા હમીરે પણુ મૌન ત્યાગ્યું:

પરચમ પોરનાં કાં મંદિર મૂકયાં નૈં;
ગોલાણી આવી હત તો કાંઠે ચડત કાચબો.

રે પરચમ! પોર કાં તું મારી થઇ નહીં ને તારૂં મંદિર મૂકી મારે ત્યાં ન આવી? જો ગોલાણી! ત્યારે આવી હોત તો આ કાચબો કાંઠે ચડત જ—તને પરણુત જ.

કેવો જવાબ! ક્યાં પરયમનો ઉછળતો ઉન્હો સ્નેહ અને ક્યાં રા હમીરનો તેનો ઠંડો આદરસત્કાર! સુંદરીનો હૃદયભાવ અનુભવ્યા છતાં, અજાણતાં તેનાથી પોતાની અવગણના થએલી તેનું રા હમીરથી વિસ્મરણ થતું નથી. તેની હતાશા વધારે તીવ્ર કરવા તેને તેનાં સ્ખલનનું અને એ સ્ખલન ન થયું હોત તો જે સુખને માટે અત્યારે પરયમ તલસે છે તેની ભોક્તા એ ક્યારનીયે થઇ હોત તેનું સ્મરણ કરાવે છે. આ ઉપરથી રમણીય લાગતી સ્થિતિ પરયમને કારી ઘા જેવી લાગી. તેનું દુઃખ ઉલટું વધ્યું. દુઃખ અપરિમિત છે, એટલું બધું છે કે સ્નેહાળ સુન્દરી જ ખમી શકે. પરયમ એક નીસાસો મુકે છે.

જોઇ નમણી જાત, જળમાં જાતો રહ્યો;
ભેખડનો ભરથાર, કળનો રેવાસી કાચબો.

હાય! મેં તો ધણીએ નમણી જાત જોઇ, પણ તે તો પાણીમાં જતો રહ્યો. આખરે તે ભેખડનો ભરથાર અને કાદવ કીચડમાં રહેનાર કાચબો જ નીકળ્યો.

એવા કાચબાને પરયમ શે ગમે? છતાં પરયમનો સ્નેહ એવો ને એવો જ રહે છે. સ્નેહશૂન્ય જીવન દુઃખ રૂપ છે, નાશ થવા યોગ્ય છે:

દેઈ અમારી દુગહ થઇ, સાચવી સોના જેમ;
જાણ્યું પરણશે રા હમીર, કુંવારાં રાખ્યાં કાચબા.

હવે તો આ શરીર મને અકારૂં થયું છે. રા હમીર ખરણુશે એમ જાણી સોનાની જેમ શરીરને સાચવ્યું પણ અરર! કાચબા તેં મને કુંવારી રાખી.

આમ અફસોસ કરતાં કરતાં પોતાનું ભાગ્ય ખરેખર હીન નીવડયાનું પરચમને લાગે છે:

સહીઅરની સાથ નર ગ્યાં તાં નિહાળવા;
શી અમારી અભાગ્ય કે કરમે નીવડયો કાચબો.

સખીઓની સાથે હું તો પુરુષને-(જેને મારો પતિ કરી શકું) એવાને જોવા ગઇ ત્યાં મારા એવાં શાં કમનસિબ કે તે કાચબો જ નીવડયો.

હતાશાથી થએલા ખીજવાટથી સુન્દરી આખરે મેણાથી રા હમીરને તેનું ખરૂં તુખમ જણાવી દે છે. રા હમીર મેણું સાંખી રહે એવો નથી:

થોરૂ ને થડ જારો પણ જડશું નૈં;
એવા છીએ અમે, કળહીણ કેવાયે કાચબા.

થોરના થડ પાસેય મને તું શોધીશ તો ત્યાં પણ હું મળીશ નહીં. અમે એવા જ છીએ, અમો કાચબાનું કુળ નીચું તે નીચું જ.

એના કુળને રાજકુમારીએ હલકું ગણ્યું, એના ગોરનું અપમાન કર્યું અને એને વરવા ના પાડી એ બધી વાત આ ટેકીલા રજપૂતને એટલાં બધાં વીંધતા હતાં કે

આવી નિખાલસ, સ્નેહાળ સુંદર કન્યાને પરણવા તે હરગીજ તૈયાર ન થયો. તેનું હૃદય વીંધાય તો ભલે વીંધાય, તે જીવનભર દુઃખી થાય તો ભલે થાય પણ પોતાનો ટેક જવો ન જોઇએ. ટેકના તુમાખમાં પરયમના શબ્દો પાછા મારી મેણું દઇ તે ચાલ્યો જાય છે. અભાગણી પરયમે પોતાનો માર્ગ નક્કી કર્યો હતો.



# મોખડાજી ગોહેલ.

પ્રજા, બ્રાહ્મણ તથા ગાય અર્થે અનેક રજપૂત વીરોએ પોતાનું રાજપાટ સર્વસ્વ–અરે ખુદ માથું પણ–ખોયું છે એવા દાખલા લોકોમાં પ્રચલિત છે. ક્ષાત્ર ધર્મ જ એવું સૂચવી રહ્યો છે કે પરમાર્થ પ્રથમ–સેવા પહેલી અને પછી જ સ્વાર્થ: આત્રું અનેક શૂરવીર રાજરત્નોએ કરી દેખાડયું છે અને તેથી જ વંશપરંપરા રાજ્યકર્તા તરીકેનો વિશ્વાસ લોકો પાસેથી તેઓ મેળવી શકયા છે.

ગોહેલ કુળભૂષણ મોખડાજી પણ રાજ્યધર્મ બરાબર સમજનાર એક વીર હતો. મુસલમાનોએ તેના પિતા પાસેથી તેનું સર્વસ્વ હરી લીધું હતું. પણ તે વીર પિતાનો પોરસ–કોંટો કંઈ યવનો જીતી શકયા નહીં. પિતાના મૃત્યુ પછી મોખડાજીએ પોતાનું રાજ્ય પાછું મેળવવા કમર કસી; અને ખોયેલ નગર એક પછી એક જીતી લીધાં. છેવટે તે ઘોઘા પાસે પીરમના બેટમાં પોતાનું મુખ્ય સ્થાન સ્થાપી પીરમનો પાદશાહ કહેવડાવા લાગ્યો. આ અમદાવાદના રાજાથી સાંખી ન શકાયું. ને મોટું લશ્કર લઈ તે મોખડાજીનો નાશ કરવા ચઢયો. એક પછી એક મોખડાજીનાં ગામો જીતતું મુસલમાન લશ્કર ઘોઘા પાસે આવ્યું. મોખડાજી ઘોઘાનો કિલ્લો સુરક્ષિત કરી પોતાના સરદારને તે

સોંપી પીરમમાં જઈ બેઠો. હવે મુસલમાનોએ ગામને ઘેર્યું ને ગાયનો વધ કરવાનું ઠરાવ્યું. વસ્તીને અન્નનાં સાંસાં પડવા લાગ્યાં. આ ખબર મોખડાજીને મળ્યા. અરે પોતે આમ બેટમાં રહી મજા કરે ને વસ્તી પીડાય, એ જોયું કેમ જાય? એવો દૃઢ ભાવ ધરી મોખડાજી એક નાવમાં બેસી ઘોઘે આવ્યો. અંદર દાખલ થઈ યુદ્ધ શરૂ કર્યું. દરવાજા ઉઘાડ્યા—ને પોતાની મહાન તલવાર હાથમાં લઈ દરવાજામાં અંદર દાખલ થતા દુશ્મનને જેમ ઘાસને કાપી નાખે તેમ કાપવા લાગ્યો. અન્તે અસંખ્ય તલવારોનો વરસાદ આ એકલ મલ મોખડા ઉપર તૂટી પડ્યો—ને તેનું માથું ધડથી જૂદું પડી ગયું. પણ અજાયબ જેવું એ બન્યું કે તે માથું ભીમની ગદાની જેમ જેના ઉપર ઉડીને પડવા લાગ્યું તે તત્કાળ પ્રાણ છોડવા લાગ્યા. અને ઉઘાડી તલવારે ધડ કિલ્લો તજી બહાર આવ્યું. લડતું લડતું ધડ અસંખ્ય સીપાઈઓને કાપતું ઠેઠ ખદડપર જે ઘોઘાથી પાંચેક માઈલ દૂર છે ત્યાં આવ્યું. છેવટે નાસતા શત્રુમાંથી કોઈએ ગળીનો તાંતણો માથા તથા ધડ પર નાખ્યો. ને આ અપવિત્ર વસ્ત્ર તેના પર પડતાં બન્ને શાન્ત થઈ ઢળી પડ્યાં. આવા વીર માટે પછી ચારણોએ ગાયું છે કેઃ—

**તળાય ખોખરા તણે ગાળે કેસર ગરજીયો;**
**ત્યાં વિંધ્યાચળ વાળે મૂક્યા ચારા મોખડા.**

રે મોખડા તું કેસરી સિંહ ઓખરાના ડુંગરની ખીણુમાં તાડુકયો તે સાંભળીને વિંધ્યાચળના હાથીઓ ભયના માર્યા ચારો તજી બેઠા.

તેં કાઢયો અસરા તણો ઘોડા હંકી ઘાણ;
નિત ફરકે નિશાન માતમવાળા મોખડા.

રે વીરત્વ ભર્યાં મોખડા તેં તો તારાં ઘોડાંને દોડાવીને અસુરોનો નાશ કરી નાંખ્યો. તારાં વિજયનાં નિશાનો હવે ફડફડી રહ્યાં છે.

સેજકજીએ સોરીયા કૈં મુગલ કૈં મીર;
પરગટ કીધા પીર જાયે ઝાંઝરશીયાઉત.

રે ઝાંઝરશીના વંશના, રે સેજકજીના વંશના, તેં તો કઇક મુગલોને મીરને સાંઠાની જેમ કાપી નાંખ્યા. એ સર્વને તો તેં પીર બનાવી દીધા.

જુનાં કોઇ જાણે નૈં પીર તણાં પરમાણ;
નવાં ચડ્યાં નીશાણ જાળે ઝાંઝરશીયાઉત.

રે ઝાંઝરશીના વંશના, કોઇ જૂના માણુસ આ પીરની મોટાઇ જાણુતા ન હોતા. પણુ હવે નવાં પીરનાં નિશાનો થયાં તે તારે હાથેથી જ.

હાકમને સેજક હરા તું જીત્યો તહતાણ;
પડતાં છુટયા પ્રાણ આણ ન મુકયું મોખડા.

રે સેજકજીના વંશના મોખડા, તેં તો લડાઇમાં આ અસુર હાકેમને જીત્યોજ છે. તું મરાયો ને તારા પ્રાણુ છુટી ગયા તોય તેં તારી રજપૂત વીરને છાજતી મોટાઇ તજી જ નહી.

પ્રાક્રમ શાર પડિયા પછે ધડ લડીયો રણધીર,
અસરાં તણા અમીર માર્યા કૈંક તેં મોખડા.

અરે મોખડા, તેં તો તારૂં માથું કપાઇ ગયા પછી પણ ધડને લડતું રાખી મર્દાઇ દેખાડી છે,—તેં અનેક અસુરના ઉમરાવને કાપી નાખ્યા છે.

બળવંત વરરાજ બણ્યો ઘોઘામાં ધમસાણ,
રંભાથી રઢરાણ મંગળ વર્ત્યાં મોખડા.

રે મોખડા, તું તો ઘોઘામાં રંભા અપ્સરા વરવા માટે વરરાજા બન્યો–ને ત્યાં ધમસાણુ ધીંગાણું મચાવ્યું. છેવટે રંભાથી રીસાયેલ રાજા તું તો તેને વર્યોજ.

આમ આ વીર રણમાં પડ્યો. હજુ પણ તેની દેરી એક ટેકરી પર છે ને નીચે તેનો ચોતરો બરાબર રણ વચ્ચે છે ત્યાં આગળ થઇને કોઇપણ બંધાણી જાય તો મોખડાજીને અફીણની કાંકરી દેતો જાય છે. ને પીરમ પાસે થઇને જતું કોઇ પણ વહાણ પીરમના પાદશાહના સ્મરણાર્થે નાળીયેર દરીયામાં ફેંકતું જાય છે. આમ પ્રજા માટે પ્રાણ ત્યાગનાર વીરની વીરપૂજા Hero-worship થાય છે.

# પોરસો વાળો.

પરની પીડા સમજી તેને દૂર કરવા યત્ન કરવો એ મહાન હૃદયનું કામ છે. ખરો વીર હમેશાં પોતાની છાયામાં પ્રેમી જોડાંને સુખી કરવા ઇચ્છે છે. પોરસો પણ તેવો જ વીર હતો. અનેક દુ:ખી પોરસા પાસે આવી પોતાનું દુ:ખ દૂર કરાવતાં. એક વખત માંડણ નામનો ચારણ દુકાળને લીધે એક પોઠીયા પર ઘરની ઘરવખરી લાદી પોતાની સ્ત્રીને સાથે લઇ, કોઈ સારો આશ્રય આપનાર ગામધણી પાસે જવા ઉપડયો. સવારમાં દિવસ ચડી ગયો છે ને છાશુનો વખત થયો છે. પોરસો ચોરામાં દાયરો ભરી બેઠો છે ત્યાં નદી કાંઠે એક જાળા સાથે પોઠીઓ બાંધી સ્ત્રીને ત્યાં રાખી માંડણ ગામમાં આવ્યો. ચારણે આવી વીર પોરસા પાસે દાયરા વચ્ચે કહ્યું:—

> સગાળે રે કોઇ આ વખત આવે છે વરતવા;
> કામણગારૂં કાંઇ પાદર તારૂં પોરસા.

રે પોરસા, સુકાળમાં પણ માણસો તારે ગામ વરતી ખાવા આવે છે, એવું આ તારૂં ગામ મોહ પમાડનારૂં છે. આમ ગામધણી પોરસાની ઉદારતા તથા સારપ ચારણે ભરદાયરામાં ગાઇ. સર્વ કોઇ તેના સામું જોઈ રહ્યાં. જેવું હોય તેવું કેહવાયું. સૂર્યને તેજસ્વી જણાવ્યો. ચન્દ્રને શીતળ

તેજવાળો ગયો, સર્વ કોઇ હા બાપુ એમ જ છે, એમ ચારણ સાથે મળતાં થયા. ત્યાં વળી તે ચારણે કહ્યું:-

આ વરતાઉને વાળા રે વાળા લોને વતન;
તો આણીએ ઉચાળા, પાદર તારે પોરસા.

રે વાળા પોરસા, તું સદા જે કોઈ વખાનાં માર્યાં તારે શરણે આવે છે તેને આશરો આપે છે. તો આ હું તેવો છું, તેને આશરો દે. હું તારે પાદર પડયો છું.

જે કોઈ આશ્રય માગે તેને આપવો જ એ દાતાની ટેક હોય છે. એવુંજ ઉદાર વીરનું વર્તન હોય છે. તો આ ચારણ કવિ આમ ભર દાયરામાં આવી જ્યારે આશ્રય માગે ત્યારે પોરસો વીર તે પાછી પાની કરે? તેણે ચારણને જરા બેસી કસુંબો લેવા કહ્યું ને નોકરને હુકમ કર્યો કે કવિરાજને માટે ઉતારો તૈયાર કરો. માંડણ બેઠો. પોરસા વીરની ઉદારતા, મુખની મીઠાશ તથા અતિથિસત્કારના વિચારમાં ઘડીક તો માંડણ એવો લીન થઇ ગયો કે પોતાની સ્ત્રી નદીકાંઠે પોતે રાખી છે, નિરાધાર છે, એ વિસરી ગયો. પણ જુઓ. સદાય પ્રેમીનાં હૃદયનો ભંગ કરવામાં જ વિધાતા જાણે પોતાનો વિજય સમજતી હોય નહીં! એવા એવા વિષમ બનાવો ભાવી ઉત્પન્ન કરે છે કે તેમાં હૃદયભંગનો સખત ફટકો રહ્યો હોય છે ને શૌર્યની તથા ઉદારતાની કસોટી તેમાં થાય છે.

માંડણુ કસુંબો લેવા બેઠો. તેને માટે નોકરો ઉતારો તૈયાર કરવા લાગ્યા ત્યાં નદીની ઉપરવાસ વાદળાં ચઢી આવ્યાં. ગીરમાં સખત વરસાદ પડ્યો, ને નદી બેહદ પાણીથી રેલી રહી. રેલી તો રહી પણ પ્રેમી માંડણુનું સર્વસ્વ તાણતી ગઈ. નદીમાં પૂર આવ્યું છે એવી બૂમ પડતાં માંડણુ એકાએક ચમક્યો. પવનવેગે તે ગામને પાદર ધસી આવ્યો. આખો દાયરો તેની પછવાડે ઉતાવળો ચાલ્યો. માંડણુ નદી કાંઠે આવ્યો ને જુએ છે તો સર્વત્ર જલ, જલ અને જલ વિના, મોટા લોઢ વિના બીજું કશુંય નહીં. માંડણુ ઘડીક તો આભો બની જોઈ રહ્યો. આ તે પોતે ખરૂં જુએ છે કે ખોટું એવી ભ્રાન્તિ તેને થઈ. સર્વત્ર પાણી અને પોતાની વ્હાલી ક્યાં? પોતાના હૃદયનું રત્ન ક્યાં? માંડણુ બિચારો ગાંડો બની ગયો. તેનું માથું વિચાર બિચાર વિવેક બિવેક હવે ધારી શક્યું નહીં. રે વ્હાલી ક્યાં ગઈ? આ શું? એજ માંડણુ હવે ઝંખી રહ્યો. પોરસે આવી તેને ઘણોય સમજાવ્યો, પણ તેથી શું? ઉલટો કોઈ આવેશમાં આવી તે બોલવા લાગ્યો:-

પોરસા તને શી ખબર પડે કે મેં શું ગુમાવ્યું છે! તું તો માને કે મેં એક સ્ત્રી ગુમાવી છે; પણ સાંભળ:-

ઓચિન્તા આવ્યે કર્યે, ગયે વાદળ ગળીયાં;
એમાં રતન ગયું રેલ પોરસા પાદર તારે.

રે પોરસા, આ અણધારેલો મેઘ ગિરમાં કોણ જાણે ક્યારેય તુટી પડ્યો ને તેમાં હે પોરસા, તારે પાદર મારૂં રત્ન, અરેરે, તણાઈ ગયું.

પારકાંને અર્થે સર્વસ્વનો ત્યાગ કરનાર વીરને કહેવામાં આવે કે આ દુઃખ તમારે પાદર થયું તો તેમાં તે પોતાના જીવનને અફલ માને છે. પોરસો "પાદર તારે" સાંભળી પોતાને એક સુળ ભોંકાઈ હોય તેમ દુઃખી થયો. ત્યાં વળી ગાંડો બોલ્યો:—

હતું કાળજાની કોર, છેડેથી છુટી ગયું;
મારૂં રતન ગયું રોળ, પોરસા પાદર તારે.

અરે પોરસા, એ મારૂં રત્ન મારા કાળજાની કોર સમાન હતું. અરે મેં તેને ઘણીય મજબૂત ગાંઠ દઇને બાંધ્યું હતું. પણ, હે પોરસા, તારે પાદર પલવારમાં એ છૂટી ગયું; ને આ રેલમાં મારૂં એ અમૂલું રત્ન રોળાઈ ગયું.

ગંડુ જરાય સમજતો નથી કે વીરનું હૃદય પ્રત્યેક શબ્દથી વિંધાઇ જાય છે. તે તો હવે જેમ નદીનો પ્રવાહ જોસભેર વહે તેમ બોલવા લાગ્યો:-

મંડાણોય માંડણનો જાજડતાંય જોય;
કારણ ન રહ્યું કોય, પોરસા પાદર તારે.

રે પોરસા, આ જોતજોતામાં માંડણના નસીબને ભુંસી દેનાર એકાએક મેઘ ઝડી સહિત મંડાયો. તે મારા અમૂલ્ય

રત્નને લઈ ગયો. હવે મારે આ જગતમાં જીવવાનું કશું કારણ રહ્યું નથી. મારૂં જે કાંઈ હતું તે તો હે પોરસા, તારે પાદર ગયું. આ "તારે પાદર" શબ્દ પોરસા વીરને માટે અસહ્ય થઈ પડતા હતા. પણ શું કરે? તેણે માંડણને ફોસલાવ્યો, પટાવ્યો; માંડણનો હાથ પકડી વીર પોરસો તેને દરેક રીતે મનાવવા લાગ્યો પણ માંડણનો પ્રવાહ તો જેમનો તેમ ચાલતો હતો.

દલને દામણ દેત, ઉભું ઉંટ જેમ,
રહ્યું રે રાતે પાદર તારે પોરસા.

રે પોરસા, આ મારૂં હૃદય અત્રે ઉંટની જેમ બંધાઇને ઉભું છે. પણ જેમ તે દામણ પામેલ ઉંટ ચાલવાને અશક્ત હોઇને ઉભું ઉભું ગાંગર્યા કરે છે તેમ જ હું પણ નિરૂપાયે તારે પાદર ગાંગર્યા કરૂં છું. મારૂં હવે કોને દાઝે? મને કોણ સમજે? પ્રેમીના હૃદયનો નિરાશાનો આ નિઃશ્વાસ વીર વાળાથી સહન થતો નથી. ગમે તેમ કરી માંડણને મનાવવા તૈયાર હતો પણ માંડણ એવી વસ્તુ ગુમાવી બેઠો હતો કે તેના સંબંધમાં વીરનું વીરત્વ વૃથા હતું. તે તો વિચારમાં પડી ગયો ત્યાં વળી ગંડુ બોલ્યોઃ—

કાયા કંકુની લોળ. સોનાની જેમ સાચવી;
પડયા શંકને રોળ, પંડે અમે પરવશ થયા.

રે પોરસા, આ મારી વ્હાલીની કાયા તો કોઇ કમા-

કંકુના પિંડ જેવી હતી. અરેરે, જેમ કોઇ અતિ
ભિખારી સોનાના કકડાને સાચવીને રાખે તેમ હું
સાચવતો. અરેરે, પણ મારે રાંકને માથે રોળ પડયા
વે હું પરાધીન થયો.

.ર પોરસો કવિની અધમમાં અધમ સેવા કરવા તૈયાર
છતાં પ્રેમીને પોતાનું હૃદય ગયું તે પછી બધે પરા-
ા લાગે છે. તે તો પોતે પોરસાને પાદર લૂંટાઇ
એમ માને છે. વીર મરદ આ પોતાને કલંક સમાન
છે ત્યાં વળી તે બોલ્યો:—

પાદર તારે પૂર ખળખળ્યું ખાંડાના ધણી,
મારૂં રતન ગયું રોળ પાદર તારે પોરસા.

ારે મહાન ખાંડું ધારણ કરનાર મર્દ, આ તારે
ખળખળાટ કરતું દળકટક ચડી આવ્યું, ને તેમાં
રત્ન રોળાઈ ગયું. અરે એ સર્વ તારા ગામને
થયું.

ા મર્મવેધી વાક્પ્રહાર વીરથી ન સહન થાય તેવો
પોતે તલવાર બાંધી તે વૃથા છે કારણ કે એક
ા ચારણનું હૃદય પોતે ધણી છતાં લુંટાયું. પણ તે
રી શકે? રાવણથી હરાયલ સીતા મેળવવા રામે
ને રણમાં રોળ્યો પણ તે જ સીતા ગર્ભવતી જંગલમાં
તેને વિષે રામે નિઃશ્વાસ નાંખી કહ્યું, અરેરે, દેવીનો

હિંસક પશુથી નાશ થયો હશે જ. તેને રામ કેમ રક્ષી શકે? પોરસાને પણ એમજ થયું. નદીના જલપ્રવાહે માંડણનું સર્વસ્વ લુંટી લીધું. તેમાં પોરસો નિરૂપાય હતો; મર્દની મર્દાઈ વૃથા હતી. પોરસો શું કરી શકે? ત્યાં વળી, તે બોલ્યો.

બેઠું બદય કરી શરીર અમારૂં સાંસાં જેમ,
ત્યાં લોહ્યુંય લોધીડે પાદર તારે પોરસા.

અરે પોરસા, ગરીબ સસલાં જેવાં અમે એકમેકનાં હૃદયમાં ભરાઇને લપાઇને બેઠાં હતાં. ત્યાં એકાએક હે પોરસા, તારે પાદર વ્યાધે તેને બાણથી વીંધી નાંખ્યાં.

તું અમને ન રક્ષી શકયો એ બોલ વીરને માટે મરણ સમાન છે. પોરસો આને હવે કોઈ પણ પ્રકારે રીઝવી લેવા મથતો હતો પણ જ્યારે જ્યારે તેને બોલાવે ત્યારે ત્યારે કંઇક નવું નવું સાંભળે. પોતાની સાથે સુવાડે, જમાડે, પણ પોરસો સાંભળે ત્યારે એનું એ—

હતું તે તો હારવીયું ખજીનો બેઠો ખોઈ,
કારણ ન રહ્યું કાંઈ પાદર તારે પોરસા.

રે પોરસા, જે હતું તે તો હું, તારે પાદરે હારી બેઠી. મારા આખા જીવનની પુંજી મેં ગુમાવી, મારે હવે જીવવાનું કશું કારણ રહ્યું નથી.

જ્યાં તલવાર—મર્દાઈ—નિષ્ફલ છે ત્યાં બુદ્ધિ ઘણી

વાર માર્ગ કરે છે. કોઈ પણ પ્રકારે પોરસો માંડ-ણને મનાવી લેવા અને પોતાનું કલંક ભુંસી નાંખવા આતુર હતો. તેણે અનેક કવિઓ, બ્રાહ્મણો, ભાટ, ચારણોને માંડણ પાસે વાતો કરી તેને રાજી રાખવા રોકયા પણ કોઈ વાતે માંડણ માને નહિ. ગાંડાના મુખમાં તો "પાદર તારે પોરસા" એ જ હતું. વીર પોરસાને તે ઝાટકા બરાબર હતું, એક વાર તો એ સર્વથી કંટાળી જઈ માંડણ બોલ્યોઃ—

કુવાને કાંઠેય હલ મારૂં ડોકાય,
ઈ જોયે તરશ ન જાય પીધા વિનાની પોરસા.

રે પોરસા, તારે પાદર, મારૂં હૃદય કુવાને કાંઠે બેઠું બેઠું તેમાં જોયા કરે છે. પણ તે તૃષાતુર હૃદય કંઈ અંદરનું પાણી પીધા વિના તરશ છીપવી શકે? ના, નહિ જ અને આ સર્વ તારેજ પાદર બને છે.

હવે પોરસે કરવું શું? પણ પોતે માંડણનું દુઃખ ન ટાળે તેને ન રીઝવે ત્યાં સુધી પોરસાને શાન્તિ નહોતી. તેણે તપાસ કરાવી તો ખબર પડી કે માંડણની સાળી કુંવારી છે. એટલે માંડણના સસરાને બોલાવ્યો. તેની દીકરીને ખવરાવી પીવરાવી બરોબર તૈયાર કરી પછી તે કન્યા જયારે આબેહુબ પોતાની બેન જેવી જ રૂપ રંગ હાવભાવમાં થઈ ગઈ ત્યારે માંડણનાં જ પોઠીયા જેવા

પોઠીઓ મંગાવી તેનાપર ધરવખરી લાદી નદી કંઠિ ઓરડીના જાળા સાથે તેને બાંધી તેની પાસે તે કન્યાને બેસારી. પછી પોરસે માંડણને પોતા સાથે ફરવા લીધો. "પાદર તારે પોરસા" નો અચળ ધ્વનિ વરસાવતો વિરહી પ્રેમી પોરસા સાથે નદી કાંઠે આવ્યો. પણ જુઓ. જેવો તેની નજરે પોઠીયો અને ચુંદડી ઓઢેલ નવયૌવના કન્યા પડ્યાં કે ગડગડતી કાઢી તેને "હા મારા પ્રાણ" કહી બાઝી પડયો, અને હૃદયના અનેક ઉછાળાથી તેને વધાવવા લાગ્યો. ઉઠો, ચાલો, આ પોરસાવાળાના ગામમાં ચાલો, કહી તેને ઉઠાડવા લાગ્યો. સર્વ દાયરો આ જોઈ રહ્યો. ગાંડો પ્રેમી ડાહ્યો ડમરો થઈ રહ્યો. તે વીર પ્રેમીની કીમત કરનાર પોરસાનાં અનેક રીતે ગુણાનુવાદ કરવા લાગ્યો. પછી તે પોતાની પત્ની સાથે પોરસાની છાયામાં પોતાના વિલાસી સુખી દિવસો પસાર કરવા લાગ્યો.

પ્રેમી કવિનું હૃદય ઠેકાણે આવ્યું. અને પોતાનો શ્રમ સફલ થયો તેથી વીર પોરસો પોતાના જીવનને પણ સફલ લેખવા લાગ્યો. ખરેખર વીર પ્રેમી પોરસે જ પ્રેમી કવિનું હૃદય ઓળખ્યું ને તેને પોષ્યું-ખરેખર

"જાનત હે દરદી દરદી કી."

---

# મેરજી વાજો



વનગર તાબાના કુંડલા ગામ પાસે કરજાળા ગામ છે. તે ગામનો ધણી અને ગરાસદાર મેરજી વાજો જાતનો રજપૂત હતો. તેનું વેવીશાળ ધારી ગામના ધણી ચુડાસમા રજપૂતની કન્યા સાથે થયું હતું. લગ્ન સમય આવતાં કન્યાને તેડી લાવવા કરજાળેથી તેના સંબંધીઓ વેલડું ખાંડું લઇ ધારી ગયા. એ દરમિયાન થયું એવું કે કરજાળા ઉપર બાબરીયા લોકો હલ્લો લાવ્યા અને કરજાળાનું ધણ તેઓ વાળી ચાલ્યા. ધણ જાય અને રજપૂતનો દીકરો તે વાત સાંભળે તો અવશ્ય તે વારે ધાય અને પ્રાણ જતાં સુધી લડયા વિના રહે નહિ, કારણ કે રજપૂતો "ગૌબ્રાહ્મણ પ્રતિપાળ" કહેવાય છે અને પણ પાળવું તેમનો ધર્મ માને છે. અને તેમાં જ રજપૂતના રજપૂતપણાની કસોટી છે. એવે વખતે તેઓ રાજ્યની, સંસારના સુખની અને ખુદ પ્રાણની પણ પરવા કરતા નથી. સૂર્યવંશી કે ચંદ્રવંશી કોઈ પણ રજપૂત ખરે વખતે પાછો હઠતો નથી. આપણો ઇતિહાસ એવા કટોકટીના ધર્મપાલનનાં દ્રષ્ટાંતોથી ભરપૂર છે.

ચંદ્રમુખી પ્રિયાઓને કલ્પાંત કરતી મૂકી જુવાનીના લ્હાવા તરછોડી ઘણાએ બહાદુરો અગ્રે ચઢી રણમાં ઝૂઝ્યા છે અને તેમણે પ્રાણનાં બલિદાન કર્યાં છે.

મેરજી એવા જ રજપૂત કુલનો હતો. પોરસેલ વાજે આયનું હરણ થએલું સાંખી શકયો નહિ. એક તરફ પોતે પીઠીભર્યો હતો, પોતાની પ્રિયાને લેવા ગયેલ વેલડું ઘડી બે ઘડીમાં આવનાર હતું અને હસ્તમિલાપ થવાને થોડી જ વાર હતી. આવે સમયે તેના હ્રદયમાં લગ્નજીવનના શા શા ભાવો ઉછળી રહ્યા હશે તે તે જ જાણે. પણ રજપૂત કુલનું પાણી આવા કટોકટને સમયે જ જણાઈ આવે છે.

મેરજી જાણતો હતો કે યુદ્ધનું પરિણામ અચોક્કસ છે; છતાં ધર્મ હારવો એ વીરને છાજતું નહોતું. નજર આગળ થતો અન્યાય તે સાંખી શકયો નહિ અને પોતાની માનાસાઈ તલવાર લઈ ઘોડે ચડી દુશ્મનની પૂંઠે પડ્યો. થોડે દૂર સૂર્યવડ નજીક તેનો અને બાબરીયાઓનો ભેટો થયો. યુદ્ધ ચાલ્યું. મેરજી નાગી તરવારે દુશ્મનોમાં ઉતરી પડયો અને તેણે રણધૂન મચાવી.

ગાયો તો પાછી વાળી ને દુશ્મન ભૂંડે મ્હોંએ નાઠો પણ મેરજીને ઘણા ઘા લાગ્યા હતા: તે મરાયો—ધર્મ બજાવી વીર વાજે પડયો અને સર્વત્ર હાહાકાર થઇ રહ્યો.

અહીં થોડી વારે કન્યાને લઇને વેલડું આવી પહોંચ્યું. કન્યાને જાણ થઈ કે તેનો હૃદયવલ્લભ ગાય વાળવા જતાં યુદ્ધમાં વીરગતિ પામ્યો છે: અને તે બિચારીનું જીવનધન

લુંટાઇ ગયું છે. શૂરવીર પણ અલ્લડ બાલા પોતાના પ્રાણ-નાથની પછવાડે વિલાપ કરવા લાગી.

પાનાળાં પેરી, શેલ કાંઠે ચાલ્યાં નૈં;
ધરસકતે ઢોલે, આજ પાંજર પરણ્યું નૈં.

સુંદર પાલવ પેરીને હું શેલ નદીને કાંઠે ચાલી પણ નહિ, ને ધરસક ધરસક ઢોલ વાગી રહયા હોય એવા સમયમાં આ શરીર પરણ્યું નહિ.

તેણે જોયું કે તેનું હ્રદય તો અગાઉથી વ્હાલા મેરજી સાથે વરી ચૂકયું હતું પણ શરીર લગ્નનો મીઠો લ્હાવ લઇ શકયુંજ નહિં. તેમ સોળે શણગારમાં સજાયેલું તેના દેહનું રૂપ મેરજીએ જોયું નહીં. તેથી વળી બોલી:

ચુંદડી રંગ ચોળ, અરેરે અંગે અડાડી નૈં;
તેનો રંગ ગયો રોળ, કુંવારાં રાખ્યાં કરજાળાના ધણી.

રંગથી ચૂર્ણ જતી ચુંદડી લગ્ન સમયે મારા શરીરને અડીએ નહિ. અરેરે, તેનો રંગ તો બધો ધૂળમાં રગદોળાઇ ગયો. હે કરજાળાના ધણી! મને તો તેં સદાને માટે કુંવારી જ રાખી.

આમ બહારની દ્રષ્ટિએ દુનિયાના લગ્નમાં પોતે કુંવારી જ રહી છે પણ હવે તે કદી પણ અન્ય સાથે પોતાનો હસ્તમિલાપ થવા દેનાર નથી એવો સંકલ્પ કરી ચૂકી. લગ્ન વખતે કન્યાઓને કેટકેટલી હોંશ હોય છે! પોતાનો પ્રિયતમ બાજુમાંજ હોય, ઢોલ સરણાઈ વાગી રહ્યાં હોય,

સુંદર આભૂષણો પહેરવા ઓઢવાની અનેક કામનાઓ મનમાં ઠેકી રહી હોય એવામાં આમ વજ્રપાત થાય અને હૃદય ભગ્ન થાય એ સ્થિતિ તો મૃત્યુ કરતાં પણ વિષમ છે.

ચોરીના આંટા ચાર પ્રીતેથી ફર્યાં નૈં;
ચોરી તમારી ચિત્રેલ બાંધી રહી કાળાંતરે.

પ્રેમભર્યા હૃદયે આપણે બેઉ સાથે ચોરીના ચાર આંટા ફર્યાં નહિં અને ઓ પ્રિયજન! તમારી સુંદર ચિત્રામણથી શણગારેલ ચોરી એમની એમ બાંધી રહી, મતલબ કે લગ્નની તૈયારી માટે બાંધેલી ચોરીનો ઉપયોગ થયો નહિં.

આમ અનેક કલ્પાંત કરતી બાળા તેના જીવન સર્વસ્વની ચીતામાં સાથે સૂવા તૈયાર થઈ. લોકોએ ઘણું સમજાવી પણ વૃથા! હૃદય દીધું તે દીધું જ. લગ્ન થયું તે થયું જ. છેવટે તેણે કહ્યું:

પ્રીત કરશો નૈં કોઈ, સુખીયો જીવ સંતાપવા;
દાઝયા એની દેહ, આઠે પોર ઉદાસી ફરે.

સુખી જીવ સદાના સંતાપમાં નાંખવા કોઈ પ્રીતિવશ થશો નહિં. નહિં તો શરીર સદા અગ્નિમાં જળતું રહેશે અને આખું જીવન ઉદાસ બની જશે.

છેવટે ચીતાપર ચડી અને તેના મનમાન્યા મેરજીનું શબ ખોળામાં લઈ સતિ થઈ. અગ્નિએ એ ઉજ્જવળ દેહની રાખ કરી નાંખી પણ તેનો અમર આત્મા તેના પ્રિય પ્રાણમાં જઈ મળ્યો.

હૃદય દુઃખની સીમાએ પહોંચે છે ત્યારે સંસારની કોઈ વસ્તુ પ્રિય લાગતી નથી. જીવનની સમાપ્તિમાં જ તેને નિવૃત્તિ થાય છે.

એ સતિ અને તેનો વીરપતિ–બેઉના પાળીયા હજી સુધી કરજાળા પાસે મોજૂદ છે.



## વીજરો.

વીજરો કાઠી હતો. જે કાઠીઆણી સાથે એને સ્નેહ થયો તેનું નામ અજ્ઞાત છે. તે બાલા પર આસક્ત થએલો વીજરો તેની સંમુખ પ્રેમ પ્રકટ કરે છે; પોતાની થવા અને સ્નેહની મોઝ માણવા વિનવે છે. એમનાં સરળ જીવન પ્રમાણે પોતાનાં માથામાં તેલ નાખવા વીજરો તે કન્યાને વિનવે છે. આ એક સ્નેહીઓની મોઝ ગણાતી. પરંતુ કન્યાના હૃદયમાં પ્રેમ જન્મ્યો નથી એટલે તે વીજરાના પ્રેમને વધાવી લેતી નથી. તે ઉદાસીન રહે છે. વીજરો એમ સમજે છે કે તે ગુમાનમાં બેદરકાર બની ગઈ છે.

અમે માગ્યું તેલ, ત્યારે અમૂલાં ઉત્તર નૈં,
હજુ ચટકો મેલ, બોલું નૈં બોરીચી.

હે બોરીચી (કુળનું નામ છે)! તારા માથામાં તેલ નાખવા માગ્યું ત્યારે તેં મને સ્હેજ પણ જવાબ દીધો નહીં. હજુએ તારો અહંકાર ઉતાર, નહીં તો હું તારી સાથે બોલીશ નહીં.

પ્રેમ જાગ્યો ન હોય છતાં બીજાનો પ્રેમ સ્વીકારવો એ કન્યાને અજુગતું લાગે છે એટલે તે વીજરાના અબોલા સહી લે છે. પરંતુ કાળ વહેતાં તેનાં હૃદયમાં પ્રેમ પ્રકટે

છે. વીજરાની થવા તે ઉત્કંઠિત બને છે. ભૂતકાળનો પ્રસંગ યાદ આવે છે. માથામાં તેલ નાખવા વીજરાએ કહેવા છતાં પોતે નાખ્યું નહોતું. આજે તે મોઝ માણવા તે તત્પર થઈ છે. વીજરા પાસે જાય છે. તે દિવસે ના પાડેલી તેથી કેટલું બધું દુઃખ થતું હતું તે જણાવે છે. તે દહાડે પોતે કેમ બેદરકાર રહી હતી તેનો ખુલાસો કરે છે અને ત્યારે થએલી ભૂલનો બદલો હોંસથી આપવા ઉત્સુક થાય છે.

તમે માંગેલ તેલ, તે દી કાચાંય કુપે નૈં,
પણ ફાગ ને ફુલેલ, આવ વાળે ઘાલું વીજરા !

હે વીજરા ! જ્યારે તમે મારી પાસે તેલ માંગ્યું હતું ત્યારે મારી એવીં દશા હતી કે મારા સીસામાં કાચું પણ તેલ નહોતું–તમારે માટે મારા દિલમાં સ્હેજ પણ લાગણી ન હોતી–પણ હવે આવ્ય, તારા વાળમાં મજાનું ફોડેલ ધુપેલ નાખું–હવે મારા દિલમાં તારે માટે સ્નેહ જાગ્યો છે. તું કહીશ તેવી મોઝ હવે તને ચખાડીશ.

બીજાની બાથીએ, રૂપાળાસેં રાચું નૈં,
તારા માથાને મોવાળ, મને વાલપ લાગી વીજરા !

હે વીજરા ! જરા મનમાં અંદેશો રાખીશ માં. હું બીજા કોઇ રૂપાળાથી રાચવાની નથી કે તેની બાથમાં ભરાવાની નથી. મને તો તારા માથાના વાળની વ્હાલપ લાગી છે–હું તો માત્ર તારા રૂપપર મોહિત છું.

એક દિવસ આજ વાળનું કન્યાએ અપમાન કર્યું હતું. તેનો ડંખ વીજરાના હૈયામાં ઉંડો પડ્યો હતો. બોરીચી પરનો સ્નેહ એ ડંખથી ભૂંસાઈ ગયો હતો. કન્યાના બોલવાનો મર્મ તે પામતો નથી. ઉલટો મેણું મારે છે. "તને હું વ્હાલો નથી ના? મારો ચોટલો વ્હાલો છે. લે ત્યારે ચોટલો." એમ કહી પોતાનો ચોટલો કાપી આપે છે.

ધાર્યું'તું શું અને થયું શું? સ્નેહ માટે તલસતી આવેલી સુંદરીને વજ્રાઘાત થાય છે. સ્નેહ મળતો નથી અને વધારામાં મર્મ વીંધે એવો પ્રસંગ બને છે. પરંતુ સ્નેહાળ સુન્દરી સ્નેહીથી વિખૂટી રહી શકે એવી સ્થિતિમાં નથી. સ્નેહનું પાત્ર સ્નેહવાળું હોય કે ના હોય-સ્નેહ બતાવે કે ન બતાવે-તો પણ સ્નેહાળ સુન્દરીએ હૃદય જ્યાં અર્પ્યું ત્યાં જ અર્પ્યું. સામેથી તેનો સ્વીકાર થાય કે ન થાય પણ પોતે આખી જીંદગી તેના જ સાનિધ્યમાં ગાળવા-ગમે તેટલી હાડમારી, મર્મઘાતક વેદના ભોગવવી પડે તો તે પણ ભોગવી લેવા તૈયાર હોય છે.

બોરીચી વીજરાને ત્યાં રહેવા આવી છે. તેની સાથે જીંદગી ગાળવા આવી છે પણ વીજરો તેને સંઘરતો નથી. પોતાને ત્યાં તેને પાળવા તે સાફ ના પાડે છે. તેના દીલમાં સ્નેહ મરી ગયો છે અને અપમાનનો ડંખ રણુરણુતો છે. કન્યા તેના કાલાવાલા કરે છે, પોતાના દોષ કબૂલ કરે

છે. વીજરાને પોતે ભારે નહીં પડે પણ પોતાનું પેટ પોતાની મેળે જ ભરી લેશે એવું કહે છે. તે માત્ર સ્નેહની ભૂખી છે.

ભરીએ વેરા ને વજે, અમે કણબી થઇને કામશું,
અવગણ અમમાં અનેક, વાસ રાખ્યને વીજરા!

રે વીજરા! કણબણની જેમ વિઘોટીવેરા ભરી હું ખેતરમાં કામ કરીશ અને મારા રોટલા મેળવીશ. મારામાં ઘણા અવગુણ ભરેલા છે. છતાં મને તારી પાસે રહેવા દેવા હું કાલાવાલા કરૂં છું.

પણ વીજરો એકનો બે થતો નથી. હવે એને કન્યા સાથે લેવાદેવા નથી. સ્નેહ પણ નથી ને સગપણ પણ નથી.

વિજલસીને વાસ, અમે કણબી થઇને કામીશું,
પંડની ભરીએ પાણ્ય, વાસ રાખે નૈં વીજરો.

મારાપણું છોડી—મારૂં ગુમાન છોડી કણબણની જેમ તારા ઘરમાં હું કામ કરીશ. પંડની પાણ્ય ભરીશ. તારે માથે નહીં પડું. તોય હે વીજરા! તું મને તારા ઘરમાં રાખતો નથી.

આ બધા કાલાવાલા સાંભળે છે કોણ? હતાશ થએલી સુંદરી પોતાના દુઃખથી વીજરાને પીગળાવવા પ્રયત્ન કરે છે.

કોના પાડે કોના પોઠીએ, કોનાં ગાડ ભરાય,
અમરા દુઃખનો પાર નૈં, વીજરા વાણ ભરાય.

હે વીજરા ! કોઇનાં દુઃખ તો પાડા, પોઠીઆ કે ગાડાં ભરી માપી શકાય પણ મારા દુઃખનો તો સુમાર જ નથી. તેનાથી તો વ્હાણુ ઉપર વ્હાણુ ભરાય તેમ છે.

પરદુઃખથી દુઃખીઆ થનારા દુનીઆમાં વિરલ છે પણ સ્નેહાળ સુંદરીના દુઃખથી મર્માહત થનારા પુરુષો એટલા વિરલ નથી. જગતનું આ સત્ય પણ વીજરો ખોટું પાડે છે. તેનું દિલ સ્હેજ પણ પીગળતું નથી. તે તો પોતાના નિશ્ચયમાં મક્કમ રહે છે. સુંદરી છેવટે છેલ્લો ઉપાય વાપરે છે. વીજરાની જુવાનીને કાલાવાલા કરે છે. સંસારના સુખભોગ માણવા ઉત્તેજે છે.

સૌ સૌની સેરો, વરસ દીએ આવે વળી,
આ જોબન ને જરા, વળી ન આવે વીજરા !

રે વીજરા ! કુવા નવાણુમાં સુકાઈ ગએલી સેરો વરસ પૂરૂં થતાં પાછી આવે છે. પણ વહી ગએલું જોબન જરા પણ પાછું આવતું નથી.

ટેકીલા કાઠીમાં અહંકાર એટલો પ્રબળ છે કે બીજી કોઈ પણ લાગણીને તે જાગવા દેતો જ નથી. સુંદરી તદ્દન આશાભંગ થાય છે. એકે પાસો સવળો નથી પડતો. કોઈ ઉપાયે મનનો માન્યો મનાતો નથી. વિખુટાં પડ્યા વિના છૂટકો નથી એટલે વિદાય થાય છે. પણ જતાં જતાં ભલામણ કરતી જાય છે.

તું વન વાજે વીજરા, મ જોજે મારી વાટ,
દોખીયુ આગળ મ દાખજે, વાલા મારા કરમની વાત.

હે વીજરા ! મારી વાટ જોઇશ નહીં. વનમાં પવન એકલો વાય છે તેમ તું એકલો રહેજે. પણ મારા કરમની કહાણી–મારા વીતકની વાત મારાં દુશ્મન આગળ કરતો નહી.

નિ:શ્વાસ નાખી, હૃદયમાંથી ઉંડી હાય પુકારી, સુંદરી પોતાને માર્ગે પડી.



# કાળીઓ પરમલ

છાબડે ઢાંકયો સૂરજ કદી છુપો રહેતો નથી તેમજ રણનાદ થતાં, વીર લોહી કદી પણ ઉછળ્યા વિના રહેતું નથી. કાળીઓ એક પચીશ વર્ષની વયનો રજપૂત વીર હતો. નાનો મૂકી માબાપ ગુજરી ગયાં તેથી તે કોઇ ગરાસદારને ત્યાં પેટવડિયો રહ્યો. ત્યાં તે ઘરમાં કામ-કાજ કરતો, ઢોર ઢાંખરમાં જતો. તે સ્વભાવનો સારો, પાણીદાર હતો. સર્વની તેનાપર પ્રીતિ થઇ. અને ગરાસદારે ડાયરાનું કામ કાળીયાને સોંપ્યું. હોકા ભરવા. અમલ ઘુંટવા ગળવા વગેરે કામ હવે કાળીઆ જુવાનને મળ્યું. કોઇ મેમાન આવે તો તેની આગતાસ્વાગતા કરવાનું કામ તો કાળીઆનું જ. તેનું લોહી મીઠું હતું. સર્વનો તે વ્હાલો થઇ પડ્યો.

એક દિવસ કોઇ ચારણ આ ગરાસદારને ત્યાં મેમાન થઈ રહ્યો. ચારણ વૃદ્ધ હતો, બંધાણી હતો. ગરાસદાર હમેશાં ચારણ, ભાટ, કવિ વગેરેને પોષવામાં પોરસલ હોય છે. તેમને છેડવા એ પોતાના કુટુંબપર શ્રાપ વ્હોરી લેવાં સમાન સમજે છે. ચારણની આગતાસ્વાગતા સારી થઇ, ને ત્યાં થોડા રોજ રોકાઈ જવા વિનતિ થઇ. ચારણ કબૂલ થયો ને કાળીઆને તેની હાજરીમાં રહેવાને આજ્ઞા થઇ.

કાળીઆની રખાવટ, બોલવું ચાલવું આદિ સર્વ આ વૃદ્ધ ચારણને એટલાં તો ભાવી ગયાં કે તેને તે પોતાના ઢોલીઆ પાસે સંમુખ બેસારી રાખે. વખત થાય ત્યારે તે કાળીઆના હાથથી કસુંબો તૈયાર કરાવીને લે; કાળીઓ અમલ દે ત્યારે જ આ વૃદ્ધ બંધાણીને અમલ આવે એવી થોડા સમયમાં ટેવ પડી ગઈ. આમ થોડા દિવસ ચાલ્યું. એક દિવસ કાળીઓ ચારણની રજા લઇ પોતાનાં સગાં-વ્હાલાંને મળવા ગયો. ચારણે ઘણી જ આનાકાનીએ રજા દીધી. કાળીએ જતાં વચન આપ્યું કે બે દિવસમાં જરૂર આવીશ. કાળીઓ ગયો. પોતાને ગામ પહોંચ્યો; પણ થયું એવું કે વીજા ખસીઆએ તે ગામ ઉપર ધાડ પાડી. વીર કાળીઓ તો ત્યાં મેમાન હતો, પણ સામો થઇ ગયો ને કામ આવી ગયો. ખસીઓ પણ માણસની ખુવારી ખમી પાછો ગયો. કાળીયો મરાયો તો ખરો પણ અમર નામ કરી ગયો.

હવે અત્રે બે દિવસ થયા પણ કાળીઓ આવ્યો નહીં. ચારણને કાળીઓ કાળીઓ થવા લાગ્યું. તેને ભોજન ભાવે નહીં ને અમલ આવે નહીં. વાયદો વીતી જતાં કાળીઓ કાળીઓ કરી ચારણે નિઃશ્વાસ મૂકયો. ગઢવીની આ દશા જોઈ કોઇએ કહ્યું કે "ગઢવી, હમણાં કાળીઓ આવશે." ત્યાં તો કાળીઆનું વીરત્વ, કાળીઆનો કોલ, કાળીઆનું હૃદય

બરાબર પારખનાર ચારણ "અરે તે ક્યાંથી આવશે!" કહી બોલી ઉઠ્યો:

અઢાર ઓગણીશમાંય, પરમલ ઓચિંતો મરણ,
પુગ્યાં છે પચીશ, કાંઇ આવે રે કાળીયો.

ખરેખર એ પરમલ કુળનો કાળીઓ તો અઢાર કે ઓગણીશ વર્ષ થતાં કોઈ સાથે લડી એકાએક મરવો જોઇએ. તે અત્યારે પૂરેપૂરા પચીશ વર્ષનો થઈ ચૂકયો છે ને હવે પાછો ક્યાંથી આવે? વૃદ્ધ ગઢવી કાળીઆના હાવ-ભાવપરથી જોઈ શકેલ કે આ વીર રણસંગ્રામમાં જ મરવાનો—અને આમ આપેલ વખતે કાળીઓ વીર ન આવ્યો તેથી તે મર્યો હોવો જ જોઇએ એમ માની વળી બોલ્યો:

પળચર ખગ એહમંદ પતિ, અપછર જોળ અસે,
એતાંરે અવઠેરે કાંઉ આવે ઇ કાળીઓ.

ઈશ્વરના વાહન ગરૂડ, અને વરવા ઉત્સુક અપ્સરા-ઓનાં ટોળાંને તજીને એ વીર કાળીઓ શું હવે પાછો આવે! રામ રામ ભજો રામ.

રણસંગ્રામમાં જે વીર કામ આવી જાય, તેને માટે ખુદ ભગવાન પોતાનાં વાહન ગરૂડજીને સ્વર્ગમાં લાવવા મોકલે છે, તેને વરવા અપ્સરાઓ ટોળે મળી હાથમાં વરમાળ લઈ આકાશમાં ફરતી ફરે છે, આવું તજી કાળીઓ વીર અત્રે પાછો આવે એ તે માની શકાય? વળી તેણે કહ્યું:

હોળી કુંતારી હુઈ, ધરસક વાગ્યા ઢેર,
એમાં નાખ્યા વણ નાળીએર કાંઉ આવે રે કાળીયો.

આ તલવારની હોળી સળગી રહી છે, ઢોલ ધરસક ધરસક વાગી રહ્યા છે, એવી હોળીમાં માથારૂપી નાળીએર નાખ્યા વિના શું વીર કાળીઓ તે આવે; યુદ્ધનું બ્યાન, ને યુદ્ધ સમયે યોદ્ધાના હૃદયના ભાવોનું આબેહુબ સ્વરૂપ આથી વધારે શું હોઇ શકે? તલવારરૂપી હોળી હડહડ સળગી રહી છે, ઉત્તેજન આપતા ઢોલ વાગી રહ્યા છે, ને તે આગમાં માથારૂપી નાળીએર હોમ્યા વિના કોઇ વીર, ખરો વીર તે બેસી રહે?

વળી તેણે કહ્યું:-

મેતીડા મેલવતો, ખગ લેવા કજુ,
આંબર ઓગળતે, કાંઇ આવે ઇ કાળીયો.

બપૈયો તાજાં મેનાં બિન્દુ લેવા મે મે કરી રહ્યો હોય અને તેવામાં આકાશ ઓગળી પડે ને મે પડવા માંડે તે બિન્દુ ચાખ્યા વિના તે રહે ખરો? એમ જ કાળીઓ શું હવે પાછો આવે? વીરના હૃદયમાં અહર્નિશ યુદ્ધ માટે જંખના હોય જ ને તેમાં તે પ્રસંગ આવી મળે પછી એને તજી કદી તે પાછો ફરે? એમ જ કાળીઆને માંડ માંડ આ ઉત્તમ સમય પ્રાપ્ત થયો તે તજી શું તે અત્રે પાછો ફરે? ગઢવી કાળીઆના લોહીને બરાબર જોઇ ગયેલ અને છેક

નાનો હશે ત્યારે પણ તેણે શું શું કર્યું હશે તે પણ તેણે જાણ્યું. ત્યારે પણ યુદ્ધ સિવાય બીજું નહીં, ને પાછી પાની કરવી નહીં, એ બે જ વીર કાળીઆની ગમત હતીઃ તેણે કહ્યું:–

પછેડા પેરે કર્યે, પણ ભાગી તલ ભાગ્યો નહીં,
ભુખણ અંગ જડતે કાંઇ આવે ઈ કાળીયો.

અરે કાળીઓ નાનો હતો ને છોકરાઓ સાથે પછેડીઓ પેરીને રમતો, પણ એવામાં જો મારામારી થાય ને પોતાની બાજુનાં સર્વ નાસી જાય તોય તે કદી ભાગેડુ થતો નહીં. પુઠ બતાવતો નહીં, તો હવે જ્યારે ભર જુવાની આવી ને શરીરમાં ધમધમાટ કરી રહી છે ત્યારે યુદ્ધ પ્રસંગ મળે તો તેને તજીને શું તે અત્રે પાછો આવે? એ બને જ કેમ? કાળીઆ મરદ માટે હવે આશા ન રાખવી. આમ કાળીઆના વીરત્વની કીમત કરતો, તેનું શૌર્ય ગાતો ચારણ છેવટે મૃત્યુ પામ્યો. હૃદયની ચોટ તો આનું નામ.

## માલો તથા નાગદે

કુંડલા પાસે જૂના સાવર નામે ગામ છે. ત્યાં ખોડો ખુમાણ નામે કાઠી ગરાસદાર રહેતો હતો. ખોડાને નાગદે નામની એકની એક પુત્રી હતી. નાગદે બાપની લાડકી હતી; અલૌકિક સૌંદર્યવતી હતી. દીકરીનું મન જે કોઈ રીઝવે તેની સાથે તેનું લગ્ન કરી તેને ઘરજમાઈ રાખવાની ખોડાની મરજી હતી. આ અસાધારણ સ્વરૂપવાળી નાગદેને વરવાની ઇચ્છા અનેક યુવાનોને થઈ, ને જૂને સાવર આવી તેઓ નાગદેનું હૃદય જીતવાના પ્રયત્નો કરવા લાગ્યા. ખોડાને એક વાણિયો કામદાર હતો. તે પણ છૂપો છૂપો નાગદેને પોતાની કરવા મથતો હતો, અને યુક્તિ, પ્રયુક્તિ પ્રપંચ રચી કોઇને ફાવવા દેતો નહોતો. દરેક ઉમેદવારને તે ખોડાના ખેતરમાં કામે વળગાડી દેતો. આમ અસંખ્ય યુવાનો ખેતરમાં કામે વળગ્યા. દરેકની ઇચ્છા એવી કે ગમે તેમ કરી વ્હેલા મોડા નાગદેને જીતશું. સૌંદર્યને પ્રાપ્ત કરવા અર્થે યુવાનો શાં શાં કામો સ્વીકારે છે!

આમ ખોડાની દીકરી નાગદે કોઇને વરતી નથી ને અનેક યુવાનો તેના દાસ થઈ જૂને સાવર રહ્યા છે, એ વાત ગામે ગામ ને ઘેરે ઘેર ફેલાઇ રહી.

એક વખત એવું બન્યું કે કચ્છ દેશના ગામ નરવર કોટના ગરાસદારનો ભાઈ નામે માલો પોતાના ખેતરમાં હમેશ મુજબ કામે લાગ્યો છે. બપોર થઈ ગયા ને તેની ભાભી ભાત લઇને આવી. હમેશાં એકનું એક જ ખાવાનું અને તે વળી બેસ્વાદ તેથી માલો કંટાળી તો ગયો હતો; તેમાં વળી આજ ભાભી તેવો જ ખોરાક મોડો લઇને આવી. ભાભીને જોઈ માલો બોલ્યો:

આ ભાભી લાવે ભાત, પણ લાવે નૈં લાખેણા લાડવા;
આ બોટેલ કાળે કાગ ઇ ભાત અમને ભાવે નૈં.

રે ભાભી, તું તો હમેશાં ભાત લાવે છે પણ મજાના લાડવા કોઈ દિવસ લાવતી નથી. વળી આ ભાતને કાગડો અભડાવી ગયો છે. તેથી તે મને નહીં ભાવે.

દૂરથી હજુ તો પોતાની ભાભીને જ્યાં જોઈ ત્યાં માલો આમ બોલ્યો. વળી હમેશાં દિયર તો ભાભીની ઠઠ્ઠા મશ્કરી કરે જ; તેમ જ માલે આજ આદર્યું. ભાભીએ ભાતનું કપડું છોડયું. તે જોઇ માલો બોલ્યો:—

જારૂંનાં જમણ, રે ભાભી અમને ભાવે નૈં,
ખીર ચોખા ને ખાંડ, ઇ ભાભી ભાત લાવે નૈં.

આ જારનું ખાવાનું, હે ભાભી, મને ભાવતું નથી; ને ખીર ચોખા ને ખાંડનું ખાવાનું તો ભાભી તું કોઇ દિવસ પણ લાવતી નથી.

દિયર જરા મજાકમાં પોતાની ભાભીને આમ બોલે એટલામાં ભાભીઓ સામું ઘણીવાર મેણાવાળું બોલી દે છે, જે સાંભળનાર દિયરને હાડોહાડ ઉતરી જાય છે. પછી તો ભાભીનેય થાય છે કે મારાથી આમ ન બોલાયું હોત તો સારૂં; પણ વખત ગયા પછી શું થાય?

હસતાં હસતાં જરા ચટકો ચડાવી માલાને તેની ભાભીએ ઉત્તર આપ્યો:—

જાર્યુંનાં જમણ, રે માલીયા અમને માંડ જ મળે,
જાને જૂને સાવર, ત્યાં નિત્ય નવાં જમાડે નાગદે.

રે માલા, આ જારનું ખાવાનું પણ અમને મહા મુશ્કેલીથી મળે છે. તારે જો હમેશાં નવાં નવાં જમણની ઇચ્છા હોય તો તું જૂને સાવર જા; ત્યાં નાગદે તને હમેશાં નવાં નવાં ભોજન જમાડશે.

નાગદે પાસે જનાર દરેકના શા હાલ થતા હતા તે તો ભાભી સારી પેઠે સમજતી હતી. આ ટાણો મારી, માલાના પણ હાલ સર્વ જેવા થાય અને ઘેરથી એક અડચણ દૂર થાય, એવી ધારણાથી ભાભીએ માલાને નાગદે વરી સુખી થવાનું મેણું દીધું.

સ્ત્રીઓનાં મેણાં મરદથી ખમાતાં નથી. ગમે તેવું સુખ હોય તેનો પણ ત્યાગ કરી સ્ત્રીના મેણા ખાતર માણસ મહા સંકટ વહોરવા તૈયાર થાય છે. માલાને ભાભીનું

મેણું એક ઝટકા સમાન લાગ્યું. પોતાના ભાઇનો સ્નેહ તેના હૃદયને જીતી રહ્યો હતો અને ભાઇને ખાતર માલો ખેતરમાં મજુરની જેમ કામ કરતો હતો. હવે ભાભીના વેણે માલાના મગજને ચમકાવ્યું. તેણે આ વચનને ખાતર નાગદેને લઇ આવ્યા પછી જ ભાભીને મ્હોઢું બતાવવાનો ક્ષણવારમાં સંકલ્પ કરી લીધો. માલો બોલ્યો:—

ભાભી મેણું મ માર્ય, મેણું માથાનો ઘા,
જીવતા હશું તો નાગદે માણશું, નકર નરવર કોટ જુવાર.

રે ભાભી, મને તું મેણું માર માં. તારૂં મેણું મને માથાના ઘા જેવું લાગે છે. જો હું જીવતો રહીશ તો નાગદેને વરીશ જ; નહીં તો નરવર કોટને આ મારા છેલ્લા રામ રામ છે.

આમ આકરી પ્રતિજ્ઞા લઈ, ભૂખ્યો તરસ્યો માલો તો ચાલતો થયો. ભાભીએ ઘણુંય સમજાવ્યો પણ માન્યો નહીં. તે બિચારીને પછી તો ભોંઠપ લાગી કે પોતે ક્યાંથી એવું બકી દીધું. પણ હવે શું થાય? વીલે મુખે એમનું એમ જમણ પાણું લઈ ઘેર આવી. પોતાના પતિને સર્વ વૃત્તાન્ત કહ્યો. માલા જેવા ભાઇને આમ એક સ્ત્રીના વચન ખાતર જવું પડયું, એ જાણી બન્ધુપ્રેમવત્સલ ભાઇનું હૈયું ભરાઈ આવ્યું. તે કપાળે હાથ દઇ આંખમાં શ્રાવણ ભાદરવો રેલાવતો બોલ્યો:

ભાયુના ભંડાર ઇ ખાધાય ખૂટે નૈં,
આજ રાંડે આવ્યાં રાજ, ભોમકયા છોડાવી ભાઇને.

અહહ, આ મારો તથા માલાનો ભંડાર ,અખૂટ છે. તે ગમે તેટલું ખવાય તોય ખૂટે નહીં જ. પણ આજ આ રંડા સ્ત્રીનું રાજ થઈ બેઠું કે મારા ભાઇને આ ભૂમિ છોડવાનો વારો આવ્યો.

બન્ધુપ્રેમ ઉછળવા લાગ્યો. અરેરે મેં જોયું નહીં ને સ્ત્રી આમ વકરી ને ભાઈ ચાલ્યો. આમ અનેક કલ્પાંત તે કરવા લાગ્યો.

માલો નરવર કોટ તજી ચાલી નીકળ્યો તે ભમતો ભમતો જૂને સાવર આવી પહોંચ્યો. માલાના મનમાં કે નાગદેને 'પલવારમાં વશ કરીશ, પણ અનહદ સૌંદર્યવતી અને પિતાની લાડકવાઇ નાગદે આગળ તે તુરત ફાવ્યો નહીં. પ્રપંચી વણિક કામદારે માલાને ખેતરમાં ખેડવાનું કામ સોંપ્યું. માલો કામ કરવા લાગ્યો. સર્વ ખેડુત ગોળ ચાસ દેતા હતા તે બળસાવી માલે લાંબા ચાસ શરૂ કર્યાં. સર્વે વિસ્મિત થયા. ખોડો ખુમાણ પણ માલાપર મીઠી નજર રાખવા લાગ્યો. આમ માલાને પોતાની બુદ્ધિથી ફાવતો જોઇ પ્રપંચી વણિક મુંઝાવા લાગ્યો. કોઇ પણ પ્રકારે માલાને હાથથી આ કામ છોડાવાય તો ઠીક, નહીં તો નાગદેની નજરમાં આવતાં તે ફાવી જશે, એમ તે રાત્રિ દિવસ ચિન્તા કરવા લાગ્યો.

હમેશાં માલા માટે તથા બીજા મજૂરો માટે બાજર, બપોર થતાં, રોટલા લઇ આવતો. સર્વ હાથ ધોયા ન ધોયા કરી ખાવા બેસી જતા પણ માલો તો એક બટકું પણ મ્હોમાં નાખતો નહીં. પાસેના જ નેરામાં સ્નાન કરી ઇશ્વર સ્તવન કરી વખતને વ્યતીત કરતો અને કામે લાગતો. પાણીમાં માલો ન્હાવા પડતો ત્યારે સર્વ કોઇ તેનું રૂપ જોઇ, તેનો લાંબો ચોટલો જોઇ, આ કોઇ અલૌકિક નર છે એમ વિસ્મિત થતાં.

એક વખત ખોડો ખુમાણ ખેતરમાં આવી ચઢ્યો. એક બોરડીના જાળા પાસે જુએ છે તો રોટલાના ટુકડાનો ગંજ થઇ રહ્યો છે, ને કીડી મકોડી પંખીઓ વગેરે ત્યાં ટોળે મળ્યાં છે. ખોડો તે જોઇ રહ્યો, ને આમ શા કારણથી ને કોણ કરે છે તે પોતાના માણસને પૂછ્યું. સર્વેએ કહ્યું કે માલો તેમ કરે છે; કારણ કે બાજરના હાથનું તે ખાતો નથી.

આ કોઇ ઉંચી જાતનો રજપૂત છે, નહીં તો આમ કરે નહીં, એમ પુરુષની પરીક્ષા કરી ખોડે માલાને પોતા પાસે બોલાવ્યો. માલો આવ્યો ને ખરો ખુલાસો કરી દીધો. ખોડો આ સાંભળી ખુશી થયો. પોતાની દીકરી આવા નરરત્ન સાથે વરે તો ઘણું સારૂં, એમ તે માનવા લાગ્યો. પ્રપંચી વાણીઓ આ સર્વ સમજી ગયો. તેણે ખોડાને કહ્યું

કે માલાને હવે ખેડવાનું કઠણ કામ બંધ કરી ભેંસ ગાય ચારવાનું કામ સોંપીએ તે સારૂં, કારણ કે તેથી તેને ન્હાવા ધોવાનું ઠીક બને ને કામ ઓછું. ખોડો તેમ કરવા સંમત થયો. માલાને ગોવાળનું કામ સોંપ્યું. હરણના ચામડાની બંડી, માથે ફેંટો ને લાંબી ડાંગ માલે ધારણ કર્યાં. તે જ દિવસ માલો ઢોર હાંકી સાંજ પડતાં ઘેર આવ્યો. ઢોર બધાં હાંસી તરશ્યો થવાથી માલે નાગદે ત્યાં ભમતી હતી તેની પાસે પાણીનો કળશો માગ્યો પણ આમ કોળી જેવા વેશમાં માલાને જોઇ રૂપાળી નાગદે બોલી:—

માલા મોઢું બાળ્ય, લેતાંય લાજ્યો નૈં,
કોળીનું એ કાજ વગડો વાઢયો માલીયા.

રે માલા, તારૂં મોઢું સંતાડ્ય, તું આ કામ લેતાં જરા શરમાયો પણ નહીં! આ વગડામાં ઘાસ કાપવું, ઢોર ચારવાં, એ કામ તો કોળીનું છે અને તું કોળી મને કામ કેમ ફરમાવે છે?

નાગદેનું હૃદય તો આ અલૌકિક મરદનું થઇ ગયું છે. પણ તેણે આવા નીચા કામનો સ્વીકાર કર્યો તેથી તેનાપર મીઠી મીઠી રીસ કરતી નાગદે બોલી ગઇ ને પાણીનો કળશો આપવા ના કહી. આમ કરવામાં અલડ બાલાઓ પોતાના પ્રેમી તરફ મીઠા મીઠા કટાક્ષ મારી નકારનાં સુકોમળ ભાવભર્યાં વચનો બોલે છે તેમ નાગદેએ કર્યું.

માલો મરદ હતો. તે નાગદેને હૃદયથી પૂજતો હતો. ભલે નાગદે તેની અવગણના કરે પણ માલો સારી પેઠે સમજી ગયો હતો કે નાગદે પોતાની જ છે. પ્રેમી બાલાના હૈયાનો વિજય પોતે કર્યો છે એવી દૃઢ શ્રદ્ધાવાળા માલાએ ઉત્તર દીધો:

નાગદે નેતરડા મ માર્ય, વાગે વ્હાલાં ગરડાનાં,
કાલે પડશે કામ, ત્યારે નોરાં કરશો નાગદે.

રે નાગદે, તું મને તારાં કટાક્ષ માર નહીં–તે ઝેરનાં ભર્યાં બાણુ મને બહુ જ વ્હાલાં લાગે છે. હે નાગદે, હું નક્કી કહું છું કે કાલે સવારે તારે મારી ગરજ પડશે. ત્યારે તારે મારાં વિનવણાં કરવાં પડશે હો.

આમ હૃદયે હૃદય એક થઈ ગયાં છે. પોતે બાલાનું હૃદય જીતી લીધું છે અને હવે તેને જ પોતાને સમજાવવા વારો આવવાનો છે, એવું જોઇ જનાર પ્રેમીએ વ્હાલીને સમજાવી લીધી. તેના હૃદયના સર્વ ઉંડા ભાવ પ્રેમી પલવારમાં સમજી ગયો ને ધૈર્ય રાખી વળી બોલ્યો:

નાગદે મેં તને પારખી ઝાઝી સાહેલી માંય,
આભ ઝબાકો વીજળી કાળી ઘટા માંય.

રે નાગદે, મેં તો તને કઈ વારની તારી સૈયરના સાથમાંથી પારખી કાઢી છે. જેમ આકાશમાં કાળી વાદળીની ઘટામાં વીજળીનો ઝબકારો પરખાય તેમ.

પ્રેમી પોતાની પ્રિયાનું હૃદય તુરત પારખી કાઢે છે. હજારો સાહેલીમાંથી તેનું હૃદય પોતાનું પાત્ર શોધી કાઢી તેમાં વિરમે છે. તેની સાથે જ મધુર ગોષ્ઠી માંડે છે. માલે તો ફડાક કરતું પોતાનું હૃદય ખુલ્લું કરી નાંખ્યું. સ્ત્રીઓ પોતે હૃદયથી, છુપો છુપો પ્રેમીને પોતાનો જ કરી બેઠી હોય છે પણ જાહેરમાં તેઓ પુરુષની જેમ એકા- એક બંધ છોડી દેતી નથી, પણ પછી પ્રેમનું જોર વધવાથી તેની તે ધીરજને પાણી પાણી કરી નાંખી એકાએક પ્રેમ બહાર આવે છે. નાગદેને પણ તેમ જ થયું. તે બોલીઃ

માલા મેં તને પારખ્યો, ઘોડાની ઘુઘર માળ,
પાસે કસ્તુરી કેવડો, ફોરે ફોજુ માંય.

હે માલા, મેં પણ તને કઇ વારનો જેમ કોઈ મરદ ઘોડા પર સ્વાર થઇ જતો હોય, ને ઘોડાની ડોકે ઘુઘરા વાગતા હોય, ને તે જેમ જણાઈ આવે; અગર મોટી ફોજમાં જેમ કોઈ વીર પાસે કસ્તુરીને કેવડાનું અત્તર હોય ને તેની સુવાસ ભભકી ઉઠે ને તે જેમ જણાઈ આવે, એમ ઓળખી કાઢયો છે.

આમ અરસપરસ પ્રેમીએ એકબીજાનાં હૃદયને તો ઓળખી કાઢયાં, પણ પિતાની આજ્ઞા સિવાય નાગદે માલાને કેમ સ્વીકારે? માલો તો જરા મીઠી મીઠી વાત કરી ઢોર બાર બાંધી ચાલતો થયો. બાડો ઘેર આવ્યો.

પોતાની પુત્રીને ખોડે આજ્ઞા કરી કે તારે હમેશાં માલાને ભાત દેવા જવું; કારણ કે તે પ્રભુનો માણસ છે ને બાબરના હાથનું ખાતો નથી. પિતાનો આવો મનગમતો હુકમ મળતાં નાગદે પોતાનું મહાભાગ્ય માનવા લાગી. હર હમેશ મજાનું જમણ પોતાને હાથે જ તૈયાર કરી ડબામાં ઘાલી નાગદે વગડામાં માલાને જાતે દેવા જવા લાગી. નાગદે તેને અંતઃકરણથી ચાહતી હતી પણ તે કોઈ બીજી જાતનો હોય તો શું થાય ?

એક દી નાગદે માથે ભાતનો ડબો મૂકી મજાથી ચાલી આવે છે. દૂર નદીને કાંઠે નાની ટેકરી ઉતરી નાગદે જુએ છે તો, માલો પાણીમાં પડયો છે. ચામડાની બંડી, ફેંટો, ચોરણી કાંઠે છે. ભેંસો ઉંડા ધરામાં ફુંફાટા મારે છે. માલો કોઈ મદોન્મત્ત મત્સ્ય પાણીમાં સેલતો હોય, તેમ સેલે છે. લાંબો નાગસમો ચોટલો પાણીના વહેન સાથે લાંબો તરે છે. આ સર્વ ચિત્ર જોઈ નાગદે માલાપર તુંહિ તુંહિ થઈ ગઈ. આ પુરુષ તો ખરેખર રજપૂત જ છે. અરે મને માલો વરે તો કેવું સારૂં એમ તેના હૈયામાં થવા લાગ્યું. નાગદેના હૃદયે માલાને સ્વીકાર્યો હતો પણ પોતે માણમાં હતી, ને માલે કહ્યું કે, "કાલે પડશે કામ ત્યારે નોરા કરશો નાગદે" એ સમય આવી લાગ્યો. અરે મેં તે વખતે ચૂક કરી વગરે વિચારથી

બાલા પોતાને ઠપકો દેવા લાગી. માલે નાગદેને જોઇ, પોતે બહાર આવ્યો.

નાગદેએ આવી ભાતનો ડબો નીચે મૂક્યો ને ઉભરાઈ જતા હૃદયથી તે બોલીઃ—

ડબરી ભરી ચૂરમે, માંઇ મીઠી મેષુનાં ઘી,
માદળે માદળે આથડી, માલા નરણાં અથમાવ્યો દી.

રે વ્હાલા, આ ડબરો ચૂરમાંથી ભર્યો છે. તે ચૂરમું મેં મીઠા દુધવાળી ભેંસના ઘીથી તૈયાર કર્યું છે. રે પ્રેમી, તારે માટે ભેંસને બેસવાનાં માદળે માદળાં ભટકીને જોઇ વળી, મેં ભૂખ્યાં તરસ્યાં આ આખો દિવસ પૂરો કર્યો.

આમ ભૂખ્યાં તરસ્યાં ઉત્તમ ભોજન તૈયાર કરી ઠેકઠેકાણે તારે માટે ભટકી ભટકી મારો આખો દિવસ પૂરો કર્યો. આમ જરા ભાર મૂકી પોતાનું હૃદય માલા માટે કેટલું તલખે છે, એ સૂચવતી નાગદે માલા સામું જોઇ બેઠી.

મને એકલાં ભાવે નહીં, કોઇ સાથે હોય તો ઠીક પડે, એમ માલે નાગદેને કહ્યું ને પ્રેમવશ નાગદેને પછી મોંઘાં થવાનું ધૈર્ય નહોતું. તેણે તો તુરત માલાનું વચન વધાવી લીધું. બંને પ્રેમી એક ભાણે જમવા લાગ્યાં. આ અલૌકિક જોડું જમતું જોઇ કુદરત રાજી રાજી થઇ ગઇ. બંનેએ ત્યાં ગાંધર્વ લગ્ન કર્યાં. જમતાં જમતાં અરસપરસ હારજીતનાં મીઠાં મેણાંટોણાં ચાલવા લાગ્યાં. માલો બોલ્યો કે, 'છીંકા-

રાની જેમ છીંકતી તેનો તાણી લીધો ત્રેક' જે તિરસ્કાર કરી છીંકારાની જેમ નાશી જતી ને કોઇને ગાંઠતી નહીં તેના હૃદયનું જોર મેં કેવું ખેંચી લીધું.

હારેલ નાગદે મોઢું મલકાવતી નીચું જોઈ રહી. આમ મીઠી મીઠી ગોઠડી આ પ્રેમી જોડું હમેશાં કરવા લાગ્યું. નાગદે હમેશાં ભાતભાતનાં જમવાનાં પોતાના વ્હાલા માલા માટે તૈયાર કરી લાવવા લાગી. નદીને કાંઠે એક ખીજડાનું ઝાડ હતું તેમાં કડાં જડી આ પ્રેમી જોડું હવે તો સાથે બેસી કોઈ કોઈ વાર હીંચકવા લાગ્યું. ખોડાને આ ખબર પડ્યા. પોતાની પુત્રીએ ઉત્તમ જાત શોધી કાઢી પોતાનું હૃદય દીધું છે જોઈ રાજી થઈ તેણે તેનાં લગ્ન ધામધુમથી કર્યાં. પછી માલો પોતાની વ્હાલી નાગદેને લઇ નરવરકોટ આવ્યો. નાગદે રાંધે ને માલો જમે એમ ભાભીને બતાવ્યું. વડીલ ભાઈ પણ ઘણે વર્ષે ફત્તેહ મેળવી ભાઈ આવ્યો તેથી રાજી રાજી થઈ ગયો. આમ પ્રેમી જોડું ખોડા ખુમાણ તથા માલાના વડીલ બન્ધુની મીઠી નજરમાં હૃદયે હૃદયને રીઝવતું સુખી થયું.



# રાણો અને કોટાળી કુંવર



પ્રેમ ચાર વર્ણમાંથી ઉત્તમ વર્ણમાં જ પોતાનું રૂપ પ્રકટાવે છે, ને અન્ય શૂદ્ર વગેરે અજ્ઞાત લોકને પોતાનાં શુભ દર્શન નથી દેતો, એમ કંઈ છે નહીં. પ્રેમદેવતા તો ઉત્તમ પાત્ર જોઈ તેમાં પેસી જાય છે ને તેમાંથી જળહળે છે. દુનિયા ઘણીય વચ્ચે આવી પોતાનું ડહાપણ ડોળે છે, પણ પ્રેમ મહારાજ પાસે અંતે તે હારી બેસે છે. સંસ્કારી, ડાહ્યાં, ચતુર ને ઉત્તમ વર્ણનાં પાત્રોમાં પ્રેમ પ્રકટે તો તેઓ દુનિયાની રૂઢિ, નીતિને લક્ષમાં રાખી, અખિલ જીવન તલખી વલખી ઉંડી યંત્રણા સહી પૂર્ણ કરે છે. ત્યારે શૂદ્ર વગેરે અશિક્ષિત વર્ગ તો પ્રેમ મહારાજનાં દર્શન અર્થે ગમે તેવું જોખમ વ્હોરતાં પાછી પાની કરતા નથી. આટલો જ બંને વર્ગ વચ્ચે ફેર છે.

રાણો તથા કોટાળી કુંવર આ બીજા વર્ગનાં પ્રેમી હતાં. જાતનાં રબારી હતાં. રબારી લોક ઢોર ચારી પેટ ભરે છે. સ્ત્રીઓ ઘર સાચવે છે. સ્ત્રીઓને તો બહાર ઢોર પછવાડે સવાર અગર સાંજના જ્યાં ઝોક બેઠી હોય ત્યાં જવાનું હોય છે. તેઓ રોટલા લઇને જાય ને દુધ લઇને ઘેર આવે. રાણો વાંગર ગામનો રહીશ ને કુંવર માઢીઆની રહીશ. બેઉ ગામ વચ્ચે એક ગાઉનું છેટું છે. કુંવર રોજ

માઢીએથી રોટલા લઇને જ્યાં ઢોર લઇને પોતાના મોટેરા ગયા હોય ત્યાં આવતી; ને રાણો પણ પોતાનાં ઢોર વાંગરથી ત્યાં ચારવા આવ્યો હોય તેને જોતી. કુંવર સર્વ સાથે રાણાને પણ ભાત ખાવાને મીઠી મીઠી રીતે કહેતી. અંહંહં કરતો રાણો કુંવરના વચનને વશ થઈ જતો. આમ કેટલોક વખત ચાલતાં રાણા તથા કુંવરનાં હૃદયમાં પ્રેમ મહારાજ પ્રકાશ્યા અને એક બીજા એક બીજાનાં થઈ ગયાં. બંનેએ હૃદયે હૃદય વેચી દીધાં. કુદરત આ જગતમાં પાત્રો તો ઘડી નાંખે છે. પણ જાણે તે જ કુદરત-પ્રભુ-ઘણી વાર અનુકૂળ પાત્રોને જોડવાને બદલે પ્રતિકૂળ પાત્રોને જોડી દે છે; અને થાય છે એવું કે જેને જે ભાવે તે તેને મળતું જ નથી અને અભાવતાં સાથે રહી કંટાળાભરેલુ જીવન ગાળવું પડે છે. રાણા તથા કુંવરનાં હૃદય એક થઈ બેઠાં. દૃઢ ગાંઠ બંધાઈ ત્યારે કુંવરને તેનાં માબાપે ભેરાઇમાં કોઈ બીજા રબારીના છોકરા સાથે વરાવી ને રાણાને રોતો રાખ્યો. એક વખત કુંવર રાણાને મળીને ત્યાંથી બંનેએ સાથે કોઈ અન્ય સ્થળે ચાલી જવા વિચાર કર્યો. પણ રાણાને પોતાનું વતન બહુ વ્હાલું હતું. કુંવર ભલે બીજાને વરી પણ તે તેને કોઈ પ્રકારે મળશે એવી ઉંડી ઉંડી આશા હોવાથી તેણે કહ્યું:

આછાં પાણી આંબડે, કંકુ વરણોય કાદ,
રાણો કે' કેમ મેલીએ, ડોબેસરનો વાસ ?

આ આંબડા કુવાનું પાણી નિર્મળ છે ને આકાશ ઉપર ઝીણી રાતી ચમરી થઈ મોહક લાગે છે. આ સુંદર ડોળિયા ગામના મોટા સરોવરનું વતન તે કેમ કરીને તજાય ?

આમ જ્યાં સુધી કુંવર માઢીઆમાં રહી ને લગ્ન થયા વગરની હતી ત્યાં સુધી તો રાણાને કોઈ વખત કુંવર એકલી મળે ને કંઈ કહે તે કાંઈ બહુ જ વજનદાર લાગતું નહીં. કેમકે પ્રેમીને પ્રેમપાત્ર નજીક હોય છે ત્યારે હૃદયને એવી તો શાન્તિ વળે છે તથા એવો તો કેફ ચડે છે કે તેમને વિયોગમાં શું થાય તેનું ભાન જ હોતુ નથી. રાણાને પણ થયું તેમ જ. કુંવર સાસરે જતાં, દિલમાં થનારા ઉત્પાતનો તેને ખ્યાલ આવ્યો નહોતો. કુંવરનું લગ્ન થયું ને ભેરાઈ ગઈ. પાછી આવી, પણ માણુસો તેને તુરત આણું વાળી તેડી જવા આવ્યાં ને લઈ ચાલ્યાં. કુંવરને તેડી જવા ભેરાઇથી આવેલ સાસરિયાં તેને લઈ ચાલ્યાં છે ને તેનાં પીયરિયાંવાળાં વળાવવા ગામ બહાર આવ્યાં છે, ત્યાં રાણો આવી ચડ્યો. "અહાહા, આ તે શું કુંવર જાય છે ?" કરી રાણો બોલ્યો:—

રાણા રાતે કુલડે ખાખર નીખલીયાં,
સાજણ ઘેરે સામટે આણાત હલીયાં.

અહા ! રાણા, આ તો જેમ રાતાં રાતાં કેસુડાંથી ડાલી રહેલ ખાખરો શોભી રહ્યો હોય તેમ આ મોટા સગાં વ્હાલાંના ટોળામાં આ આણાત ચાલી નીકળ્યાં !

પેહેલી વાર તો કુંવર પરણીને સાસરે થોડા રોજ રહીને આવી, પણ હવે આણું વળીને જાય છે તે તો કોઇક છઠ્ઠે ચોમાસે આવે એમ રાણાને ચોક્કસ લાગ્યું ને પછી તેના હૃદયને હાય લાગી. રાણાને ક્યાંય સુખ વળે નહીં. રાણો જ્યાં જાય ત્યાં દુઃખે વમોયો વમોયો ફરે. રાણાની આ દશા જોઈ તેના સ્નેહીઓ તેને બીજી કન્યા પરણાવી દેવાનું કહેવા લાગ્યા. પણ આ જગતની તમામ સ્ત્રીઓમાંથી કોઈ પણ ચંચળ ચાલે ચાલી રાણાના હૃદયને રીઝવે એવું રાણો જુએ જ નહીં ત્યાં શું થાય? તે તો બોલ્યો:—

બળે બીજાની હાલ્ય ડફકતી ડગલાં ભરે,
હંસલા જેસી હાલ્ય કોટાળી કુંવરની.

બીજી સ્ત્રીઓ જે ધબ ધબ કરતી ચાલે તેની ગતિમાં આગ ઉઠો. મારી કોટાળી કુંવરની ચાલ્ય જાણે કોઈ હંસલી ધીમી ધીમી ચાલતી હોયની! વળી જુઓ.

બળે બીજાનાં ઉર હૈયામાં હચમચે,
છાતીમાં ચાકમચૂર કોટાળી કુંવરને.

આ બીજી સ્ત્રીઓની છાતીમાં લા લાગો, કે જેનાં સ્તનો આમ તેમ હલ્યાં કરે છે, પણ મારી કોટાળી કુંવરને છાતીમાં પોતાનાં સ્તનો તણ્યાં તણ્યાં થઈ ચકચૂર મચાવી રહ્યાં છે.

બળે બીજાના વાળ, ઓડેથી ઉંચા રહ્યા,
કડે કાળો નાગ, મારી કોટાળી કુંવરને.

બીજી સ્ત્રીઓના વાળમાં આગ ઉઠો કારણ કે એ વાળ ઓડય ઉપર ને ઉપર ઉંચા રહે છે; પણ મારી કોટાળી કુંવરને તો એવો લાંબો ચોટલો છે કે જાણે કોઈ કાળો નાગ તેની કડયને વળગ્યો હોય નહીં !

બળે બીજાના દાંત, સોખમ હત સામા ફરે,
દાડમ સરીખા દાંત, કોટાળી કુંવરને.

બીજાના દાંત ભલે ગમે તેવા સફેત હોઇ મારી સામા ઉભા રહે તોય તેમાં આગ લાગજો. પણ મારી કોટાળી કુંવરના દાંત તો એવા છે કે જાણે બરોબર દાડમની કળીઓ ગોઠવાઈ ગઈ હોય નહીં !

આમ પોતાની કુંવર પાસે આખા જગતની સ્ત્રીઓ હવે નિર્માલ્ય થઈ બેઠી છે. રાણાને કોઈ મનાવે એવું છે જ નહીં. અને ખરેખર પ્રેમીને મન તો પોતાની હૃદયવલ્લભા જ સર્વમાં શ્રેષ્ઠ છે. ઇંદ્રની ઇંદ્રાણી પણ તેને રાજી કરવા સમર્થ નથી. મજનુ કાળી કાળી લયલીમાં જ જગતનું સૌંદર્ય ગણી બેઠો હતો. રાણો પણ કુંવરમાં પોતાનું સર્વસ્વ ગણી બેઠો ને તે જતાં તે પોતે બાણથી વિંધાઇ ગયો છે, જેના ઘા તેને સાલે છે.

તડતડતાં બે તીર કોઈ પાંપણનાં ઉડે નૈં,
સોંસરવા ઈ શરીર સાલે ઘા સાજણના.

એ મારી કુંવરની પાંપણમાંથી કાંઇ તડતડ થતાં બે બાણ ઉછળ્યાં નથી, પણ એ તો પાણીનાં ટીપાં ટપટપ્યાં

ને તે ઘા મારા શરીરની આરપાર ઉતરી ગયા. અરે તે મારા હ્રદયમાં ખટક્યાં કરે છે.

વળી મારી કુંવર કાંઇ જેવી તેવી નથી. એ તો,

કુંવર કાળી નાગણી, સંકેલી નખમાં સમાય,
એનું કરડ્યું ડગ ના ચાતરે, કુંવર કોઠાળી કે'વાય.

મારી કુંવર તો નાની નાજુક નાગણી છે. તેણે જેને પ્રેમડંખ દીધો હશે તે કદાપિ પણ એક પગલું આગળ ભરી શકવાનો નથી જ. કારણ કે એ કોટાળી કુંવર છે. એનું કુળ કેવું ઉત્તમ છે!

ખરે, રાણા પ્રેમીને પ્રિયા નાગણી સમાન ડંખ દેનાર છે પણ તે વિષ, તે ડંખ એટલો તો વ્હાલો સુખકર, વિજયકર છે કે તેમાંથી બચવાની ઇચ્છા જ થતી નથી. તે ડંખ તો મોક્ષમાર્ગ છે અને છેલ્લી ઘડી સુધી વલખાં મારવામાં પણ પ્રેમી પોતાનું મહાભાગ્ય માને. જ્ઞાનવિજ્ઞાન તે ઝેર ઉતારવા અસમર્થ છે. રાણા પ્રેમી, કુંવરે એ ડંખ દીધો ને તું સ્વાનુભવી રસિક થઇ ગયો. દરેક પ્રેમીની દશાનું તું બરોબર ભાન કરાવવા લાગ્યો. અરે રાણા! તું કુંવર ઉપરથી કેવાં કેવાં મહા વાક્ય કાઢે છે! તું કહે છે કે પ્રેમી કાંઇ બહુ લવલવાટ કરતાં જ નથી. અને જે કોઇ પ્રેમીને નામે બકબકાટ કરે તેને તો તું શાપ કરડાવે છે.

બહુ બોલે ને બકે, લવ લવ કાઢે વેણ,
ઈ સાજણને કરડે કાળોતરો, મર હોય પોતાનાં શેણ.

ભલે તે આપણું વ્હાલું પ્રીતિપાત્ર હોય છતાં જો સમજણ વિના બહુ બોલ્યા કરે તો તેને કાળીનાગ ડસજો પણ,

થોડું બોલે થરહરે, મરકીને કાઢે વેણ,
ઈ સાજણને કાંટો મ વાગજો મર હોય પારકાં શેણ.

થોડું બોલે ને હૃદયની પીડા ઓછી કરે, વળી જરા જરા હસીને વેણ કાઢે, તેને તો રાણો કહે છે કે, જરા કાંટોય વાગશો નહીં. પછી ભલે તે પારકાની સ્ત્રી હોય.

. હા, તારી કુંવર પારકાની થઈ છે, ને તે થોડાબોલી, હૃદયની પીડ ઓછી કરનારી, મૃદુ હાસ્ય કરીને વચન કાઢનારી છે; તેથી તું એવી પારકાની તમામ સ્ત્રીઓને જરા પણ કાંટો, હે પ્રભુ! ન વગાડતો એમ કહે છે એ સત્ય છે. પ્રેમી પ્રિયાનું ભલું ચિત્ર, રાણા! તેં તો આલેખ્યું. વળી તું તો આગળ ચાલતાં કહે છે.

હસત મુખાં રળિયામણાં મરકી કાઢે વેણ,
રાણો કે એને કાંટો મ વાગજો મર હોય પારકાં શેણ.

• ભલેને તે પારકી સ્ત્રી હોય પણ હસતા મુખવાળી હોય, આનન્દી હોય, બોલે પણ જરા હસીને, એને તો જરાય કાંટો, હે પ્રભુ! વાગશો નહીં. પણ જે કોઈ

કાળમુખાં ને રીસાળવાં, નીચાં ઢાળે નેણ,
રાણો કે એને એરૂ કરડજો, મર હોય પોતાનાં શેણ.

કડવા બોલી ને રીસનું ઘર, વળી નીચું જોઈ બોલ-નાર હોય તે ભલે આપણી પોતાની સ્ત્રી હોય છતાં એને તો સર્પ કરડજો.

રાણાને ઘણુય સમજાવે પણ જંપ વળતો નથી. તે તો પ્રત્યેક વખતે મહાવાક્ય કાઢયે જાય છે.

બોલ્યા ભવની પ્રીતડી દિલની જાણે દેણ,
ગણ કરે અવગણ ગોતે નૈં, સારસ જેવા સેણ.

એ તો પેલા ભવની પ્રીત હો તો જ દિલેદિલ મેળ ખાય છે. તે જ દિલની દેણદાર છે. કારણ કે પ્રિયા કાયમ પ્રેમીને ગુણ જ કર્યે જાય છે. તેના અવગુણ શોધતી નથી. અરે તે પ્રિયા તો સારસ જેવી છે.

હા ખરેખર, નેક પ્રેમી એક બીજાના અવગુણ સામું જરા પણ જોતાં જ નથી. તે તો એક બીજાને ગુણ કરી સુખ કરી સુખ લે છે.

રૂપ ઘણાં રાગ પ્યારો, કાઢે વારાસુરી વેણ,
મુઆં ભેગાં મરે, રાણો કે સારસ જેવાં સેણ.

આ રાણો છાતી ઠોકીને કહે છે કે, તે પ્રેમી પ્રિયા જેમાં ઘણું જ રૂપ હોય, જેનું બોલવું વ્હાલું લાગે એવું સુંદર સૂરવાળું બીજાનાં દુઃખ હરનાર હોય, તે સારસની પેઠે પોતાના વ્હાલા પ્રેમીના મૃત્યુ સાથે જ મૃત્યુ પામે.

એ જ શુદ્ધ પ્રેમી પ્રિયા એ જ સતી. સારસી કદી પણ પોતાના વ્હાલાને મરેલો જોઈ જીવી શકતી નથી. પ્રેમી હૃદયની આ હદ વળી ગઈ. રાણો પોતાની કુંવરને પારકાના હાથમાં ગયેલ જોઈ જરા પણ રાગદ્વેષ કરતો નથી. પણ ઉલટો કુંવરનું ભલું ઇચ્છે છે–"ભલે તે પારકી હોય તો પણ તેને, હે પ્રભુ, કશી ઇજા ન કરતો," આદિ શુભેચ્છા દર્શાવે છે. આમ પોતાની હૃદયવલ્લભાને સાસરે જતી જોઈ ઉપર પ્રમાણે તે સુખી થાય એવું ઇચ્છી વળી રાણે કહ્યું:

રાણો કે રાનમાં મારૂં ટોળાં મળ્યાં,
આગે અમૃત ઉજળાં માંઈ ભેરાઇનાં ભળ્યાં.

રાણો કહે છે, કે વગડામાં મારી વ્હાલીનું ટોળું મળ્યું. એક તો મારી વ્હાલી કુંવર પંડે આગળ. તે તો અમી જેવી ઉજળી અને તેમાં ભેરાઇનાં સગાં મળેલાં. પછી કહેવું જ શું! એ સુંદર દર્શનની તો અવધિ જ વળી ગઈ. આમ વ્હાલી કુંવર ગઈ પણ રાણાને તેણે કહાવી દીધું કે,

મેલ્યું વાંગર, મેલ્યું માઢીયું, મેલી મવાની બજાર,
ડગલાં દી ને રાત, મારે ભરવાં પડે ભેરાઇનાં.

હે રાણા! મેં તો હવે વાંગર તથા માઢિયું તજી દીધાં છે. અરે હટાણું કરવા વાસ્તે મહુવાની બજાર પણ આપણે તો તજી છે. હવે મારે તો રાત ને દિવસ ભેરાઇમાં ચાલવાનું રહ્યું.

વળી હે વ્હાલા રાણા! તું જે કોઈ તારી પાસેથી બેરાઈ આવે છે તે સાથે મને રામ રામ તો કહેવરાવે છે. પણ હે પ્રેમી! તે રામ રામથી શું?

રામ રામીડું રાણા મારે પરદેશની પોંચે નૈં,
છેટાની શેલાણા વશમી વાંગરના ધણી.

રાણા! તું મને રામ રામ કહાવે છે પણ પરદેશથી પારકા સાથે આવેલ રામ રામ મને કદી પણ પહોંચે નહીં અને મારૂં હૃદય તેનો સ્વીકાર કરતું નથી. અરે વાંગરના ધણી! છેટેથી મોકલેલ રામ રામ તો કઠણુ કહેવાય. વળી કહાવી મોકલ્યું:—

રાખડીયું રાણા બળેવની બાંધી રે,
છોડી હે રાણા કાંડેથી કુંવરને.

અરે રાણા! આ તારી કુંવરને હાથે બળેવને દિવસે રક્ષાબંધન બાંધેલ તે બાંધેલ જ રહ્યું છે, અરે પ્રેમી શેલાણા! તું આવીને તારી કુંવરને હાથેથી તે છોડી નાંખ તો સારૂં.

આમ રાણાને મળવા આતુર કુંવરે રાણાને કોઈ સાથે કહાવી મોકલ્યું, ને પછી રાણાનું હૃદય હાથ રહ્યું નહીં. તેણે વાંગર તજી દીધું. રાણાને કોઈ જગ્યાએ ગમતું ન હોતું. તેણે હવે ગીરમાં જઈ એકાન્ત જીવન ગાળવા દૃઢ સંકલ્પ કર્યો. રાણો ચાલ્યો. રસ્તે જતાં, 'લે ને બેરાઈ થઇને ગીરમાં જાઉં.' એમ બુટ્ટો ઉઠયો ને બેરાઈ તરફ

ચાલ્યો. પાણી શેરડા પાસે થઇને જાય છે ત્યાં કુંવરને પાણી ભરી જતી જોઈ પણ કુંવરે તેને ઓળખ્યો નહીં તેથી, કે બીજા જુએ ને સાસરિયાં જાણે એવી લજ્જાથી, કુંવર રાણા સામું જરા જોઈ, બોલ્યા ચાલ્યા વિના ચાલી ગઈ. આ જોઈ રાણે કહ્યું:-

રહ્યું નૈં રાણા તણું મનડું માણ ધરી,
હાથે હલકું થયું કફરા નેહ કરી.

અરે આ રાણાનું મન મક્કમ રહી શક્યું નહીં ને આ દુર્ઘટ સ્નેહ કરીને પોતાની મેળે જ તે હલકું પડ્યું છે. કારણ કે,

મરવું માણસને કાજ માણસના મનમાંય નૈં,
તોય તનડું તોરી પાસ, વેલા જેમ વિંટાઇ ગયું.

માણસને માટે તલખી તલખીને મરીએ છતાં તેના લેખામાં કંઇ આવતું નથી. છતાં, અરે કુંવર, આ શરીર તારી આસપાસ જેમ વેલો વૃક્ષને વીંટાય તેમ વીંટાઇ રહ્યું છે. ભુંડી જરા તો સામું જો.

આ માર્મિક શબ્દે કુંવરના હૃદયપર વિજળી જેવો ઝટકો માર્યો. તેણે પાછું વળી જોયું તો પોતાના વ્હાલા રાણાને દુઃખી દુઃખી જોયો. હવે જગતની પરવા કુંવર પાસે ટકી શકી નહીં. તેણે તો એકદમ કહી દીધું:—

રાણો છોડીયું રાણનું કુંવર બિચારી કાચ,
રોકાઇ જાને રાણકા, ઘડીકને ઘર વાસ.

આ મારો રાણો તો સુકાઇને એક કાષ્ઠના છોડિયા જેવો થઇ ગયો છે ને આ કુંવર તો બિલોરી કાચ જેવી છે. હે રાણા! તું હવે બે ઘડી અત્રે રોકાઈ જા, ને મને તારી કરી લે. આવ આપણે ઘડીક ઘરવાસ માંડીએ.

આમ કહેવાનું કારણ કે ત્યાં તો પોતાનાં સાસરિયાં આવી બંનેને કાપી નાંખે, પણ તે ભલે. આમ ખરે વખતે સ્ત્રીઓ પોતાના પ્રેમીની દુર્દશા જોઇ જગતની જરા પણ દરકાર કરતી નથી. લાજમર્યાદા તો અમુક હદ સુધી તેમને વશ રાખે છે. પણ બેહદ થઇ જાય ત્યારે અખિલ જગત્ તેમની પાસે બિસાત વિનાનું બની જાય છે, પણ પુરુષને તેમ નથી. સ્ત્રીઓ હૃદયવાદી છે, એટલે હૃદય આપ્યું તે આપ્યું, પણ બુદ્ધિવાદી પુરુષ ગળચવાં ગળ્યાં કરે છે, ને આખી જીંદગી દુઃખી થાય છે. રાણો ભેરાઈ આવ્યો ખરો, કુંવરને મળ્યો ખરો, કુંવરને માર્મિક વચન કહ્યાં ખરાં, પણ કુંવરે જ્યાં, છેવટનો "ઘડીકનો ઘરવાસ" માંડવા કહ્યું, ત્યાં કંપ્યો ને ચાલતો થયો. રાણો ગયો, કુંવર ઘેર આવી. રાણો ગિરમાં ગયો ને સાણાના ડુંગરમાં જઇને રહ્યો. કુંવર રાણાપર આફ્રીન છે, તથા રાણો ને કુંવર પાણી શેરડે મળ્યાં વગેરે વાતચિત અદેખાં લોકોએ કુંવરનાં સાસરિયાંને કહી દીધી. તે સર્વ વરૂની જેમ કુંવર ઉપર તુટી પડ્યાં. હમેશાં કુંવરને

કડવાં વચન હવે સાંભળવાં પડવા લાગ્યાં. એવામાં થયું એવું કે ભેરાઇથી પણ કુંવરનાં સાસરિયાં ઢોરઢાંખર લઈ ગિરમાં નાંદીવેલાના ડુંગરમાં ગયાં. કુંવર દિવસે દિવસે સુકાતી ગઈ. ગિર લાગી ગણી મૂર્ખ લોકે તેના શરીર પર ડામ દીધા, કારણ કે ગામડિયા લોકમાં સૌ દવાની દવામાં ડામ. આમ કુંવરની વિપરીત દશા થઈ. તેના હૈયામાં હજુ રાણાને મળવાની ઘણી ઇચ્છા રહી છે. તે રાણાને ઝંખ્યા કરે છે.

હવે રાણો સાણાને ડુંગર આવ્યો ને ત્યાં એક ઝુંપડી વાળી રહ્યો. તેને મહારોગ ત્યાં લાગુ પડ્યો. પગ પાકયો, પેટ મોટું થયું ને રાણો પીળો પડી ગયો. હવે જીવવાની જરા પણ આશા રાણાના દિલમાં રહી નથી, પણ જેમ કાઈ મહાભક્તને હૈયે ઈશ્વર ઈશ્વર હોય છે, તેમ રાણાને હૈયે તે કુંવર લાગી રહી છે. રાણાને ખબર પડી છે કે સામેના નાંદીવેલાના ડુંગરમાં કુંવર આવી છે, પણ હવે તેને કેમ મળાય? રાણો મુંઝાય છે કે કુંવર કહેતી હતી તે પળ ગુમાવી. ત્યાં તો એક કાગડાને જોઈ રાણે પૂછ્યું:

ઉડી આવ્યો કાગ કાઈ વનરા વીંધીને,
સાણે આપણાં રેણ કે ઉડીને આઘાં ગયાં.

આ કાગડો વનનાં વન વીંધીને અત્રે આવ્યો. અરે ભાઈ કાગડા! મને કહે કે મારી વ્હાલી ત્યાં નાંદીવેલાના ડુંગરમાં છે કે ત્યાંથી બીજે ચાલી ગઈ છે?

ત્યાં તો કાગડો વળી ઉડવા માંડે છે, ને બીજે બેસે છે તે જોઈ રાણો બોલ્યોઃ-

ગર લાગીને ગુડા ગળ્યા પેટ વધ્યો પીડ્ય,
કાગડા કુંવરે ભણે રાણો સરસા ડુંગર રીયું.

હે કાગડા! તું મારી કુંવરને કહેજે કે, તારા રાણાને ગિરનું પાણી લાગ્યું છે, ને પેટ વધ્યું છે; ને કહેજે કે તારો રાણો આ સરસા ડુંગરમાં પડયો છે. તેની સંભાળ લેવી હોય તો જા.

આ કાગની સાથે સંદેશો કુંવરને મોકલ્યો પણ રાણાને કોઈ જગ્યાએથી શાન્તિ વળતી નથી.

રાણો કે રાત્ય અવઢયની આડી છે,
નૈં સુવે નીરાંત હૈયું કાંકણહારનું.

રાણો કહે છે કે અરેરે ભુંડી દુઃખણી રાત્રિ આવે છે. તે રાત્રિને એમ છે કે પોતે સર્વને નિદ્રા આપી શાન્તિ આપે; પણ જે હૈયે પોતાનું સ્નેહકંકણ ગુમાવ્યું છે તે કદી પણ નિરાંતે સૂનાર નથી જ. વળી

રાણો કે રાત્ય પૃથ્વીને પોરો છે,
પણ જેનાં કરમનોય કપાળ વસમી તે વિજોગણે.

રાણો કહે છે કે રાત્રિ પડતાં તો આ પૃથ્વીને પણ વિશ્રાન્તિ મળે છે. અરેરે જે કર્મ ફુટેલ છે તેને જ વિયોગને લીધે તે રાત્રિ કાઢવી બહુ જ કઠણ છે.

ખરે રાણા, જેનાં કર્મ ફુટલ છે તેને જ કાળી રાત્રિ

વિયોગદુઃખથી નીરાંતમાં જતી નથી. આમ રાણો દુઃખને ભર્યો વિચાર કરે છે, બકે છે ત્યાં તોફાન થઈ આવ્યું.

વિજળી ચારે બાજુએ ઝબકવા લાગી. આ જોઈ રાણે બોલી દીધું;

સાણે વીજુ સાટકે નાંદીવેલે નેગ;
કુંવર બચ્ચું કુંજનું બેઠું બાળેવેશ.

આ સાણુાના ડુંગરપર વીજળીના ચમકારા ઉછળી રહ્યા છે. આ નાંદીવેલા પર મારૂં હૃદય કુંવર જે એક કુંજના બચ્ચા સમાન છે, તે બાળેવેશે બેઠી છે.

" પાંપણુ પલીતા લાગીયા, નેણે ઉઠયો દાહ,
કુંવર બાંધી કાળજે ભુંડી કાં માંયલું ખા.

મારી આંખની પાંપણુમાં આગ લાગી છે, ને આંખમાં બળતરા થાય છે. મારા હૃદયને કુંવર વળગી પડી છે. અરે ભુંડી ! તું મારા અંદરના હીરને કાં ખાઈ જાય છે. વળી જોને—

કુંવર કાળે હાડ ઓથ અણીશુથી આળેખી,
તેની શિણીયું ચતમાંય, રેવતની રાણો ભણે.

• આ કુંવર તો મારાં હાડને શંકુથી આળખીને કાપે છે. અરેરે તે કાપવાને માટે શીણી તો સદાની મારા હાડમાં ભરાઈ બેઠી છે તે કાપ્યે જ જાય છે.

આમ પોતાની વિપરીત દશા થઈ છે તે જોઈ સાણુાનો ડુંગર જાણે તેની મશ્કરી કરતો હોય તેમ રાણુાને લાગે

છે. સાણો જાણે કહેતો હોય કે 'હે મૂર્ખ રાણા! તારી કુંવરને તો તું કશા લેખામાં નથી, ને આમ શું વલખાં મારે છે?' તેથી રાણે સાણાને કહ્યું:

કુંવર ઉછળે તો ભલ ઉછળે તું કાં ઉછળ્ય સાણા,
કાલે કુંવરને મનાવશું તું તો પડ્યો રે'ને પાણા.

મારી કુંવર કદી મોંઘી થઈ ઠેકડા મારે તો ભલેને તેમાં તારે શું? હું તેને કાલે જ મનાવી લઇશ. પણ હે પથરા! નિષ્ઠુર હૃદય–તું તારે જ્યાં પડ્યો છે ત્યાં રે'ને.

આમ અનેક આધિ, વ્યાધિ, ઉપાધિ રાણો હમેશાં સહે છે. પ્રેમી પ્રેમ ખાતર પોતાના શરીરનું બલિદાન આપી રહ્યો છે. મૃત્યુ મો ફાડીને સામું ઉભું છે. ત્યાં આ શું? કુંવર આવી. ઘડીક તો રાણો સામું જોઈ રહ્યો ત્યાં તો તેના શરીર પર ડામ જોઇ રાણે કહ્યું.

વૈદ્યને વિજ્ઞાન કાયા બગાડી કુંવરની,
દેહીની ઉપર ડામ ચાભાડી કોણે ચોડીયા?

વૈદ અને એનું વૈદું એણે આ કરીને મારી કુંવરની કાયા તદ્દન બગાડી દીધી. હે ચાભાડી! આ તારી સુંદર દેહ પર ડામ તે કોણે દીધા?

આમ રાણો પૂછે છે પણ પ્રેમઘેલી કુંવર કંઇ બોલતી નથી. તે તો રાણાને જોઇ અશ્રુપૂર્ણ આંખે ઘડીક તો સ્તબ્ધ બની ગઇ. પછી રાણાની બાહુમાં પડી અને બીમાર

રાણો અત્યારે કોણ જાણે ક્યાંથી સતેજ થઇ ગયો. અશક્તિ શક્તિમાં ફેરવાઇ ગઇ. રાત્રિનો સમય હતો ને દર્ભની પથારીએ પ્રેમી સૂતાં. રાણે પોતાની માશુકને છેલ્લી બાથ બીડી ને કુંવરે કહ્યું:

> રાણા હે આ રાત્ય ભીંશી બથું ભરીએ નૈં,
> ઉર અમારાં કુંવર કે કચરાઇ ગયા.

હે રાણા, આજે રાત્રે બહુ જોસથી ભીંશીને બાથ ભરવી નહીં, કારણ કે મારા શરીરમાં માત્ર હાડકાં જ રહ્યાં છે.

અરે કુંવર! તું આજ રાત્રે રાણાને આમ વીનવે છે પણ કાલની શી પ્રતીતિ? આમ તું બોલી તો ખરી; પણ વિરહવેદના છૂટતાં હૈયેહૈયું દાબવા માંડ સમય આવ્યો તે શું તમો જવા દેવાના? ના નહીં. બન્ને પ્રેમી માંડમાંડ જીવન દોરીને લંબાવતાં હૃદયે હૃદય ભીંસી સૂતાં તે સૂતાં જ. બન્નેના આલિંગન કરતા આત્મા બ્રહ્માંડમાં રમવા લાગ્યા ને દર્ભશય્યાપર વળગેલ શબ રહ્યાં.

# શુદ્ધિપત્રક

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૯ | ૬ | સોંપણુ | સોંણેય |
| ૨૦ | ૬ | પાટ્યાં | પાટિયાં |
| ૨૧ | ૧ | ભાંગીને | ભાંગી ને |
| ૨૬ | ૩ | કેદી | કે દી |
| ૩૨ | ૧૩ | ઝલા | ઝાલા |
| ૩૭ | ૨૦ | લથડમાં | લથડ માં |
| ૪૮ | ૧૨ | ત | તેં |
| ૪૯ | ૨૨ | અરડીલા | અરઠીલા |
| ૫૧ | ૯ | વંશલોના ઘેરમાં | વંશલો નાઘેરમાં |
| ૫૯ | ૧૦ | ત | તેં |
| ૫૯ | ૧૫ | ત | તેં |
| ૮૨ | ૭ | સજણુ | સાજણુ |
| ૮૫ | ૨૩ | ઠુબળ | દુબળ |
| ૯૦ | ૧૪ | ખોડેલ...રહી | બાવળનાં ઝરડાં ખો-ડેલ રહ્યાં |
| ૯૫ | ૧૩ | ડેડાં | ડેડક |
| ૧૦૩ | ૧૪ | જંમે | જંપે |
| ૧૧૦ | ૧૬ | મંટા | ફાંટા |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨૧ | ૧૮ | ઉજળમાંથી | ઉજમમાંથી |
| ૧૩૫ | ૧૭ | વિધવા | વિધનાન |
| ૧૫૨ | ૧૩ | તું બડે | તુંબડે |
| ૧૬૨ | ૧૬ | આ લુકો | આલુકો |
| ૧૬૩ | ૪ | એ સંબંધ | અસંબદ્ધ |
| ૧૭૨ | ૧૭ | ચિગારો | ચિંગારો |
| ૧૭૩ | ૨૧ | પડીયા | પંખીયાં |
| ૧૭૬ | ૨ | લેવું | દેવું |
| ૧૮૦ | ૧૯ | ટાટડાં | ટારડાં |
| ૨૦૦ | ૧૧ | તગ | તેગ |
| ૨૧૨ | ૯ | રે શાતે | રેશાતે |
| ૨૩૨ | ૬ | ભુષણુ | જુવણુ |

